# સંપત્તિશાસ્ત્ર

## ભાગ ત્રીજો અને ચોથો

## વહેંચણી અને વિનિમય

[ પ્રો૦ આટેના મૂળ મરાઠી ગ્રંથ ઉપરથી ફેરફાર સાથે ]



ગુજરાત વિદ્યાપીઠ

અમદાવાદ

# સંપત્તિશાસ્ત્ર

ભાગ ત્રીજો અને ચોથો

## વહેંચણી અને વિનિમય

[ પ્રો. ભાટેના મૂળ મરાઠી ઉપરથી કેટલાક ફેરફાર સાથે ]


પ્રકાશક

ગૂજરાત વિદ્યાપીઠ

અમદાવાદ

સંવત ૧૯૭૯ મૂલ્ય સવા રૂપીયો

# અનુક્રમણિકા

---

## ભાગ ચોથો—વિનિમય

# સંપત્તિશાસ્ત્ર

## ભાગ ૩જો

### પ્રકરણ ૧લું

#### વહેંચણી

બીજા ભાગમાં દ્રવ્યની ઉત્પત્તિ તથા તેનું સ્વરૂપ અને નિયમો એ વિષે વિચાર થયો. હવે આ ભાગમાં સંપત્તિશાસ્ત્રમાં આવેલી " દ્રવ્યની વ્હેંચણી " વિષેનો ઉહાપોહ કરવાનો છે. દ્રવ્યની 'ઉત્પત્તિ', દ્રવ્યની 'વહેંચણી' અને દ્રવ્યનો 'વિનિમય' એવા સંપત્તિ-શાસ્ત્રના ત્રણ ભાગ કરવાનો જે સંપ્રદાય છે તે વિનિમયની સગવડ ખાતર પડેલા છે. વસ્તુતઃ આ ભાગ તદ્દન પરસ્પરસંલગ્ન છે, એટલું જ નહિ પણ પરસ્પરાવલંબી છે, એ આ ગ્રંથના પ્રાસ્તાવિક પુસ્તકમાં બતાવ્યું જ છે. આ ભાગ સગવડ ખાતર જ કરેલા હોવાથી ઘણા સંપત્તિશાસ્ત્રજ્ઞોની વિવેચનપદ્ધતિમાં ફરક માલુમ પડે છે. કેટલાક સંપત્તિશાસ્ત્રકારો વિનિમયનો વિષય પહેલો વિવેચન માટે લઇ પછી વહેંચણીનો લે છે. કેટલાક તો 'વહેંચણી' નો સમાવેશ 'વિનિમય' માં કરે છે. કારણ આ લોકો કહે છે કે, હાલમાં સુધરેલાં રાષ્ટ્રોમાં દ્રવ્યની વહેંચણી માત્ર વિનિમયથી જ થાય છે. મજૂર પોતાની મહેનત માટે કેટલોક બદલો લઇ તે બીજાને વેચાતી આપે છે. જમીનદાર પોતાની જમીન સાંથ (ભાડું) લઈ ખેડૂતને આપે છે. સારાંશ કે, જેની પાસે દ્રવ્ય અથવા

દ્રવ્ય માટે જોઇતું એકાદું સાધન છે; તે તે દ્રવ્ય અથવા તે સાધન અદલાબદલીથી બીજાને આપી પોતાને જોઇતું દ્રવ્ય અથવા સાધન પેદા કરે છે. દેશમાં જે અનાજ અથવા બીજું કંઇ દ્રવ્ય ઉત્પન્ન થાય છે તેની વહેંચણી દેશના લોકોમાં અદલાબદલીથી જ થાય છે. આ ઉપરથી વહેંચણીના સ્વતંત્ર નિયમો નથી અને તેથી વહેંચણીનો વિચાર 'દ્રવ્યના વિનિમય'ના પ્રકરણમાં કરવો ઉચિત છે.

જે ગ્રંથકારો વહેંચણીને સ્વતંત્ર સ્વરૂપ આપતા નથી તેમની વિચારસરણી ઉપરના પ્રકારની હોય છે. પરંતુ નીચેના વિવેચન ઉપરથી એમ દેખાઇ આવશે કે વહેંચણીનું જૂદું જ સ્વરૂપ છે તથા તેના નિયમો પણ વિચાર કરવા જેવા છે, અને એ નિયમોનું મહત્ત્વ પણ ઉત્પત્તિના નિયમો જેટલું જ હોઇ સમાજમાં દ્રવ્યની વહેંચણી થવાના નિયમો સમાજમાંના દ્રવ્યની ઉત્પત્તિની પદ્ધતિ પર ઘણે અંશે અવલંબે છે. પહેલાં વહેંચણી એટલે શું અને આ પ્રશ્નના મૂળમાં કઇ સામાજિક સંસ્થાઓ અને કલ્પનાઓ છે તેનો વિચાર કરવાની જરૂર છે. એટલે વહેંચણીના સામાન્ય સિદ્ધાંતોનું તથા નિયમોનું સ્વરૂપ અને મહત્ત્વ સારી રીતે સમજાશે.

જે વખતે માણસ તદ્દન જંગલી અવસ્થામાં હોય છે અને પોતાની હાજતો પોતાની એકલાની જ મહેનતથી પૂરી પાડે છે તે વખતે દ્રવ્ય જોઇએ તેટલું તૈયાર હોતું નથી અને તેની વહેંચણીનો પ્રશ્ન જ ઉત્પન્ન થઇ શકતો નથી. દ્રવ્યનો ઉત્પાદક એકલો જ હોય છે અને તેનો ઉપભોગ પણ તે એકલો જ કરે છે. એટલે એ કાળમાં દરેક માણસ એ એક દૃષ્ટિએ પશુ જેવો અને સ્વયંસિદ્ધ અને સ્વયંપૂર્ણ પ્રાણી હોય છે. પરંતુ જ્યારે શ્રમવિભાગનું તત્ત્વ અમલમાં આવે છે અને એક માણસ એક જ જાતની વસ્તુઓ કરવામાં

પોતાની સઘળી મહેનત અર્પણ કરે છે તથા પોતાની હાજતો બીજાની મહેનતના ફળથી પૂરી કરવાની અપેક્ષા રાખે છે, તેમજ જ્યારે એક વસ્તુ તૈયાર કરવા માટે પુષ્કળ સાધનો અને ઘણા જણની મહેનતની જરૂર પડે છે ત્યારે દ્રવ્યની વહેંચણીનો પ્રશ્ન ઉભો થાય છે. કારણ કે દરેક જણની મહેનતના પ્રમાણમાં અથવા દ્રવ્યનાં સાધનો પૂરાં પાડવાના પ્રમાણમાં તેને તે દ્રવ્યનો ભાગ મળવો જોઇએ એ દેખીતું છે. ખેતરમાં જે અનાજ પાકે છે તે જમીનનો માલીક, ખેતીનાં હળ અને બીજાં સાધનોનો માલીક એટલે જમીન ખેડનાર ખેડૂત, અને ખેતરમાં મોસમમાં કામ કરનારા મજૂરો એ ત્રણે જણની મહેનતનું ફળ છે. એટલે ખેતરની ઉપજના ત્રણ ભાગ થવા જોઇએ એ દેખીતું છે. આ ભાગ કયા પ્રમાણમાં થવા જોઇએ એ સંબંધમાં જૂદે જૂદે ઠેકાણે જૂદી જૂદી પદ્ધતિઓ અમલમાં હશે, પણ આ ઠેકાણે વહેંચણીનો પ્રશ્ન ઉત્પન્ન થાય છે એ નિર્વિવાદ છે. માટે દેશમાં પેદા થનારા દ્રવ્યની વહેંચણી સમાજના જૂદા જૂદા વર્ગોમાં કેવી રીતે અને કયા નિયમોથી થાય છે તેનો આ પુસ્તકમાં નિર્ણય કરવાનો છે.

પરંતુ આ વહેંચણીના પ્રશ્નની સાથે ખાનગી માલીકી અથવા સ્વત્વ—એ કલ્પનાનો અત્યંત નિકટ સંબંધ છે એ સહેજે ધ્યાનમાં આવશે, કારણ કે દરેક માણસ પોતાની હાજતો પોતાની એકલાની મહેનતથી પૂરી પાડતો હોય ત્યારે જેમ વહેંચણીનો પ્રશ્ન નીકળતો નથી તે પ્રમાણે જ્યાં ખાનગી માલીકીની કલ્પના નથી ત્યાં પણ વહેંચણી અથવા વહેંચણીના નિયમોનો પ્રશ્ન ઉત્પન્ન થતો નથી. એકાદ કુટુંબમાં ઘણા જણ કમાતા હોય તોપણ તેઓ પોતાની બધી મીલકત એકઠી કરે છે અને આખા કુટુંબનાં માણસોના જરૂરીઆતો પૂરી પાડવામાં તે ખરચે છે. આવા સંયુક્ત કુટુંબમાં અમુકનો ભાગ આટલો અને અમુકનો આટલો એવો પ્રશ્ન કોઇ કાઢતું જ નથી, કારણ કે કુટુંબમાં દરેક જણની ખાનગી માલિકી હોતી નથી. બધી

મીલકત સંયુક્ત કુટુંબની જ ગણાય છે. પરંતુ જ્યારે જૂદા જૂદા માણસો પોતપોતાની મૂડીઓ એકઠી કરીને કંઇક ધંધામાં જોડાય છે ત્યારે જે નફો થાય તેમાં વહેંચણીનો પ્રશ્ન આવીને ઉભો રહે છે. તેવા ધંધામાં દરેક ભાગીદારને તેની મૂડીના પ્રમાણમાં નફો મળે છે. આ ઉપરથી એટલું ખરું છે કે જ્યાં શ્રમવિભાગનું તત્ત્વ અમલમાં આવેલું હોતું નથી અથવા જ્યાં સૈયારી માલીકીની જ કલ્પના રૂઢ હોય એવે ઠેકાણે વહેંચણીનો સવાલ ઉઠતો જ નથી. તોપણ પ્રત્યેક સમાજમાં થોડાઘણા પ્રમાણમાં શ્રમવિભાગનું તત્ત્વ અમલમાં હોય છે જ, તેમજ ખાનગી માલીકીની કલ્પના પણ થોડાઘણા પ્રમાણમાં અમલમાં આવેલી હોય છે જ. આમ હોવાથી જ દરેક સમાજની અંદર સંપત્તિની વહેંચણીનો પ્રશ્ન ખડો થાય છે. એટલે સમાજના જૂદા જૂદા વર્ગોની અંદર સંપત્તિની વહેંચણી કેવી રીતે થાય છે અને તે વહેંચણીના સામાન્ય નિયમો કયા છે, તે આપણે આ ભાગમાં નક્કી કરવાનું છે.

પરંતુ સંપત્તિની ઉત્પત્તિના નિયમો તથા સંપત્તિની વહેંચણીના નિયમો એ બેની વચ્ચે ભારે ફરક છે એવું મિલે પોતાના ગ્રંથના આ પ્રકરણમાં પ્રતિપાદન કર્યું છે. આ ફરક તેને મન કેટલો બધો મહત્ત્વનો હતો એ તેના આત્મચરિત્ર ઉપરથી પ્રત્યક્ષ થાય છે. પોતાના આત્મચરિત્રમાં તે લખે છે કે "આ નિયમોની અંદર રહેલો ભેદ શોધી કાઢ્યો એ મારી મોટામાં મોટી સામાજિક શોધ" છે. એટલે પહેલવહેલાં આ મતનો વિચાર કરવાની જરૂર છે.

મિલના મત પ્રમાણે સંપત્તિની ઉત્પત્તિના નિયમો નૈસર્ગિક સૃષ્ટિનિયમોની જાતના છે. એટલે કે તેમાં માનવી કૃતિથી જાણવા જેવો ફરક કરી શકાય તેમ નથી. જમીનની ઉતરતી પેદાશના નિયમો, દ્રવ્યની ઉત્પત્તિનાં નૈસર્ગિક સાધનો,

શાસ્ત્રીય જ્ઞાન તથા શોધ વગેરે વસ્તુઓ મનુષ્યના હાથમાં નથી. આથી માણુસ પોતાની ઇચ્છા પ્રમાણે ફાવે ત્યારે જોઇએ તેટલી દ્રવ્યની વૃદ્ધિ કરી શકે તેમ નથી. એટલે કે ઉત્પત્તિના નિયમો માનવી શક્તિ બહારના સૃષ્ટિનિયમો જેવા છે. પરંતુ દ્રવ્યની વહેંચણીના નિયમો એ મનુષ્યકૃત અને સમાજકૃત છે. એક વખત દ્રવ્ય ઉત્પન્ન થયું એટલે તેની વહેંચણી રૂઢિથી અથવા સરકારી કાયદાથી જોઇએ તેટલી કરી શકાય. અર્થાત્ દ્રવ્યના વહેંચણીના નિયમો ત્રિકાલાબાધિત સૃષ્ટિનિયમોની જાતના નથી. તેમાં સમાજ અને સરકાર જોઇએ તેવા ફેરફાર કરી શકે છે. તેથી દ્રવ્યની વહેંચણીના નિયમો સર્વ સમાજને સર્વ કાળમાં સરખી રીતે લાગુ પડે છે એમ નથી. પરંતુ તેઓ ઘણે અંશે રૂઢિ પર અને સમાજના કાયદા પર આધાર રાખે છે. આથી જો આ નિયમોમાં કોઈ ઠેકાણે અ-સમાનતા અથવા અન્યાય હોય તો તે દૂર કરવાનો અધિકાર સમાજને અને સરકારને છે, એમ મિલનું કહેવું છે.

દ્રવ્યની ઉત્પત્તિના નિયમો નૈસર્ગિક હોવાથી દ્રવ્યની ઉત્પત્તિના બાબતમાં હાથ ઘાલી સરકાર તે વધારી શકે નહિ. તેથી હુન્નરઉદ્યોગની બાબતમાં તટસ્થ રહેવામાં જ સમાજનું હિત છે; પરંતુ દ્રવ્યની વહેંચણીના નિયમો મનુષ્યકૃત જ હોવાથી સમાજ તેમાં હાથ ઘાલી ફેરફાર કરે તો હરકત નથી. ઉત્પત્તિ અને વહેંચણી એ બંનેના ભેદ પર ભાર મૂકીને આ વાત બતાવવાનો મિલનો હેતુ હતો. તેના આ મતને લીધે મિલે ઘણા સામાજિક સ્વરૂપના સુધારાઓનું સમર્થન કર્યું છે. દ્રવ્યની વહેંચણીના નિયમો ફાવે તેમ ફેરવીએ તોપણ દ્રવ્યની ઉત્પત્તિમાં ફરક પડશે નહિ, આ વાત મિલે આ ચર્ચામાં માની લીધી છે. આ પુસ્તકના પ્રાસ્તાવિક ભાગમાં વહેંચણી અને ઉત્પત્તિ એ પરસ્પરાવલંબી બાબતો છે, એમ બતાવ્યું છે, તે ઉપરથી મિલનું કથન સર્વાંશે સત્ય નથી એમ માલુમ પડશે. વળી મિલના આ મતે સરકારને ફાવે તે કાયદો

કરી તે અમલમાં લાવવાનું પૂર્ણ સામર્થ્ય છે એમ માની લીધું છે; પરંતુ આ વાત પણ સર્વાંશે ખરી નથી. જે કાયદાને થોડા પણ લોકમત અનુકૂળ નથી એવો કાયદો કદાપિ સરકાર કરે તો પણ તે મડદા જેવો જ રહે છે એવો સર્વ દેશોનો અનુભવ છે. તેથી સરકારનું સામર્થ્ય પણ આ બાબતમાં મર્યાદિત છે એ ભૂલવું જોઇએ નહિ. પરંતુ દ્રવ્યની ઉત્પત્તિના નિયમો કરતાં દ્રવ્યની વહેંચણીના નિયમોમાં થોડોઘણો ફેરફાર કરી શકાય એમ છે એ વાત નિર્વિવાદ છે; અને આને લીધે દ્રવ્યની વહેંચણી પરત્વે જૂદા જૂદા સમાજોમાં ભિન્ન ભિન્ન સ્થિતિ દેખાઇ આવે છે. આ ફેરફાર ખાસ કરીને ખેતીની પેદાશની બાબતમાં વધારે નજરે પડે છે. તેથી આ પુસ્તકમાં આપણને ખેતીની વહેંચણીની જૂદી જૂદી પદ્ધતિઓનું વર્ણન કરવું પડશે. પહેલાં તો ઔદ્યોગિક બાબતમાં આગળ વધેલા દેશોમાં દ્રવ્યની વહેંચણી કયા નિયમો પ્રમાણે થાય છે તે જોવાનું છે. એ જોવા માટે વહેંચણીના મૂળમાં કયાં તત્ત્વો મ ની લીધેલાં છે, એનું ટુંકમાં વિવેચન કરવું જોઇએ. બધા સુધરેલા દેશોમાં આ દ્રવ્યની વહેંચણી ખાસ રૂઢિ અગર કાયદાથી થતી નથી, પણ એક રીતે તદ્દન સ્વાભાવિક રીતે થાય છે, અને તે સ્વાભાવિક રીત એટલે દ્રવ્યની ઉત્પત્તિમાં કારણરૂપ એવા સમાજમાંના જે જે વર્ગો હોય તેમનામાં પ્રથમ વહેંચણી કરવી એ છે. આ વર્ગો ચાર છે એમ પાછળના ભાગમાં કહ્યું છે. એક જમીન વિ૦ બીજાં નૈસર્ગિક સાધનોના માલીકોનો વર્ગ; બીજો મજૂરોનો વર્ગ; ત્રીજો મૂડી-વાળાનો વર્ગ અને છેવટનો કારખાનાંવાળાનો વર્ગ. દરેક પ્રકારના દ્રવ્યની ઉત્પત્તિ માટે આ ચારે વર્ગોની માલીકીનાં સાધનોનું એકીકરણ થવાની જરૂર છે. દ્રવ્યની ઉત્પત્તિમાં કરેલી મદદ માટે તેમને યોગ્ય બદલો આપવો પડે છે અને એ બદલાને આ વર્ગોની પેદાશ અથવા આવક કહે છે. માલીકવર્ગને ભાડાના રૂપમાં આવક થાય છે, મજૂરોને મજૂરીના રૂપમાં, મૂડીવાળાને વ્યાજના રૂપમાં

અને છેવટે કારખાનાંવાળાને નફાના રૂપમાં આવક થાય છે. તેથી ભાડું, મજુરી, વ્યાજ અને નફો એ સમાજમાંના પેદાશના મુખ્ય પ્રકાર થયા અથવા દ્રવ્યના આ ચાર મુખ્ય ભાગ થયા. આ દરેકનું સ્વરૂપ શું અને તેના નિયમો શા એનું આ પુસ્તકમાં પ્રથમ નિરૂપણ કરવાનું છે. પછીથી ખેતીની પેદાશ એ એક મહત્ત્વનું ઉપજનું અંગ હોવાથી જમાબંધીની જૂદી જૂદી પદ્ધતિઓનું વિવેચન કરવું ઇષ્ટ છે. તે જ સ્થળે હિંદુસ્તાનમાંની જૂદી જૂદી જમાબંધીની રીતોનું નિરૂપણ કરવાનો વિચાર છે. આગળ જતાં ઉપર જણાવેલી દ્રવ્યની વહેંચણીના સ્વરૂપમાં કેવી વિષમતા ઉત્પન્ન થાય છે અને તેને લીધે દ્રવ્યની વૃદ્ધિ સાથે સમાજમાંના આમવર્ગની આર્થિક સ્થિતિ તે પ્રમાણમાં કેમ સુધરતી નથી અને તે સુધારવાને શા શા ઉપાયો યોજવામાં અગર સૂચવવામાં આવેલા છે તેનો વિચાર કરવો ઠીક પડશે. આ ઉપાયો બે પ્રકારના છે, એક સ્વાવલંબનપર અને બીજા સામાજિક પંથે સૂચવેલા ઉપાયોનો વિચાર કરતાં સમાજિક પંથે સૂચવેલા ઉપાયો. પહેલાં આ પંથનો સમગ્ર ઇતિહાસ એક ભાગમાં આપવાનો વિચાર કર્યો છે અને છેવટે આ બન્ને ઉપાયોની શક્યાશક્યતાનું વિવરણ કરી આ ભાગ પૂરો કરવાનો છે.

---

## પ્રકરણ ૨જું

---

### વહેંચણીના મૂળમાં રહેલી કલ્પનાઓ અને સંસ્થાઓ

દ્રવ્યની વહેંચણીના મૂળમાં રહેલી પહેલી કલ્પના ખાનગી સ્વામિત્વની કલ્પના છે. એ પહેલા ભાગમાં કહેલું જ છે. ખાનગી સ્વામિત્વ એટલે શું, આ સ્વામિત્વ સમાજમાં ક્યારે અને કેવી રીતે ઉત્પન્ન થયું, તેમાં કયા કયા હકોનો સમાવેશ થાય છે, વગેરે ઘણા પ્રશ્નો આ સંબંધમાં ઊઠે છે. પરંતુ આ કલ્પનાનો દરેક બાજુથી વિચાર કરવાનું કામ ખરેખર કાયદાશાસ્ત્રનું છે. અહીં આપણે તો આ પ્રશ્નનો માત્ર અર્થશાસ્ત્રની દૃષ્ટિએ વિચાર કરવાનો છે.

કોઇપણ વસ્તુ પર કોઇ એક જણનું સ્વામિત્વ છે, એટલે શું? એટલે કે તે વસ્તુનો કોઇપણ રીતે ઉપયોગ કરવાનો, તેનો ઉપભોગ કરવાનો, તે વેચવાનો અગર તેને આપી દેવાનો અને પોતાની પાછળ તેની ફાવે તે વ્યવસ્થા કરવાનો તે માણસને હક છે. એટલે કે ઉપયોગ, ઉપભોગ, અને જીવતાં તેમ જ મરણ પછી ફાવે તે વ્યવસ્થા —આટલી બાબતોનો હક સ્વામિત્વની કલ્પનામાં સમાયેલો છે. આ થયો સ્વામિત્વ અથવા માલીકીની કલ્પનાનો અર્થ. પરંતુ આ કલ્પના સંપત્તિશાસ્ત્રમાંનાં કેટલાંક તત્ત્વો પર રચાએલી છે; એ તત્ત્વોનો ટૂંકમાં અત્રે વિચાર કરવાની જરૂર છે.

આ કલ્પનામાંનું પહેલું તત્ત્વ એ છે કે, દરેક માણસને પોતાના પરસેવાથી મેળવેલી વસ્તુનો ઉપભોગ લેવાનો હક છે. પોતાની મહેનતનું જે ફળ આવે તે પોતાનું છે અને તે ઉપર પોતાને અનન્યસાધારણ હક છે એ સંપત્તિશાસ્ત્રમાંનું પહેલું તત્ત્વ. આ તત્ત્વ સંપૂર્ણ રીતે અર્વાચીન કાળમાં જ સર્વમાન્ય થયું છે. ગુલામગિરીના કાળમાં ગુલામો પોતાની મહેનતના ફળ ઉપર

પોતાનો હક છે એમ કહી શકતા નહોતા. ગુલામોની મહેનતથી પેદા થએલી વસ્તુ ઉપર ગુલામોના માલીકોનો સંપૂર્ણ હક રહેતો. તદ્દન જંગલી અવસ્થામાં ' બળીઆના બે ભાગ ' એ જ ન્યાય હતો. આવી સ્થિતિમાં પોતે મેળવેલી વસ્તુનો ઉપભોગ પોતે લઇ શકશે કે કેમ તેની માણસને ખાતરી ન હતી. આ વાત બધાંને જ અનિષ્ટ છે એમ સમજાતાં નૈસર્ગિક સ્થિતિમાં રહેતા માણસો સમાજ અને સરકારને અસ્તિત્વમાં લાવ્યા. દરેક માણસ પોતાની મહેનતનું ફળ પોતે ભોગવી શકે એવી તજવીજ કરવાના હેતુથી આ બે સંસ્થાઓ માણસોએ નિર્માણ કરી. આમ પોતાની મહેનતનું ફળ માણસને પોતાને ચાખવાનું મળે એ હકના તત્ત્વની સંભાળ રખાય તે માટે જ સરકાર અસ્તિત્વમાં આવી. આ માનવી હકનું સંરક્ષણ કરવું એ સરકારનું એક આદ્ય કર્તવ્ય છે એમ બધાં સુધરેલાં રાષ્ટ્રા સમજે છે; કારણ કે આવી ખાતરી વગર માણસના હાથથી મહેનત થાય જ નહિ. આ જ દૃષ્ટિથી ખાનગી સ્વામિત્વની કલ્પનાને ઘણા સંપત્તિશાસ્ત્રકારોએ વગડાનો બગીચો બનાવી દેનારી જાદૂની સોટી કહી છે. કોઇપણ માણસને પોતાની મહેનતથી મેળવેલી વસ્તુઓ પોતાને મળશે એવી ખાતરી હોય તો તે પોતાની બધી મહેનત દ્રવ્ય મેળવવામાં ખરચે છે અને તેને લીધે દેશમાં દ્રવ્યની વૃદ્ધિ ઝપાટાથી થાય છે. સ્વામિત્વની કલ્પનાનું સંપત્તિશાસ્ત્રની દૃષ્ટિએ જે આટલું બધું મહત્ત્વ છે તે આ માનવી સ્વભાવને લીધે જ.

ખાનગી સ્વામિત્વની કલ્પનામાં રહેલું બીજું તત્ત્વ આવું છેઃ બીજાની સાથે કરાર કરીને મેળવેલી વસ્તુઓ પર પોતાનો હક છે. જે પ્રમાણે પોતાના શ્રમથી મેળવેલી વસ્તુ પર પોતાનો માલીકીહક ચાલે છે તે જ પ્રમાણે જે વસ્તુઓ પોતે પોતાની મહેનતથી ઉત્પન્ન કરી નથી પણ જે પોતે બીજાની સાથે કરાર કરીને મેળવેલી છે તે ઉપર પણ પોતાનો તેટલો જ હક છે. એટલે કે કરાર કરવો

પણ મહેનતનો જ એક પ્રકાર છે; અને દરેક સરકારે કરારની શરતો પાળવાની વ્યક્તિને ફરજ પાડવી જોઇએ. જે પ્રમાણે જીંદગી અને માલમત્તાનું સંરક્ષણ કરવું એ સરકારનું કામ છે તે જ પ્રમાણે વ્યક્તિ પાસેથી કરારનું પાલન કરાવી લેવું એ પણ સરકારનું એક કામ છે. આ કલ્પના પણ ધીમે ધીમે વિસ્તાર પામતી આવેલી છે. કઇ જાતના કરાર કાયદેસર ગણાય અને કઇ જાતના અનીતિ-વર્ધક અથવા સમાજવિઘાતક હોવાને લીધે બેકાયદેસર ગણાય વગેરે બાબતોનો સવિસ્તર વિચાર કાયદાશાસ્ત્રમાં કરવામાં આવે છે. એનો અહીં વિસ્તાર કરવાની જરૂર નથી.

સ્વામિત્વની કલ્પનામાંનું ત્રીજું તત્ત્વ એ છે કે દરેક માણસને પોતાની સિલકનો ફાયદો ઉઠાવવાનો હક છે. પોતે મેળવેલા દ્રવ્યમાંથી બચત કરવી એ મહેનતનું જ ફળ છે; અને આ ફળનો પૂરો લાભ લેવો એ મનુષ્યનો હક છે. આ તત્ત્વ પહેલા તત્ત્વનો જ એક ભાગ હોવાથી તેનું વિશેષ વિવેચન કરવાની જરૂર નથી.

સ્વામિત્વની કલ્પનામાંનું ચોથું તત્ત્વ એ છે કે જે વસ્તુ પર પોતાનો સ્વતન્ત્ર કબજો હોય તેનું સ્વામિત્વ પોતાને પ્રાપ્ત થાય છે. આ તત્ત્વ ખરેખરી રીતે સંપત્તિશાસ્ત્રનું નથી, પણ એ કાયદાનું તત્ત્વ છે અને તેથી અહીં તેનો ઉહાપોહ કરવાની જરૂર નથી.

સંપત્તિશાસ્ત્રની દૃષ્ટિએ મહેનત, કરાર અને સિલક એ ત્રણ સ્વામિત્વનાં અંગો છે અને ખાનગી સ્વામિત્વ અથવા ખાનગી માલીકીની સંસ્થાનું મહત્ત્વ આ ત્રણે અંગો ઉપર જ આધાર રાખે છે. સ્વામિત્વનાં આ અંગો જો નાશ પામે તો માણસના હાથથી દ્રવ્ય ઉત્પન્ન થતું જ બંધ પડે, કારણ મનુષ્યની મહેનતનો એ આધારસ્તંભ જ નષ્ટ થાય. પરંતુ પોતાની પાછળ પોતાની

મિલ્કતની વ્યવસ્થા કરવાનો હક પણ સ્વામિત્વની કલ્પનામાં આવે છે એમાં શંકા નથી. પહેલાંના વખતમાં આ હક વ્યક્તિને નહોતો. કારણ તે કાળમાં મિલ્કત એ કુંટુંબની મનાતી હતી અને એક માણસ મરી જાય એટલે તે મિલ્કત કુટુંબમાંના બીજા કરતા-કારવતા માણુસના તાબામાં જતી. હિંદુસ્તાનમાં સંયુક્ત કુટુંબની કલ્પનામાં આ જ વાતનો સમાવેશ થએલો છે. સંયુક્ત કુટુંબમાં માણસને પોતાની પાછળ પોતાની મિલ્કતની વ્યવસ્થા કરવાનો હક નથી હોતો. જાતમહેનતથી મેળવેલી મિલ્કત ઉપર પોતાનું પૂર્ણ સ્વામિત્વ છે અને આ સ્વામિત્વમાં મિલ્કતની ફાવે તે વ્યવસ્થા કરવાનો અધિકાર આવે છે એ કલ્પના આપણે ત્યાં નવી છે. પરંતુ પોતાની પાછળ પોતાની મિલ્કતની વસીયતનામાથી વ્યવસ્થા કરવાનો હક સર્વ સુધરેલા સમાજોમાં મનાય છે. અને જો માણસ વસીયતનામું કર્યા વગર મરી જાય તો તેનો હક તેના પાસેના સગાને મળે છે. આ જે વડિલોપાર્જિત મિલ્કત ઉપર હક છે તે મર્યાદિત કરીએ તોપણુ સ્વામિત્વની કલ્પનાને બાધ આવતો નથી. તેથી આ હક મર્યાદિત કરવો અથવા વડીલોપાર્જિત મિલ્કત ઉપર ભારે કર નાંખવો એ સરકારને એક મોટી ઉત્પન્નની બાબત છે અને તેનો બહોળા પ્રમાણમાં ઉપયોગ કરવાને હરકત જેવું નથી. આ બાબત અર્થશાસ્ત્રની દૃષ્ટિએ ગેરવ્યાજબી નથી એવો ઘણા સંપત્તિશાસ્ત્રકારોએ પોતાનો મત આપેલો છે અને હાલનાં સુધરેલાં ઘણાં રાષ્ટ્રોમાં આ હક મર્યાદિત કરવા તરફ પ્રવૃત્તિ માલુમ પડે છે. સુધરેલાં રાષ્ટ્રોમાં વહેંચણીના મૂળમાં રહેલી સ્વામિત્વની સંસ્થાનો અહીં સુધી વિચાર થયો.

અર્વાચીન કાળની વહેંચણીના નિયમોના મૂળમાં રહેલું બીજું તત્ત્વ હરીફાઇ છે. આ તત્ત્વ સર્વ દેશોમાં અને સર્વ કાળે અમલમાં હતું એમ નથી. ઉલટું આ તદ્દન અર્વાચીન તત્ત્વ છે. હજી પણ ઘણી બાબતોમાં દ્રવ્યની વહેંચણી

રૂઢિથી અથવા કાયદાથી નક્કી થએલી હોય છે. ઉદાહરણાર્થ, જમીનની સાંથ અથવા ખેતીની પેદાશની વહેંચણી હજી ઘણા દેશોમાં રૂઢિથી નક્કી થએલી હોય છે; જમીનના માલીકે પેદાશનો કેટલામો ભાગ લેવો, જમીન ખેડનારે કેટલામો લેવો, આ બાબત ઘણે ઠેકાણે દેશાચાર પર આધાર રાખે છે એમ માલુમ પડે છે; અને આ પુસ્તકના આગળના એક પ્રકરણમાં જૂદાજૂદા દેશોમાં અને હિંદુસ્થાનમાં પ્રચલિત થઇ ગયેલી જમાબંધીની જૂદીજૂદી પદ્ધતિઓનું વર્ણન કરવાનું છે તે વખતે આ રૂઢિની વિવિધતા દેખાઇ આવશે. પરંતુ ઔદ્યોગિક બાબતમાં આગળ વધેલા દેશોમાં રૂઢિનું જોર ઓછું થઇ હરીફાઇના તત્ત્વને મહત્ત્વ આવેલું છે. સુધરેલા દેશોમાં દ્રવ્યની વહેંચણી સમાજના જૂદા જૂદા વર્ગોમાં હરીફાઇના તત્ત્વ પર થવા લાગી છે. હાલના વખતમાં રૂઢિ તરફ જોઇને કોઇ ચાલતું નથી. દરેક માણસ પોતાને જેટલો વધારે ભાગ મળે તેટલો મેળવવાનો પ્રયત્ન કરે છે. સારાંશ કે, હાલના વખતમાં સમાજના જૂદાજૂદા વર્ગોમાં રાષ્ટ્રીય દ્રવ્યનો ભાગ મેળવવા માટે સતત દોડાદોડ ચાલૂ છે અને આ અંદરઅંદરની હરીફાઇથી દરેક વર્ગના ભાગનો અંશ ચોકસ થતો જાય છે.

આ હરીફાઇ એટલે પ્રાણીશાસ્ત્રમાંનું જીવનકલહનું તત્ત્વ. વેપારધંધામાં દરેક કારખાનાવાળામાં હરીફાઇ હોય છે. પોતાનો માલ બને તેટલો સોંઘો કરીને પોતાની તરફ ઘરાકો ખેંચવાનો કારખાનાવાળાનો પ્રયત્ન ચાલુ હોય છે. વહેંચણીની બાબતમાં પણ સમાજમાંના જૂદાજૂદા ધનોત્પાદક વર્ગોમાં ચડસાચડસી સતત ચાલુ હોય છે. જમીનદાર લોકો ખેડુતો પાસેથી જેટલી વધારે સાંથ મળે તેટલી મેળવવા માટે મથી રહ્યા હોય છે. કારખાનાવાળાની વૃત્તિ જેટલી બને તેટલી ઓછી રોજીથી મજૂરો મેળવવા તરફ હોય છે. આથી સુધરેલા દેશોમાં

વ્યક્તિવ્યક્તિની સ્પર્ધા જઈ તેની જગ્યાએ સહીયારી મંડળીઓ વચ્ચે ચડસાચડસી શરૂ થઇ છે. મજૂરી ઓછી કરવા માટે અને પોતાનો નફો વધારવા માટે કારખાનાવાળાઓ પોતાનાં મંડળો અથવા સંઘ ઉભાં કરવા લાગ્યા છે, ત્યારે બીજી બાજુએ પોતાની રોજી ઓછી ન થવા દેવા માટે અને તેમાં વધારો કરાવી લેવા માટે મજૂરોના સંઘ થવા લાગ્યા છે. આ સંઘોનું મજૂરી પર શું પરિણામ થએલું છે તેનો આપણે આગળ વિચાર કરવાનો છે.

તેથી જે ઠેકાણે ખાનગી માલીકીની સંસ્થા પૂર્ણ અમલમાં આવેલી છે તથા જ્યાં સર્વ વ્યવહાર રૂઢિના અથવા કાયદાના તત્ત્વ પર ન ચાલતાં પૂર્ણ હરીફાઇના તત્ત્વ ઉપર ચાલે છે એવા સુધરેલા દેશોમાં દ્રવ્યની વહેંચણી કયા નિયમોને આધારે થાય છે એ પહેલાં જોવું જોઇએ. અહીં આપણે સમાજમાંની વ્યક્તિઓનો વ્યક્તિશઃ વિચાર કરવાનો નથી. જે પ્રમાણે દ્રવ્યની ‘ઉત્પત્તિ’ વાળા ભાગમાં દ્રવ્યનાં વિશિષ્ટ કારણોનો વિચાર ન કરતાં સામાન્ય સામાજિક કારણોનો વિચાર કર્યો તે જ પ્રમાણે વહેંચણીનો પણ સામાજિક દૃષ્ટિથી વિચાર કરવાનો છે; અને વહેંચણીના પ્રશ્નો ઉત્પત્તિના પ્રશ્નો સાથે અત્યંત સંલગ્ન છે એવું જે ઉપર કહ્યું છે તેનું કારણ પણ ખુલ્લું છે. દ્રવ્યની ઉત્પત્તિ કરવી હોય તો જેટલાં સાધનોનો ઉપયોગ થયો હોય તેટલાં સાધનોમાં અથવા તે સાધનોના માલીકોમાં તે દ્રવ્યની વહેંચણી થવી જોઇએ, એ ખુલ્લું છે. હવે દેશમાં રહેલા દ્રવ્યનાં પ્રત્યક્ષ કારણો ચાર છેઃ જમીન, મહેનત, મૂડી અને યોજના; અને આ ચાર કારણોની માલીકી ધરાવતા ચાર વર્ગો સમાજમાં હોય છે—મજૂર, જમીનદાર, મૂડીવાળો અને કારખાનાવાળો. આ ચાર મુખ્ય વર્ગોમાં મોટે ભાગે દ્રવ્યની વહેંચણી થાય છે અને આ જ વર્ગો પાસેથી સમાજમાંના બીજા વર્ગોને દ્રવ્યનો ભાગ મળે છે. દ્રવ્યની વૃદ્ધિને કારણીભૂત થનારી એવી

રાજ્યવ્યવસ્થાને પણ દ્રવ્યનો એક ભાગ મળે છે. પરંતુ સુધરેલા દેશોમાં તે કરના રૂપમાં મળે છે, અને આ કરોનાં તત્ત્વોનો અને સરકારના જમાખર્ચનો વિચાર આ ગ્રંથના પાંચમા ભાગમાં સ્વતંત્રપણે કરવાનો છે. માટે આ ઠેકાણે આપણે દ્રવ્યના ચાર ભાગોનો મુખ્યતઃ વિચાર કરવાનો રહ્યો. આ હિસ્સા અથવા ભાગ આ પ્રમાણે છેઃ સાંથ, મજૂરી, વ્યાજ અને નફો. હવે પ્રત્યેક ભાગના સ્વરૂપનું અને તેના નિયમોનું ક્રમશઃ વિવેચન આગળનાં ચાર પ્રકરણોમાં કરવાનું છે.

---

# પ્રકરણ ૩જું

## ભાડું અથવા સાંથ

સાધારણ વ્યવહારમાં ભાડું એ શબ્દ ઘણા વ્યાપક અર્થમાં વપરાય છે. કોઈપણ સ્થાવર અથવા જંગમ વસ્તુની માલીકી ધરાવતો માણસ જ્યારે તે વસ્તુનો ઉપયોગ મુકરર કરેલા વખત માટે બીજાને મદદરૂપ દે છે ત્યારે તે એ વસ્તુનું ભાડું લે છે. ઉદાહરણ, ઘરવાળો પોતાના ઘર માટે ભાડુત પાસેથી ભાડું લે છે. ટાંગાના અથવા ગાડીના માલીકો પોતાના ટાંગામાં બેસવા માટે ઉતારૂ જે આપે છે તેને પણ ભાડું જ કહે છે. તેવી જ રીતે જંગમ વસ્તુ—વાસણકુસણ, ચટાઈઓ, શેતરંજીઓ, ગાલીચા, ટેબલો, ખુરશીઓ વગેરે હજારો ચીજો બજારમાં ભાડે મળે છે. ત્યારે ભાડું એટલે માલીકીની વસ્તુઓનો મુકરર કરેલા વખત માટે ઉપયોગ કરવા માટે આપેલો બદલો; અને જેમ સર્વ વ્યવહારમાં વેચાણ અને ખરીદી તથા તેની કિંમતો—એ બાબતો અત્યંત વ્યાપક છે તે જ પ્રમાણે ભાડાની બાબત પણ ઘણી વ્યાપક છે. પરંતુ સંપત્તિશાસ્ત્રમાં ભાડું એ શબ્દ આટલા વ્યાપક અર્થમાં વાપરતા નથી. તેને ઘણા સાંકડા અર્થમાં વાપરે છે. જમીનદારને જમીનની સ્વાભાવિક અને અનશ્વર રસાળતા માટે જે પૈસાના રૂપમાં બદલો મળે છે તે ભાડું. આટલા જ અર્થમાં આ શબ્દ અહીં વાપર્યો છે. આને જ સાંથ કહે છે. આવો સાંકડો અર્થ લઈએ તો એક સંલગ્ન એવા વિષયનો અન્તર્ભાવ આ શબ્દમાં થાય છે. દરેક દેશમાં જમીનદારોનો એક વર્ગ હોય છે. સુધરેલા દેશોમાં જમીનદાર અથવા જમીનના માલીક જમીન ખેડનાર ખેડુતો નથી હોતા. એટલે શ્રમવિભાગનું તત્ત્વ અમલમાં આવી જમીનના માલીકો અને ખેતી કરનારા એવા બે જુદા જુદા

વર્ગો થાય છે અને ધંધાદારી ખેડુતો પોતાને મનપસંદ જમીનો માલીક પાસેથી ભાડે અગર સાંથે લે છે અને તેમાં વાવેતર કરે છે. આ રીતે જમીનદારનો એક સ્વતંત્ર વર્ગ સુધરેલા સમાજમાં અસ્તિત્વમાં આવે છે અને આ વર્ગની પેદાશ તેને મળતું ભાડું અથવા સાંથ એ છે. માટે ભાડું એ રાષ્ટ્રીય દ્રવ્યનો એક જુદો ભાગ પડે છે અને જમીનના માલીકો અને જમીન ખેડનારા એક જ હોય તોપણ તેમને જમીનમાંથી જે ઉપજ થાય છે તેના સ્વાભાવિક રીતે બે ભાગ પડે છે: એક પોતે જમીનના માલીક હોવાથી મળનારો ભાગ અને એક જમીન ખેડનાર તરીકે મળનારો ભાગ. આ બીજો ભાગ એ તેમની મહેનતની મજૂરી જ છે. માટે દરેક દેશમાં ભાડું એવો દ્રવ્યનો એક ભાગ થવો જ જોઇએ. હવે આ ભાડાનું સ્વરૂપ કયા પ્રમાણમાં નક્કી થાય છે અને તે નિર્માણ થવાનાં કારણો કયાં અને આ ભાડાના નિયમો ઉપરથી કયા ઉપસિદ્ધાંતો નીકળે છે વગેરે વિષયોનું વિવેચન આ પ્રકરણમાં કરવાનું છે.

આ વિષય સંપત્તિશાસ્ત્રમાંનો એક અત્યંત વાદગ્રસ્ત વિષય છે. 'ભાડાની ઉત્પત્તિ' એ પ્રથમ રિકાર્ડો નામના સંપત્તિશાસ્ત્રજ્ઞે શોધી કાઢી એમ આ પુસ્તકના પ્રાસ્તાવિક ભાગમાં કહ્યું જ છે અને તે વખતે ઇંગ્લંડની સાંપત્તિક સ્થિતિ કેવી હતી અને કઇ પરિસ્થિતિમાં એ ઉત્પત્તિનો ઉદય થયો એ પણ તે ઠેકાણે બતાવ્યું છે. માટે આ ઠેકાણે આ ઐતિહાસિક અંગ તરફ ન વળતાં પ્રથમ રિકાર્ડોની ઉત્પત્તિ તરફ જ વળીએ.

“જે દેશમાં રસાળ અને ઉંચી જાતની જમીન પુષ્કળ હોય એવા કોઇ પણ નવતર વસેલા દેશમાં ત્યાંના લોકોની ઉપજીવકા માટે બધી જમીનમાં વાવેતર કરવાની જરૂર હોતી નથી અને લોકોની પાસે તેટલી મૂડી પણ હોતી નથી. આવી હાલતમાં

જમીન ખેડનારા લોકો રસાળમાં રસાળ હોય એવી જ જમીન ખેડાણ માટે રોકશે અને એ કામમાં ભાડું અગર સાંથનો સવાલ જ ઊઠશે નહિ; કારણ કે જ્યાં સુધી દેશમાં નકામી પડેલી પુષ્કળ જમીન છે અને ફાવે તે માણસ તે ખેડી શકે એવી સ્થિતિ છે ત્યાં સુધી જમીનના ઉદ્યોગ માટે કોઈ પણ ભાડું અગર સાંથ આપશે નહિ. 'માગણી અને જોગવાઇ'ના સામાન્ય તત્ત્વ પ્રમાણે જેમ અમર્યાદિત પ્રમાણમાં મળનારાં હવાપાણી અથવા સૃષ્ટિની બીજી ચીજોનું ભાડું અથવા સાંથ મળતું નથી તે પ્રમાણે જ એ કાળે જમીનના ઉદ્યોગ માટે સાંથ મળશે નહિ. જો દેશમાંની બધી જમીન સરખી જ રસાળ હોત, જો બજારથી બધી જમીન સરખાં જ અંતર પર હોત, જો સંખ્યામાં તે અમર્યાદિત હોત અને ગુણોમાં સરખી જ હોત તો તેના ઉપયોગ માટે કંઇપણ સાંથ લઇ શકાત નહિ. જમીન પરિમાણમાં અમર્યાદિત નથી તથા ગુણમાં પણ સમાન નથી અને દેશની વૃદ્ધિ તથા આબાદી વધતી જાય તેમ તેમ હલકી જમીન ખેડાણ માટે લાયક બનાવવી પડે છે. તેને લીધે જ જમીન માટે સાંથ આપવાની જરૂર ઊભી થાય છે. સમાજની પ્રગતિમાં હલકી જાતની જમીન ખેડાણમાં આવતાંવાત જ ઊંચી જાતની જમીન પર સાંથ શરૂ થાય છે અને તે સાંથની રકમ પણ તે બે જમીનોની રસાળતાના ફરક પર આધાર રાખે છે."

આ ઉત્પત્તિનો આશય એ છે, કે દેશમાં જૂદી જૂદી જાતની જમીન હોય છે અને તે બજારથી વધારે ઓછા પ્રમાણમાં દૂર હોય છે. આ બે મળીને જમીનની રસાળતા કેટલી તે નક્કી થાય છે. તેથી દેશમાં ઓછાવત્તા પ્રમાણની રસાળ જમીન હોય એટલે જમીનનું ભાડું આ ઓછીવત્તી રસાળતા પર આધાર રાખે છે. આ ભાડાની રકમ, ખેડાણમાં આવેલી તદ્દન ખરાબ જમીન અથવા જેને માટે સાંથ જ ન મળે એવી વગરસાંથની જમીન, અને રસાળ જમીન એ બન્નેના ફરક પર અવલંબે છે. ધારો કે એકાદ પ્રાંતમાં ચાર જાતના પાકની

જમીનો છે. જ્યાં સુધી ત્યાંના લોકો પહેલી જાતની જમીન પર પોતાનું પૂરૂં કરી શકે છે ત્યાં સુધી સાંથનો રિવાજ શરૂ થતો નથી. પરંતુ તે પ્રાંતની લોકસંખ્યા વધે અને તેને વધારે અનાજની જરૂર પડવા માંડે ત્યારે આ વધારે અનાજ બીજી જાતની જમીનના ખેડાણ વગર મળશે નહિ. હવે ધારો કે પહેલી જાતની જમીનમાં દર એકરે એક ખાંડી ડાંગર પાકે છે અને બીજી જાતની જમીનમાં ૧૫ મણ પાકે છે. લોકસંખ્યાની જરૂરીઆતને લીધે ૧૫ મણવાળી જમીન તો ખેડાવી જ જોઇએ; માટે પહેલી જમીનને ૫ મણ સાંથ મળશે અને બીજી જાતની જમીન વગર સાંથની પડતર રહેશે. પરંતુ ધારો કે પ્રાંતની લોકસંખ્યામાં એથી પણ ઘણો વધારો થયો, તેની ઉપજીવિકા માટે વધારે અનાજની જરૂર પડી. આ અનાજ ત્રીજી જાતની જમીનમાંથી પકવવું પડશે. પણ આ જમીનમાં દર એકરે ૧૦ મણ જ અનાજ પાકે છે, તેથી હવે પહેલી જાતની જમીન જે આટલો વખત વગરભાડાની હતી તેને માટે હવે ૫ મણ સાંથ મળશે. આ પ્રમાણે લોકસંખ્યાની જરૂરીઆત પર જમીનના વાવેતરનું પ્રમાણ અવલંબે છે; એટલે જેમ જેમ દેશની લોકસંખ્યા વધે છે તેમ તેમ ઓછી રસાળ જમીનમાં વાવેતર કરવાની જરૂર પડે છે. પરંતુ ઉત્તમ પાકની જમીન હો અથવા તદ્દન હલકા પાકની હો, તે જમીનની ઉપજ એક જ જાતની હોય તો બજારમાં તેની કિંમત સરખી જ મળે છે. માત્ર હલકા દરજ્જાની જમીનની સાફસુફી માટે વધારે ખરચ લાગે છે અને બજારની કિંમતો ખેડુતોને થતું ખરચ તથા તેમની મજૂરીનું વળતર નીકળે એટલી તો ઓછામાં ઓછી હોવી જોઇએ; નહિ તો ખેડુત તે જમીન ઉપર મહેનત કરશે જ નહીં. માટે બજારમાં જે અનાજ આવે છે તેમાંથી સહુથી ખરાબ જમીનના અનાજ માટે જે ખરચ થાય છે તે ખરચ ઉપરથી અનાજની કિંમત નક્કી થાય છે. એટલે અનાજની કિંમત વગરસાંથની જમીનના વાવેતરના ખરચ જેટલી

તો હોવી જ જોઇએ; તો જ તે જમીન વાવેતરમાં આવશે. આ જમીનને વાવેતરના 'કિનારા ઉપરની' જમીન કહે છે. વાવેતરના કિનારા ઉપરની જમીન એટલે અનાજની જેટલી કિંમત ઉપજે તેટલું જ જે જમીનનું વાવેતરનું ખરચ થાય છે અને તેથી જે જમીન માટે સાંથ આપી શકાય નહિ એવી જમીન. અને દેશમાંની બીજી બધી જમીનની સાંથ આ વગરસાંથની પેદાશ અને તે તે જમીનની ઉપજ એ બેની બાદબાકીથી નક્કી થાય છે.

ઉપરના વિવેચન ઉપરથી એમ દેખાઇ આવશે, કે સાંથની આ ઉત્પત્તિથી ત્રણ પ્રમેયો ઉત્પન્ન થાય છે. એક દેશમાંની જમીન ઉત્તમ પાકવાળીથી માંડીને ઉતરતા જતા પાકવાળી–એ ક્રમથી જ ખેડાણમાં આવે છે તથા ઓછા પાકની જમીનમાં વાવેતર થવાનું કારણ લોકસંખ્યાની વૃદ્ધિ, અને તે સંખ્યાની જરૂરીઆત પ્રમાણે અનાજની કિંમત વધે છે એ છે. ત્યારે દેશની લોકસંખ્યા પ્રથમ વધે છે, આ વધતી લોકસંખ્યાની માગણીને લીધે અનાજની કિંમત વધે છે અને આ અનાજની વધેલી કિંમત કાયમ રહે છે એટલે ખેડુતને ઓછા પાકવાળી જમીનમાં વાવેતર કરવાનું પરવડે છે. પરંતુ અનાજની કિંમત ઓછી થાય કે તરત જ વાવેતરના કિનારા પરની જમીન ખેડુતને પરવડતી નથી અને તે જમીન એ છોડી દે છે. આથી બાકીની જમીનની સાંથ પણ ઓછી થાય છે. પણ જ્યાં સુધી લોકસંખ્યા વધતી જાય છે–અને બધા સુવ્યવસ્થિત દેશોમાં લોકસંખ્યા વધતી જાય છે જ–ત્યાં સુધી અનાજની કિંમત વધતી જાય છે અને અનાજની કિંમત વધતી જાય એટલે વાવેતરની કમાન નીચે ઉતરે છે. અને પછી જમીનદારોનાં બાડાં અથવા સાંથ વધતાં જાય છે.

આ સાંથની ઉપપત્તિમાંથી રિકાર્ડોએ દેશના લોકોની સાંપત્તિક સ્થિતી બાબત જે અનુમાનો કાઢયાં છે, તે ઉપરથી

તે ઉપપત્તિનું એને એટલું મહત્ત્વ કેમ લાગતું હતુ તે જણાઇ આવશે. કોઇ પણ દેશ જેમ જેમ આબાદ થતો જાય છે તેમ તેમ તેની લોકસંખ્યા વધતી જાય છે અને જેમ જેમ લોકસંખ્યા વધે છે તેમ તેમ અનાજની કિંમત પણ વધતી જાય છે. અને અનાજની કિંમત કાયમની વધે એટલે દેશમાંના બહુજનસમાજની રહેણી વધારે ખર્ચાળ થાય છે. કારણ કે તેમની જરૂરીઆતોમાંથી અત્યંત આવશ્યક જરૂરીઆત જે અનાજ, તે મેળવવા માટે તેમને ઉપજનો ઘણો ભાગ ખરચવો પડે છે. દેશનો ઘણો જ મોટો વર્ગ કેવળ મજૂરી પર રહેનાર હોય છે. અનાજના ભાવો કાયમના વધવાથી આ વર્ગને વધારે વેઠવું પડે છે. માત્ર આ દેશની આબાદી સાથે જમીનદાર લોકોની સાંથ વધતી જાય છે અને તેમની સ્થિતિ સુધરતી જાય છે. કારણ કે વગર મહેનતે તેમના ભાડાની અથવા સાંથની ઉપજ દેશની સુસ્થિતિની સાથે પોતાની મેળે જ વધતી જાય છે. કેવળ લોકસંખ્યાની વૃદ્ધિને લીધે જમીનદારોની સાંથને લીધે જે આવક વધે છે તેને મિલે અનુપાર્જિત વૃદ્ધિ કહી છે અને જમીનદારોને આ વધારો મહેનત વગર મળે છે તેથી તેનો મોટો ભાગ સરકારને મળવો ઉચિત છે, કારણ કે લોકસંખ્યામાં સુવ્યવસ્થિત રાજ-પદ્ધતિથી જ વધારો થાય છે. તેથી જમીનદારોના આ અનુપાર્જિત વધારા પર જો કોઇનો હક હોય તો તે સરકારનો છે અને તેથી જમીન પર કર નાંખી સરકારે આ વધારાને પોતાની ઉપજનું એક અંગ કરી દેવું, એટલે તેના વધતા ખરચ માટે એક પોતાની મેળે વધનારી ઉપજ ચાલુ થાય છે અને થઇ સામાન્ય જન પરનો કરનો બોજો ઓછો થશે. આવી મિલની વિચારસરણી છે.

ઉપરના વિવેચન ઉપરથી રિકાર્ડોની ભાડાની ઉપપત્તિની વાંચકોને સારી પેઠે સમજણ પડશે એમ લાગે છે. આ ઉપપત્તિ 'ઉત્પત્તિ' ના પુસ્તકમાં ઉતરતી પેદાશનો જે એક સિદ્ધાન્ત

કહેલો છે તે ઉપર રચાયેલી છે એ દેખીતું છે. દરેક દેશમાં ઉત્તમ-રસાળ જમીન થોડી જ હોય છે અને તે રસાળતાની પરાકાષ્ઠાની મર્યાદા પૂરી થતાં ઉતરતી પેદાશના નિયમોથી શરૂઆત થાય છે, એમ પાછળના એક ભાગમાં બતાવ્યું છે. પરંતુ રિકાર્ડોએ ઉતરતી પેદાશનો નિયમ જમીનને હરહમેશ લાગુ છે એમ માની લઇને તે પર બાંધેલી ભાડાની ઉપપત્તિ પણ સર્વકાળે, સર્વ ઠેકાણે અને સરખી રીતે જ લાગુ છે એમ ચોકસ મત આપી દીધો. ખરી રીતે રિકાર્ડોની ઉપપત્તિ ઇંગ્લંડની તે કાળની પરિસ્થિતિ પરથી નીકળેલી હતી અને ઇંગ્લંડ પૂરતી તે સર્વથા ખરી પણ હતી એમાં શંકા નથી. કારણ કે ઇંગ્લંડમાં મોટા મોટા જમીનદારો છે અને તે જમીનદારો જાતે ન ખેડતાં સાંથથી પોતાની જમીન ખેડુતોને આપે છે, અને આ ખેડુતો સારા મૂડીવાળા લોકો હોય છે અને બીજા ધંધાની માફક ખેતીમાં નફો મેળવવા માટે પોતાની મૂડી ખેતીમાં રોકે છે. તેમનામાં જમીનની સાંથ માટે ચડસાચડસી હોય છે અને બધી જમીનની સાંથ આ સ્પર્ધાથી નક્કી થાય છે અને તે સાંથ ઘણુંખરૂં રિકાર્ડોની ઉપપત્તિ સાથે મળે છે એ ખરૂં છે. પરંતુ ઉપર નિર્દિષ્ટ કરેલી બધી બાબતો જ્યાં અસ્તિત્વમાં નથી ત્યાં રિકાર્ડોની ઉપપત્તિ કશા કામની નથી. આ ઉપપત્તિ અને બીજા દેશોમાંની વસ્તુસ્થિતિમાં વિરોધ આવવા લાગવાથી રિકાર્ડોની ઉપપત્તિ પર ઘણા આક્ષેપો આવવા લાગ્યા.

પહેલો આક્ષેપ નવી વસાહતમાંના કૅરે નામના અમેરિકન ગ્રંથકારે ઉપસ્થિત કર્યો છે. તેણે એવું સિદ્ધ કર્યું છે કે રિકાર્ડોની ઉપપત્તિ પહેલાં તો નવી વસાહતોને બીલકુલ લાગુ પડતી નથી, કારણ કે રિકાર્ડોની ઉપપત્તિની એક પ્રધાન કલમ એ છે કે લોકવસ્તીની વૃદ્ધિ સાથે ઓછા પાકવાળી જમીન ખેડાણમાં આવે છે, એટલે વાવેતરની કમાન નીચી જાય છે અને અનાજના ભાવો ચડે છે અને જમીનની સાંથ વધે છે. પરંતુ નવી વસાહતમાં

પહેલી જે જમીન ખેડાણમાં આવે છે તે કિનારા પાસેની હલકી રેતાળ જમીન હોય છે અથવા જેના ખેડાણ માટે ઘણી મૂડીની જરૂર લાગે નહિ એવી જમીન ઘણુંખરૂં ખેડાણમાં આવે છે. એટલે વસ્તુતઃ ઓછી રસાળ જમીન પહેલી ખેડાણમાં આવે છે અને જેમ જેમ લોકસંખ્યા વધે છે અને લોકો પાસે વધારે વધારે મૂડી ભેગી થાય છે તેમ તેમ અંદરના સપાટ પ્રદેશમાં ઉંચી રસાળ જમીન ખેડાણમાં આવે છે. અને આને લીધે લોકસંખ્યાના વધવા સાથે અનાજના ભાવ ચઢતા નથી, પણ ઉલટા ઉતરે છે. તેથી 'વધારે રસાળથી ઓછી રસાળ તરફ' એવો જે વાવેતરનો ક્રમ રિકાર્ડોએ આપ્યો છે તે બિલકુલ વસ્તુસ્થિતિને અનુરૂપ નથી એવો કૅરનો પહેલો આક્ષેપ હતો. રિકાર્ડોના પક્ષપાતીઓએ વાવેતરના ક્રમનો મુદ્દો એટલો બધો મહત્વનો નથી અને તે ખરો ન હોય તોપણ તેથી રિકાર્ડોની ઉપપત્તિ ખોટી છે એમ સિદ્ધ થતું નથી એવો તર્ક લડાવ્યો છે; પરંતુ રિકાર્ડોના ગ્રંથમાંનો જે ઉતારો અમે ઉપર આપ્યો છે તે ઉપરથી આ તર્કપ્રણાલિ વૃથા છે એમ કહેવું પડે છે. ખરી રીતે જોતાં રિકાર્ડોને જમીનને સુદ્ધાં ચઢતી પેદાશનો નિયમ કેટલા વખત સુધી લાગુ હોય છે એ તત્ત્વની ખબર ન હતી. એ એમ સમજતો હતો કે, જમીનને મૂળથી જ ઉતરતી પેદાશનો નિયમ લાગુ છે. કોઇપણ દેશમાં સર્વકાળમાં દેશની ચડતી સાથે અનાજના ભાવ વધી મજૂરોની સ્થિતિ ખરાબ થતી જોઇએ એવો સર્વગામી સિદ્ધાન્ત એણે કાઢ્યો. પરંતુ નવી વસાહતને આ નિયમ લાગુ પડતો નથી. ઉલટું લોકવસ્તીના વધવાથી અનાજના ભાવ ઓછા થાય છે અને મજુરોની સાંપત્તિક સ્થિતિ સુધરતી જાય છે એમ વસાહતોનો ઇતિહાસ શિખવે છે એ કૅરેએ સપ્રમાણ સિદ્ધ કર્યું છે એમ કબુલ કરવું જોઇએ. કૅરેનો બીજો આક્ષેપ રિકાર્ડોની બધી ઉપપત્તિનું મૂળ જ નષ્ટ કરવા જેવો છે. રિકાર્ડોની ઉપપત્તિનું રહસ્ય એ છે કે જમીનની સાંપ

એ જમીનની સ્વાભાવિક અને અવિનાશી એવી શક્તિનો બદલો છે. મૂડી અથવા મહેનતથી જમીનની જે શક્તિ વધી હોય અને તે માટે જે સાંથનો ભાગ જમીનદારને મળે છે તે વ્યાજ અથવા નફાનો જ પ્રકાર છે. પરંતુ જમીનની જે મૂળની શક્તિઓ છે, તે માટેનો બદલો એ જ સાંથ અને આવી સાંથ દેશની સાંપત્તિક પ્રગતિ સાથે પોતાની મેળે જ વધતી જાય છે અને નફો તથા વ્યાજ એ તો દેશની ચડતી સાથે ઓછાં થતાં જાય છે. એટલે સાંથનું સ્વરૂપ અને વ્યાજ તથા નફાનું સ્વરૂપ તદ્દન એકમેકથી વિરુદ્ધ છે એમ કહેવાનો રિકાર્ડોના પ્રતિપાદનનો અર્થ છે. કૅરેએ આથી તદ્દન ઉલટું પ્રતિપાદન કરેલું છે. એનું કહેવું એ છે કે, જમીનની રસાળતા એ સર્વથા મૂડી અને મહેનતનું પરિણામ છે. ન ખેડેલી જમીન મૂળથી રસાળ હોય તોપણ તે જંગલ અને ઝાડ ઝાંખરાંથી તદ્દન ભરેલી હોય છે અને આવી જમીન ખેડાણમાં લાવવા જેટલી મૂડી અને મહેનત જોઇએ છે તેનું જો વ્યાજ ચઢાવીએ તો માલુમ પડશે, કે જમીનની બધી સાંથ મૂળની મૂડી તથા મહેનત અને ખેડાણમાં જોઇતી મહેનત અને મૂડી એ બેના વ્યાજ કરતાં વધારે ન આવતાં ઓછી જ આવે છે. પરંતુ કૅરેના આ આક્ષેપમાં બહુ તથ્યાંશ નથી એમ વિચારાંતે દેખાઇ આવશે, કારણ કે કૅરેએ કરેલી ગણત્રી તદ્દન ભ્રામક છે. જમીનની રસાળતા મૂળમાં ફાવે તે પ્રકારે ઉત્પન્ન થયેલી હો; પરંતુ રસાળ જમીન અને ઓછા પાકવાળી જમીનની સાંથમાં ઘણો ફરક પડે છે અને આ સાંથ દેશની પ્રગતિ સાથે નફા અથવા વ્યાજ પ્રમાણે ઓછી ન થતાં વધ્યે જાય છે, એવો અનુભવ સર્વત્ર છે. અને તેટલા પુરતી રિકાર્ડોની ઉપપતિ સત્ય પર રચાએલી છે એમાં શંકા નથી.

રિકાર્ડોની ઉપપત્તિની વિરુદ્ધ હજી બીજા પણ ઘણા આક્ષેપો છે, એનો પણ અહીંઆં ટુંકમાં વિચાર કરવાની આવશ્યકતા છે.

રિકાર્ડોની ઉપપત્તિમાં વગરસાંથની જમીન દેશમાં હોવી જ જોઇએ એવો એક મુદ્દો છે. કારણ કે સાંથ એ વગરસાંથની જમીન અને બીજી જમીન એ બંન્નેની આવકમાંનાં ફરક પર જ અવલંબે છે, એમ ઉપપત્તિમાં કહેલું છે. આ પર આક્ષેપ એવો છે કોઇપણ દેશમાં વગરસાંથની જમીન કોઇપણ વખતે હોતી નથી. દરેક માલિકીની જમીનને કાંઇક સાંથ તો મળવી જ જોઇએ. તેથી રિકાર્ડોની ઉપપત્તિ એ સંપત્તિશાસ્ત્રમાં આવતી સાંથની કારણમીમાંસા નથી; એવો પણ એની આગળનો આક્ષેપ છે. આ ગ્રંથકર્તાના કહેવા પ્રમાણે સાંથ એ પેદાશ એથી થાય છે, કે જમીન એ ખાનગી માલિકીની ચીજ છે અને તે મર્યાદિત છે. એટલે સાંથ અથવા ભાડું એ ખાનગી માલિકીના એટલે રિવાજનું પરિણામ છે. જ્યારે એકની માલિકીની વસ્તુનો લાભ બીજાને આપવામાં આવે છે ત્યારે જ ભાડું લેવામાં આવે છે. ત્યારે માલિકી એ ભાડાનું ખરૂં કારણ છે અને તેથી દેશમા સરખી રસાળ અને સરખા જ પાકવાળી જમીન હોય, તોપણ તે જો ખાનગી માલિકીની હોય તોયે ભાડું અથવા સાંથનો ઉદય થાય. પરંતુ રિકાર્ડોની ઉપપત્તિ પ્રમાણે આવી સ્થિતિમાં ભાડું નામનો સાંપત્તિક પ્રકાર અસ્તિત્વમાં આવી જ ન શકે.

આ આક્ષેપને રિકાર્ડોના વિધાન ઉપરથી ઘણો જ આધાર મળે છે એમ કબુલ કરવું પડશે. સાંથ એ એક એવો પ્રકાર છે, જે ઓછીવત્તી રસાળતાને લીધે થાય છે એમ રિકાર્ડોના વિધાન ઉપરથી લાગે છે ખરૂં; તોપણ સાંથની રકમ એ જમીનની પાકશક્તિ ઉપરથી નક્કી થાય છે એ કહેવાનો એનો મુદ્દો છે. સિવાય દેશની નવી વસાહતની સ્થિતિનું વર્ણન કરતી વખતે રિકાર્ડોએ આ માલિકીની કલ્પના અપ્રત્યક્ષ રીતે ચર્ચી છે. દેશની પ્રાથમિક સ્થિતિમાં ભાડું નિર્માણ થતું જ નથી, કારણ કે જ્યાં સુધી દેશમાં વગરમાલિકીની પુષ્કળ જમીન પડેલી હોય ત્યાં સુધી માલિકીના ઉપભોગ માટે કોણ ભાડું આપે, એવો રિકાર્ડોએ પ્રશ્ન પૂછ્યો છે;

આ ઉપરથી સાંથ અથવા ભાડું એ પ્રકાર માલિકીમાંથી જ નિર્માણ થાય છે એવું રિકાર્ડોનું કહેવું હતું, એમ કહેવાને હરકત નથી. માત્ર આ સાંથની રકમ નક્કી થવા માટે અને તે ઓછીવત્તી થવાને વાવેતરની સ્થિતિ કારણીભૂત થાય છે એમ એનું કહેવું છે.

પહેલા આક્ષેપમાં વધારે સત્યાંશ છે. જે જે દેશમાં ખાનગી માલિકીની સંસ્થા છે તે તે ઠેકાણે વગરસાંથની જમીનનું અસ્તિત્વ શક્ય નથી એ ખરૂં છે. કારણ કે ઉપર પ્રતિપાદન કર્યા પ્રમાણે ભાડું એ સ્વામિત્વ માટે જ મળે છે. તેથી એક માણસની જમીન બીજાને ઉપયોગ માટે જોઇતી હોય તો તેને કંઈ પણ સ્વામિત્વ માટે આપવું જોઇએ એ દેખીતું છે. રિકાર્ડોએ એવી કલ્પના કરી છે કે દેશમાંની બધી જમીન એક જ અનાજ માટે રોકવી અને આવી કલ્પના પ્રમાણે કેટલીક જમીન એટલી કસ વગરની હશે કે તેમાં ઘઉં વાવીને ઘઉં ઉત્પન્ન કરવાનું એટલું ખરચ લાગશે કે, ખેડુતને આવી જમીન ભાડે લેવાનું પરવડશે જ નહીં. પરંતુ તે જમીન ઘઉં માટે નિરુપયોગી હોય તોપણ અને ઘઉં પકવવા માટે કોઇ તેને સાંથથી ન રાખે તોપણ તે ઘાસ માટે ઘણી સરસ હોઇ શકે અને ઘાસ ઉગાડવા માટે અને તે વેચવા માટે જમીનના માલિક પાસેથી એકાદ ખેડુત તે જમીન ભાડે લેશે. માત્ર આ જમીનનું ભાડું ઘઉંની જમીન જેટલું નહિ આવે. ત્યારે દેશમાંની જમીન ઉંચી પાકશક્તિથી માંડીને તદ્દન હલકી પાકશક્તિની હોય તો પણ જૂદી જૂદી જાતના પાક માટે તેનો ઉપયોગ થાય છે અને તદ્દન ખડકો-વાળી અથવા ક્ષારયુક્ત જમીન વગર, દેશમાંની બધી જમીન માટે ઓછીવત્તી સાંથ મળે છે એમાં શંકા નથી. અને તેથી રિકાર્ડોની ઉપપત્તિની વિરુદ્ધ આ એક આક્ષેપ સત્ય છે, એમ કબુલ કરવું પડે છે.

અહીં સુધી રિકાર્ડોની ઉપપત્તિ પરના આક્ષેપોનો વિચાર થયો, પરંતુ તે ઉપપત્તિ પરથી કાઢેલા સિદ્ધાંત પણ ત્રિકાલાબાધિત નથી એ હવે બતાવવાનું છે. ઉદાહરણાર્થ, રિકાર્ડોની ઉપપત્તિનો એક મોટો સિદ્ધાંત એ છે કે જમીનનું ભાડું એ હમેશાં વધતુ જ જાય છે પરંતુ આ પણ તદ્દન ખરૂં નથી. આ વધારો કેટલાક પ્રસંગે ન થવાનાં બે કારણો છે. એક નવી રસાળ જમીન જડી આવે ને તેમાં ઉગેલું સોંઘું અનાજ દેશમાં આવવા લાગે એટલે તે દેશમાંની વાવેતરની કમાન ઉપર જાય છે અને તેથી જમીનની સાંથ ઓછી થાય છે. અમેરિકામાં ખેતીની પ્રગતિ થયા પછી અને ઇંગ્લંડમા ત્યાંથી અનાજ આવવા લાગ્યા પછી ઇંગ્લંડમાંનાં ભાડાં ઓછાં થતાં ગએલાં છે. બીજું કારણ વાવેતરની કળામાં સુધારો. આને લીધે સુદ્ધાં અનાજ સોંઘું થાય છે અને તે સોંઘું થાય એટલે વાવેતરની કમાન ઉપર જાય છે અને જમીનની સાંથ ઓછી થાય છે. આ ઉપરથી, દેશનાં ભાડાં હમેશાં વધ્યાં જ જવાં જોઇએ એમ નથી. આ ક્રમને બાધક હોય એવાં કારણો ઉદ્ભવી શકે છે; અને આવાં બાધક કારણો અસ્તિત્વમાં હોય ત્યારે ભાડાંનો ક્રમ ઉલટો પણ હોઇ શકે છે.

રિકાર્ડોની આ ઉપપત્તિને અનુકૂળ અને પ્રતિકૂળ એવું એટલું લખાણ અંગ્રેજી ભાષામાં છે કે, તે બધાંનો સવિસ્તર વિચાર કરવા માટે આપણી પાસે પુરતી જગ્યા નથી. પરંતુ ઉપર આપેલા અલ્પ વિવેચન ઉપરથી આ ઉપપત્તિમાંનાગ્રાહ્યાંશ અને ત્યાજ્યાંશ વાચકોના ધ્યાનમાં આવશે એમ માનીએ છીએ.

સમાજના દ્રવ્યના જૂદા જૂદા વર્ગોમાં જે વિભાગો પડે છે. તેમાં જમીનની સાંથ એ એક છે. સુધરેલા દેશોમાં બીજા હિસ્સાઓ પ્રમાણે આ હિસ્સો પણ હરીફાઇથી નક્કી થાય છે અને પહેલાંના વખતમાં આ ઘણે ઠેકાણે રૂઢિથી નક્કી થઇ જતો અને હજુ પણ ઘણે ઠેકાણે તે રૂઢિથી જ નક્કી થાય છે, તોપણ રૂઢિને બદલે

સ્પર્ધા દાખલ થવાનાં ચિન્હો જ્યાં ત્યાં નજરે પડે છે. આ સાંથ સ્પર્ધાથી નક્કી થવાનું પરિણામ એ આવે છે કે, સાંથથી જમીન ખેડનાર ખેડુત વધારે રસાળ જમીન ખેડે કે ઓછી રસાળ ખેડે, એને બંન્ને ખેડાણોથી સરખો જ ફાયદો થાય છે; અને આ બંન્ને ખેડાણોમાંનો ફરક સાંથના રૂપમાં જમીનદારને મળે છે. અને આ જ રિકાર્ડોની ઉપપત્તિનું મૂળ બીજ છે. બીજું એ કે બાધક કારણો અસ્તિત્વમાં ન આવે તો આ સાંથ સતત વધતી જાય છે. કારણ કે દેશમાં લોકવસ્તી વધીને એકંદર બધી જમીન ખેડાણમાં આવ્યા પછી ઉતરતી પેદાશનો નિયમ લાગુ થાય છે અને આવો નિયમ લાગુ થાય એટલે અનાજના ભાવ વધતા જ જવાની પ્રવૃત્તિ દેખાય છે, અને તે સાથે જ સાંથ પણ વધતી જાય છે. રિકાર્ડોની ઉપપત્તિમાંથી આટલો ભાગ ત્રિકાલાબાધિત રહે છે એમાં શંકા નથી. બાકી વાવેતરનો આપેલો ક્રમ, સાંથનો પ્રકાર એ તો જમીનની ઓછીવત્તી રસાળતાથી ઉત્પન્ન થાય છે અને દેશમાં વગર સાંથની વાવેતરની જમીન હોય છે વગેરે આ ઉપપત્તિમાંના આવતા ભાગો ત્યાજ્ય છે એમ કહેવું પડે છે.

---

# પ્રકરણ ૪થું.

---

## મજુરી અને તેના સિદ્ધાન્તો

દેશના દ્રવ્યનો બીજો મોટો ભાગ મજૂરી છે. મજૂરી એ મહેનતનો બદલો છે. દ્રવ્ય ઉત્પન્ન કરવા માટે જે માનવી મહેનતની જરૂર પડે છે તે સર્વનો અંતર્ભાવ આમાં થાય છે, પછી તે મહેનત શારીરિક હો યા માનસિક હો; તે મહેનતને શિક્ષણરૂપી પૂર્વ તૈયારીની જરૂર હો યા ન હો; તે મહેનત એક બતાવેલું કામ કરનાર સાધારણ મજૂરથી માંડીને ઇજિનેર મેનેજર સુધીની હો. જે જે લોકો કાંઇક ઠરાવેલું કામ કરીને તેના પ્રમાણમાં મજૂરી લે છે, અથવા રોજી પર મજૂરી કરનારા છે કે દરમાયા પર મજૂરી કરે છે તે સર્વનો અંતર્ભાવ મજૂર વર્ગમાં થાય છે એ આ ગ્રંથમાં પહેલા પુસ્તકમાં સ્પષ્ટ કરી બતાવેલું જ છે. હવે આ ભાગમાં મજૂર વર્ગને ભાગે આવનારી જે મજૂરી તેનો સવિસ્તર વિચાર કરવાનો છે. જૂદા જૂદા ધંધામાં મજૂરીના દર જૂદા જૂદા હોય છે એ દેખીતું છે. હવે આ જૂદા જૂદા દર કેમ થાય છે એ આ પ્રકરણમાં એક મહત્ત્વનો પ્રશ્ન છે. તેમજ સર્વ ધંધાના મજૂરોના દરની સરાસરી કાઢીએ એટલે મજૂરીનો એક સામાન્ય દર નીકળે છે. તેથી આ મજૂરીનો સામાન્ય દર કેવી રીતે નક્કી થાય છે એ પણ આ પ્રકરણમાંનો મહત્ત્વનો પ્રશ્ન છે. આ બાબતમાં જૂદા જૂદા દેશો તરફ જોઇએ તો વિલક્ષણ ફેરફાર માલુમ પડે છે. ઇંગ્લંડ અમેરિકા જેવા ઔદ્યોગિક પ્રગતિની ટોચે પહોંચેલા દેશોમાં મજૂરીનો સામાન્ય દર કેટલો બધો વધારે હોય છે, જ્યારે હિંદુસ્તાનમાં સામાન્ય દર તદ્દન ઓછો હોય છે. તેથી

આ કેમ થાય છે એ પહેલું જોવું જોઇએ, પરંતુ આ વિચાર કરતાં પહેલાં મજૂરી એ શબ્દમાંની એક સંદિગ્ધતા તરફ ધ્યાન ખેંચવું જોઇએ.

દેશમાં પૈસા વાપરવાની પ્રવૃત્તિ શરૂ થાય એટલે મજૂરી હંમેશાં પૈસામાં જ અપાય છે. પરંતુ પૈસાના રૂપમાં અપાયેલી મજૂરી એ નામની જ છે. આ મજૂરી પરથી મજૂરોની સાંપત્તિક સ્થિતિનું ખરૂં માપ કાઢી શકાશે નહિ ઉદાહરણાર્થ, શહેરમાં કોઇ માણસને દર મહીને પચ્ચીસ રૂપીઆ મળતા હોય અને ગામડામાં કોઇકને પંદર રૂપીઆ મળતા હોય, તો નામની મજૂરીમાં એમાં લગભગ બમણો તફાવત છે, તોપણ ગામડામાંના માણસની ખરી મજૂરી શહેરના માણસ કરતાં વધારે હોઇ શકે. શહેરમાંના માણસને પચીસ રૂપીઆ મળતા હશે, પરંતુ તેને ઘર માટે ૩ અથવા ૪ રૂપીઆ ભાડું આપવું પડશે; ત્યારે ગામડામાં તેટલી જ જગ્યા ૧ાા રૂપીઆ ભાડે મળશે; તેમજ શહેરમાં લાકડાં વગેરે મોંઘાં હશે તો ગામડાગામમાં તે ઘણાં જ સોંઘાં મળશે. શહેરમાં જે વસ્તુઓ માટે પૈસા આપવા પડે છે તે વસ્તુઓ ગામડામાં મફત મળતી હશે. સારાંશ કે નામની મજૂરી ઉપરથી ખરી મજૂરીનું માપ કાઢવું બરોબર નથી. શિવાય મજૂરોને મજૂરીનો કેટલોક ભાગ પૈસાના રૂપમાં મળતો હશે તો કેટલોક ભાગ પ્રત્યક્ષ હાજતો પૂરી પાડનારા પદાર્થોના રૂપમાં મળતો હશે. માટે આવા મજૂરોની મજૂરીના દરનો વિચાર કરતી વખતે આ બન્ને બાબતો એકઠી કરવી જોઇએ. ઉદાહરણાર્થ, ઘરગથુ મજૂરોને ખાવાપીવાનું માલિકને ઘેર મળે છે. એ શિવાય ઉપર પગાર મળે છે. કેટલાક નોકરોને માત્ર કોરો પગાર મળે છે. ઘણે ઠેકાણે ખેતીના મજૂરોને અનાજના રૂપમાં મજૂરી આપવાનો રિવાજ છે. શિવાય દર વર્ષે પહેરવાનાં બે જોડ કપડાં અને દસ વીસ રૂપીઆ

રોકડા મળે છે. એટલે એમની સંપૂર્ણ મજૂરી આ ત્રણના સરવાળાથી થાય છે. તેથી નામની મજૂરી અને ખરી મજૂરી એ એનો તફાવત સારી પેઠે ધ્યાનમાં રાખવો જોઇએ. નામની મજૂરીનો દર વધારે હોય તો મજૂરોની સાંપત્તિક સ્થિતિ સારી જ હોવી જોઇએ એમ માત્ર નથી. આ વચનની સત્યતા 'લંકામાં સોનાની ઇંટો' એ આપણી કહેવત ઉપરથી સારી રીતે ધ્યાનમાં આવે છે. એટલે લંકામાં મજૂરને રોજની એક સોનાની ઇંટ મજૂરી દાખલ મળે તો પણ તેને પેટપુરતું અનાજ મેળવવા માટે સોનાની જ ઇંટો આપવી પડે છે; સારાંશ કે, જ્યાં પૈસા અત્યંત વધારે હોય છે ત્યાં મજૂરીનો દર વધારે હોય છે ખરો, તોપણ બધા જ પદાર્થો એટલા મોંઘા હોય છે કે વધારે મજૂરી આવશ્યક વસ્તુઓ વેચાતી લેવામાં જ ખરચ થાય છે અને મજૂરને જીંદગીની સગવડો અથવા મોજમજા ભોગવવા મળતી જ નથી.

કોઇ પણ દેશમાં મજૂરીની સરાસરીનો દર કઇ વાત પર અવલંબે છે એ પહેલાં ઠરાવવાનું છે. આ બાબતમાં જૂદાજૂદા દેશોમાં મજૂરીના દરમાં વિલક્ષણ ફેરફાર હોય છે એ ઉપર કહ્યું જ છે. હવે આવો ફેરફાર કેમ થાય છે તે જોવાનું છે.

આ સંબંધમાં જ 'મજૂરફંડ'ની કલ્પના અભિમત અર્થ-શાસ્ત્રકારોએ કાઢેલી છે. એનો ભાવાર્થ એવો છે કે દેશમાંની મજૂરીનો દર એ દેશમાંની મૂડી અને લોકસંખ્યા એ બેના ભાગાકાર જેટલો હોય છે. મજૂરીનો દર $=\frac{\text{મૂડી}}{\text{લોકસંખ્યા}}$, એટલે લોકસંખ્યા તેટલી જ રહીને જો મજૂરોને આપવાની મૂડી વધે તો મજૂરીનો દર ઓછો થશે. મજૂરીફંડની ચર્ચાનાં મૂળભૂત ત્રણ વિધાનો છે. પહેલું, દરેક દેશમાં ચલ મૂડીની એવી એક મુકરર રકમ હોય છે કે તે મજૂરીમાં વપરાવી જ જોઇએ. આ રકમ કાળે કરીને ઓછી

થશે અથવા વધશે. પરંતુ અમુક વિશિષ્ટ સમયે આ રકમ કાયમની મુકરર થએલી હોય છે. અને ત્યારે તે કોઇપણ કારણોને લીધે ઓછી થશે નહિ અથવા વધશે નહિ.

બીજું, દેશમાં એવી એક લોકસંખ્યા હોય છે કે તેને મજૂરીનો દર ફાવે તે હો, પણ મજૂરી કરીને જ પેટ ભરવું પડે છે. તેમ કર્યા વગર ચાલતું નથી. એટલે આ સંખ્યા એક વિશિષ્ટ સમયે મુકરર જ હોય છે.

ત્રીજું, મજૂરીનો દર એ મૂડીવાળા અને મજૂરો એ બંન્નેની પરસ્પર હરીફાઇથી જ નક્કી થાય છે. એટલે મૂડીવાળાઓના મજૂરો મેળવવા માટે રસાકસી ચાલુ હોય છે અને મજૂરોની મૂડીવાળાઓને ત્યાં મહેનત કરી મજૂરી મેળવવા માટે રસાકસી ચાલુ હોય છે, અને સર્વ મજૂરીના દર આવી બન્ને બાજુની રસાકસીથી નક્કી થાય છે. આ ત્રણ વિધાનોના એકીકરણથી ફંડની કલ્પના બનેલી છે. તે એ કે મજૂરીનો દર એ, મૂડી અને લોકસંખ્યા એ બેના ભાગાકાર પર આધાર રાખે છે.

'મજૂરીફંડ' ની આ કલ્પનામાં મજૂરીના દરના ઓછાવત્તા પણાનાં આપેલાં બે કારણો ખરાં છે એમાં શંકા નથી. કોઇ એક આગંતુક કારણને લીધે દેશની લોકસંખ્યા જો એકદમ ઓછી થાય અને ઉદ્યોગધંધા તેના તે જ રહે-એટલે દેશની મૂડી કાયમ રહે તો મજૂરીનો સરાસરી દર વધવો જોઇએ એ દેખીતું છે. કારણ કે મજૂરોની માગણી છે તેટલી જ છે, માત્ર ભરતી ઓછી છે; આથી મજૂરીના દર વધવા જ જોઇએ. આ વિધાનની સત્યતા સ્થાપન કરનારાં ઇતિહાસમાંથી ઘણાં ઉદાહરણો ટાંકી શકાય. ઇંગ્લંડમાં જ્યારે પ્લેગનો વા ચાલતો હતો ત્યારે ૮-૧૦ વરસમાં ઇંગ્લંડની આશરે અરધી વસ્તી ઓછી થઇ. પરંતુ તેને લીધે એકંદર મજૂરીના દરમાં વિલક્ષણ વધારો થયો. આથી

મજૂરલોકોની સાંપત્તિક સ્થિતિ સુધરી અને એક વખત વધેલો મજૂરીનો દર કાયમનું જ ઘર કરી બેઠો, કારણ કે મજૂરોની રહેણી જ વધારે ખર્ચાળ થઇ. હાલમાં હિંદુસ્તાનમાં પણ આવો જ પ્રકાર બને છે. ગયા દસ બાર વરસ દરમ્યાનમાં પ્લેગ અને દુકાળથી લોકસંખ્યા ઘણી ઓછી થએલી છે; વિશેષતઃ શહેરોમાં મજૂરો ઘણા જ ઓછા થયા છે અને તેથી મજુરીના દર ઝપાટાબંધ વધતા જાય છે. આથી ઉલટું જો કોઇ આગંતુક કારણોથી દેશની મૂડીમાં એકદમ વૃદ્ધિ થાય અને લોકસંખ્યા તેટલી જ રહે તોપણ મજુરીનો દર વધવો જ જોઇએ. સારાંશ કે મજુરીના દરના ઓછાવત્તાપણાને બે કારણો લાગુ પડે છે એમાં સંશય નથી. તોપણ મજુરીના વધારાને આ બે કારણો જ લાગુ પડે છે એમ માત્ર નથી. એ ઉપરાંત મજુરીફંડની કલ્પનામાં એક પ્રકારનો વિરોધ છે તે પણ વસ્તુસ્થિતિને અનુરૂપ નથી. એટલે લોકસંખ્યા વધે કે મજુરી ઓછી થવી જ જોઇએ તેમજ મૂડી વધે એટલે મજુરીના દર વધવા જ જોઈએ એવો કંઈ સાર્વત્રિક નિયમ નથી. મજુરીફંડના હિમાયતીઓએ આ કલ્પનાને જે એક સાર્વત્રિક સ્વરૂપ આપ્યું તે તેમની ભૂલ હતી અને તેથી આ કલ્પના પર ઘણા આક્ષેપો આવવા લાગ્યા, અને હાલમાં આ કલ્પના અર્થશાસ્ત્રમાં લગભગ ત્યાજ્ય છે એક નક્કી થયું છે.

આ કલ્પનામાંથી પ્રસિદ્ધ તત્ત્વવેત્તા મિલે ઘણાં અનુમાનો કાઢ્યાં છે. મિલની આ કલ્પના અને મિલની મૂડી સંબંધી પ્રમુખ તત્ત્વો એ એક જ જાતનાં છે. જે પ્રમાણે તે પ્રમુખ તત્ત્વોનો સંરક્ષણની વિરુદ્ધ કટાક્ષ હતો તે પ્રમાણે જ આ કલ્પનાનો પણ એક વિશેષ કટાક્ષ હતો. તે એ કે, મજૂરોની સુસ્થિતિ અગર દીન અવસ્થા એ એમના જ હાથમાં છે. તે કાયદાથી, હડતાળોથી અથવા બીજા કૃત્રિમ ઉપાયોથી નષ્ટ થાય એવી નથી. કારણ કે એક વખતે મજૂરોને આપવાની મૂડી એ ઔદ્યોગિક નિયમોથી નક્કી

થયેલી હોય છે, તે ઓછી અથવા વધારે થવાનો સંભવ નથી. તેથી મજૂરોની સંખ્યા વધે તો તેમના મજૂરીના દર અવશ્યમેવ ઓછા થવા જોઇએ. તેથી મજૂરલોકોએ લગ્નની બાબતમાં આત્મ-સંયમ કરી લોકસંખ્યા પર હિતકર કાબુ મૂકયા વગર તેમને સુધરવાને બીજો માર્ગ જ નથી. પરંતુ આ બાબતમાં મજૂરલોક તદ્દન બેપરીકર હોય છે અને ઝપાટાબંધ લગ્નો કરી લોકસંખ્યા વધારે છે અને પોતાની જ મજૂરીની હરીફાઇમાં પોતાને હાથે વધારો કરે છે. આ કૃત્ય પોતાને હાથે પોતાના પગ પર કુહાડો મારી લેવા જેવું આત્મઘાતકી છે. તેથી મજૂરોની દીન અવસ્થા સ્વયંકૃત છે, કારણ કે તેઓ અવિચારથી લગ્નો કરી લોકસંખ્યામાં વધારો કરે છે એવું મિલે ભારપૂર્વક પ્રતિપાદન કર્યું છે. તેથી મજૂરોની સ્થિતિ સુધારવા માટે તેમનામાં ઉંચા વર્ગો પ્રમાણે એવી ભાવના ઉત્પન્ન થવી જોઇએ કે, પોતાનાં બાળબચ્ચાંનું ભરણ-પોષણ કરવાની શક્તિ પ્રાપ્ત થયા વગર લગ્ન કરવું એ મોટું સામાજિક પાપ છે.

આ કલ્પનામાંથી અભિમત સંપત્તિશાસ્ત્રજ્ઞો બીજું એક અનુમાન કાઢે છે; તે અનુમાન હડતાળના પોગળનું છે. તેઓ એમ કહે છે કે, મજૂરી ફંડની કલ્પના ઉપરથી હડતાળનું પોગળ જણાઇ આવે છે. હડતાળનો ઉદ્દેશ ઘણી વખત મજૂરી વધારવાનો હોય છે; પરંતુ જ્યાં સુધી દેશની મૂડી અને લોકસંખ્યામાં ફેરફાર થયેલો નથી, ત્યાં સુધી મજૂરીની સરાસરીના સામાન્ય દરમાં ફરક થવો એ શકય જ નથી. કારણ કે હડતાળથી જો એક ધંધામાંના મજૂરોની મજૂરી વધે તો બીજા ધંધામાંના લોકોની મજૂરી ઓછી થવી જ જોઇએ. એટલે એકંદર રીતે જોતાં હડતાળો મજૂર વર્ગોના હિતના વિઘાતક છે. પરંતુ આ વિષયનો આગળ એક પ્રકરણમાં સ્વતંત્ર વિચાર કરવાનો છે, માટે હમણાં આટલું વિવેચન બસ છે.

આ ચર્ચાનો સાર ત્રણ વિધાનોમાં રહેલોછે એમ ઉપર બતાવ્યું જ છે. તે દરેક વિધાન ઉપર આ ઉપપત્તિના વિરોધીઓએ આક્ષેપ આણેલા છે. પહેલું વિધાન એ છે, કે મજૂરી આપવા માટે મૂડીનો કેટલોક ભાગ દરેક દેશમાં અલગ રાખેલો હોય છે અને તે ભિન્ન શરતે ખરચ થાય છે એ છે. પરંતુ આમ કહેવું બરોબર નથી. કારખાનાવાળા પાસે મૂડી હોય, એટલે તેણે તે વાપરી નાખવી જ જોઇએ એમ નથી. દ્રવ્ય ઉત્પન્ન કરવાથી પોતાને ફાયદો થશે એમ ભરોસો હોય તો જ કારખાનાવાળો મજૂરીમાં પોતાની મૂડી ખરચી નાંખશે. ફાયદો થવો એ માલની કિંમત પર અને ઘરાકોની સંખ્યા પર આધાર રાખે છે. કારખાનાંવાળાને ઘરાકો ઓછાં થાય એમ લાગે કે તે પોતાના કારખાનાનું કામ ઓછું કરે છે અને તરત કેટલાક મજૂર કમી કરે છે, અથવા કારખાનું કેટલાક દિવસ બંધ રાખે છે. તેમજ એકાદ માલનો ખપ વધારે થવાનો સંભવ લાગે કે તરત જ કારખાનાવાળો મજુરો વધારે છે અથવા તેમને મજૂરી વધારે આપી તેમની પાસેથી વધારે કામ કરાવી લે છે. તેથી મજુરોને મળવાની ચલ મૂડી એ મુકરર થયેલી હોતી નથી, પણ વેપારીની તેજી મંદી પ્રમાણે તે ઓછીવત્તી થનારી છે. તેથી જ માલના ભાવ વધતા હોય ત્યારે મજૂરીના દર પણ વધતા હોય છે. પરંતુ મિલને આ કથન કબૂલ ન હતું. તેની ઉપપત્તિ પ્રમાણે મજૂરીના દર વધવા માટે પહેલાં મૂડી વધવી જોઈએ. પરંતુ માલના ભાવ સારા હોય, કારખાનાવાળાને નફો સારો થવા લાગે, એટલે તેનું પરિણામ મૂડી વધવામાં થાય છે એ મિલને કબૂલ છે. તેથી આ કલ્પનાના હિમાયતીઓના મત પ્રમાણે પણ માલના ખપ પર મજૂરી અવલંબે છે એમ સિદ્ધ થાય છે. પરંતુ મજૂરી એ માલના ખપ પર પ્રત્યક્ષ રીતે આધાર રાખતી નથી; પણ અપ્રત્યક્ષ રીતે અવલંબે છે એટલું જ આ મજૂરીફંડના પક્ષપાતીનું કહેવું છે.

આ ઉપપત્તિનું બીજું વિધાન એ છે, કે દેશના મજૂરોનો વર્ગ ..ણુ તદ્દન મુકરર હોય છે, અને મજુરી ફાવે તે મળો પણુ તે ..કોને મજૂરી કર્યા વગર છૂટકો જ નથી હોતો. આ વિધાન પણ ..ર્વથા ખરૂં નથી. કેટલાક લોકો કોઇ કોઈ વખત મજૂરી કરે છે ..ને કોઇ કોઇ વખત કરતા નથી. બીજું, મૂડી અને મજૂરો ..શ બહાર જઈ શકે છે. પરંતુ પહેલા વિધાન કરતાં બીજું વિધાન ..ુષ્કળ અંશે ખરૂં છે એમ કબૂલ કરવું જોઇએ. ત્રીજું, મજૂરી ..ે હંમેશાં પૂર્ણ હરીફાઇથી નક્કી થાય છે એ વિધાન સર્વથા ..રૂં નથી. સુધરેલા દેશોમાં દિવસે દિવસે કારખાનાંવાળાઓના સંઘ ..ાય છે, તેજ પ્રમાણે મજૂરોના પણુ સંઘ બને છે. તેથી હાલના ..ખતમાં વ્યક્તિવ્યક્તિમાં ચડસાચડસી ઓછી થઈ છે અને તેને ..દલે વર્ગવર્ગમાં શરૂ થયેલી છે.

જે ત્રણુ વિધાનો મળીને મજૂરીફંડની કલ્પના બનેલી છે તે ..ણે વિધાનો સર્વાંશે ખરાં નથી; એટલો એક જ આ કલ્પના ..ર આક્ષેપ નથી. મજૂરીના સરાસરી દરની મીમાંસા ..રીકે જોતાં પણુ આ કલ્પનામાં પુષ્કળ વૈગુણ્ય છે એમ ..ાક્ષેપકોનું કહેવું છે. તે એ કે, મજૂરીનો સરાસરી દર લોકસંખ્યા ..ને મૂડી એ બે કારણુ પર જ અવલંબે છે એમ નથી, ..જુરોની કાર્યકુશળતા પર પણુ તે આધાર રાખે છે. ઇંગ્લંડમાં રશિયા ..રતાં મજૂરીનો સરાસરી દર ઘણો જ વધારે છે. તેનું કારણુ ..ગ્લંડમાં મૂડી વધારે અને લોકસંખ્યા એના પ્રમાણમાં ઓછી ..ેટલું જ નથી, પણુ ઇંગ્લંડના મજૂરો કામ કરવામાં રૂશિયન ..થવા આઇરિશ મજૂરો કરતાં ચઢીઆતા છે. આથી તેમની મહે..તથી માલની પેદાશ પુષ્કળ થાય છે અને તેથી જ મજૂરોને ..ાગે વધારે મજૂરી આવે છે.

તેમજ ખેતીમાં ચઢતી પેદાશની સ્થિતિમાં મજૂરોના વધારા સાથે ખેતીની પેદાશમાં ઘણો વધારો થાય છે; આથી મજૂરોની

મજૂરી વધે છે. કારણ કે દ્રવ્યની માણસ દીઠ વૃદ્ધિ વધારે થાય છે અને તેથી જ મહેનતનો બદલો પણ માણસ દીઠ વધે છે; એટલે કે મજૂરીનો દર વધે છે.

તેમ જ ઉપર બતાવ્યું છે કે માલનો ખપ વધે એટલે પણ મજૂરીનો દર વધે છે.

હવે ઉપર નિર્દિષ્ટ કરેલાં બધાં કારણોનો વિચાર કરીએ એટલે લોકસંખ્યા અને મૂડી કરતાં માલની પેદાશ એ મજૂરીના દરનું વિશેષ મહત્વનું કારણ છે એમ લાગવા માંડે છે અને એથીજ સંપત્તિશાસ્ત્રકારોએ 'મજૂરીફંડની કલ્પના' મજૂરીના દરની મીમાંસાને માટે તદ્દન નકામી છે એમ ઠરાવી મજૂરીના દર માલની પેદાશ પર જ અવલંબે છે, એવા પ્રકારની મીમાંસા કરી છે. એટલે મજૂરીનો દર એ સામાન્યતઃ મજૂરોની મહેનતના ફળ પર આધાર રાખે છે. જેમની મહેનતથી વધારે પેદાશ થાય છે તેમને વધારે મજૂરી મળે છે, જેમની મહેનતથી ઓછું પેદા થાય છે તેમને ઓછી મજૂરી મળે છે. આ મીમાંસાને પરિણામે મજૂરોની સાંપત્તિક સ્થિતિ સર્વાંશે તેમના હાથમાં છે એમ કહેવામાં આવે છે. તેમની કાર્યકુશળતા ઓછી હોય તો તેમની મહેનતથી માલની ઉત્પત્તિ ઓછી થાય છે અને તેમને ભાગે ઓછું દ્રવ્ય આવે છે.

આ કલ્પના પણ મજૂરીફંડની કલ્પના પ્રમાણે એકદેશી છે, એટલે આ કલ્પનામાં આપેલું કારણ ખરૂં છે, પરંતુ મજૂરીનું એ એકલું જ માત્ર કારણ નથી. ખરી રીતે મજૂરી ફંડની કલ્પના અને પેદાશની કલ્પના એ પરસ્પરવિરોધી નથી, પણ પરસ્પરપૂરક છે. એટલે કે, મજૂરીનો દર મૂડી, લોકસંખ્યા, મજૂરોની કાર્યકુશળતા માલની પેદાશ અને માલનો ખપ—એ સર્વ કારણસમુચ્ચય પર અવલંબે છે, અને આ કારણોમાંથી એકાદ કારણ એકદમ ઓછું થાય તો તેનું મજૂરીના દર પર પરિણામ થવું જ જોઇએ.

અહીં સુધી મજૂરીના સરાસરી દરનો અને તેનાં કારણોનો વિચાર થયો. હવે દરેક દેશમાં જૂદા જૂદા ધંધામાં જૂદા જૂદા મજૂરીના દર કેમ હોય છે અને દેશમાં સર્વ મજૂરોમાં સરખી રસાકસી હોવા છતાં તે દર એકરૂપ ન થતાં કાયમના ઓછાવત્તા કેમ રહે છે એનો વિચાર કરવાનો રહ્યો.

મજૂરીના સામાન્ય દરના સંબંધમાં એડમ સ્મિથના ગ્રંથમાં વધારે ઉહાપોહ કરેલો દેખાતો નથી, પરંતુ અભિમત પંથમાં ચર્ચાસ્પદ થએલી 'મજુરી ફંડની કલ્પના' અને 'પેદાશની કલ્પના' એ એનો ઉલ્લેખ એડમ સ્મિથના ગ્રંથમાં છે. માત્ર મજૂરીના દરમાં ફરક કેમ થાય છે એના કારણોનો એડમ સ્મિથે વિસ્તૃત વિચાર કરેલો છે અને આ બાબતમાં એની કારણમીમાંસા સર્વમાન્ય થએલી છે. આગળના સંપત્તિશાસ્ત્રજ્ઞોએ તે ઘણીખરી જેમની તેમજ ઉતારી લીધી છે, અને આપણને પણ તે જ માર્ગ શ્રેયસ્કર થશે. આ કારણમીમાંસામાં મજુરી અને નફો એ બંન્નેનો એડમ સ્મિથે એકત્ર સમાવેશ કરેલો છે એ અત્રે ધ્યાનમાં રાખવું જોઇએ.

ધંધાની મજુરીના દરમાં અથવા નફાથી જે વત્તીઓછી આમદાની થાય છે તેમાં પણ કાયમનો ફેર કેમ રહે છે એનાં નીચેનાં કારણો એડમ સ્મિથે આપેલાં છે.

પહેલું—ધંધાનું પ્રિયત્વ અથવા અપ્રિયત્વ. જે ધંધો સ્વાભાવિક રીતે મનને આનંદ આપનારો છે તે ધંધાની મહેનતનો બદલો બીજા ધંધા કરતાં ઓછો હોય છે. કારણ કે મહેનતનો કેટલોક બદલો તે ધંધાની મનોરંજકતામાંથી મળે છે. પરંતુ જે ધંધો કંટાળાભર્યો, ત્રાસદાયક અને મનને દુઃખ આપનારો હોય છે તે ધંધાની મજૂરી વધારે હોય છે. ઉદાહરણાર્થ--ફાંસી ચડાવનારા માણસને પગાર વધારે આપવો પડે છે તેમજ ગંદાં કામો કરનારાઓને મજૂરી વધારે આપવી પડે છે. ઉદાહરણાર્થ—ભંગી, ખાળ અને ગટરો સાફ કર-

નારા લોકોને તેમજ જે ધંધો સમાજમાં હલકો ગણાય છે તેની મજૂરી વધારે હોય છે. તેથી જ આપણા સમાજમાં શિક્ષકો કરતાં રસોઇઆઓની મજૂરી વધારે છે.

બીજું—ધંધાનું નિશ્ચિતપણું અને અનિશ્ચિતપણું. જે ધંધાનું કામ હંમેશાં બારે મહિના માટે અને નિશ્ચિંત હોય છે તેની મજૂરી તેથી ઉલટા પ્રકારના ધંધા કરતાં ઓછી હોય છે, ખેતીનું કામ કરનારા મજૂરોનું કેટલીક મોસમોમાં જ કામ હોય છે. એટલે તે મોસમમાં તેમની મજૂરી વધારે હોય છે. કડીઆ પત્થર ફોડનારા વગેરે કામદારોનુ કામ ભર ચોમાસામાં ચાલી શકતું નથી. એટલે તેમને કેટલાક દિવસ નવરા બેસી રહેવું પડે છે અને તેથી તેમને જ્યારે કામ મળે છે ત્યારે તેમની મજૂરી વધારે હોય છે. તેમજ મોસમમાં જરૂર પડતા ઇન્જિનેરો વગેરે તથા જીન અને પ્રેસના લોકોને આઠ મહિના પગાર વધારે આપવો પડે છે, સારાંશ કે, જે ધંધાનું કામ સતત આખું વરસ ચાલુ રહીને કામ મળવાનું નક્કી હોય છે તે ધંધામાં મોસમ પૂરતા અને અનિશ્ચિત કામવાળા બીજા ધંધા કરતાં મજૂરી ઓછી હોય છે.

ત્રીજું,—અમુક ધંધાની મજૂરી, તે ધંધો શીખવાને લાગતું ખરચ અને ધંધાનાં અઘરાપણા ઉપર આધાર રાખે છે. અડબંગ મજૂર અને હોશીયાર મજૂર એ બેની મજૂરીમાંનો ફરક આ તત્ત્વને લીધે જ ઉત્પન્ન થાય છે. અડબંગ મજૂરને ધંધો શિખવાને ખરચ પણ લાગતું નથી અથવા ત્રાસ પણ પડતો નથી. એનું કામ બતાવેલું કામ કરવાનું હોય છે. પરંતુ હોંશિયારીનાં કામો કરવામાં અઘરાં હોઇ તે શિખવાને ખરચ પણ ઘણુ થાય છે. તેથી આવા મજૂરોને વધારે મજૂરી આપવી પડે છે. કેટલાક ધંધાની કળા શીખી લેવા માટે વરસોનાં વરસો લાગે છે. તેથી તે ધંધાની મજૂરી ઘણી જ વધારે હોય છે. પરંતુ ખરચ અને મહેનતના પ્રમાણમાં તે વધારે હોતી નથી. જે બૌદ્ધિક ધંધાઓ છે— જેવા કે, વકિલાત, ઇજનેરી,

શિક્ષક અને દાક્તરી—જેમાં પ્રવીણ થવા માટે ઘણી મહેનત, ખરચ અને ત્રાસ સહન કરવાં પડે છે. તે તે ધંધામાં મજૂરી ઘણી જ મોટી હોવી જોઇએ.

ચોથું—ધંધાવાળા પર મૂકવો પડતો વિશ્વાસ. પેઢીવાળા, સોની અને બીજા કિંમતી પદાર્થોનાં કામ કરનારાઓની મજૂરી વધારે હોવી જોઇએ. કારણ કે બધા પર વિશ્વાસ મૂકી શકાતો નથી, અને તેથી જે વિશ્વાસથી કામ કરે છે એવાને મજૂરી વધારે આપવી પડે છે. વકીલ અને દાક્તર ઉપર વિશ્વાસનાં કામો નાખવાનાં હોય છે. દાક્તરના હાથમાં તો મનુષ્યનું જીવન હોય છે અને વકિલના હાથમાં માલમત્તા હોય છે. એટલે આ ધંધાની મજૂરી વધારે હોવી જોઇએ.

પંચમું—ધંધામાં યશસ્વી થવાનો સંભવ. કેટલાક ધંધામાં ફાયદો થવો ન થવો એ દૈવાધીન હોય છે. તેથી તેવા ધંધાની મજૂરી વધારે હોય છે. ઉદાહરણાર્થ, સોનાની ખાણોનો ધંધો, માછીમારનો ધંધો, ચિતારાનો ધંધો, નટ (એક્ટર)નો ધંધો અને વક્તાનો ધંધો તથા નાટકો લખવાનો ધંધો. આ ધંધામાં યશ મળશે કે નહિ તે પહેલેથી કહી શકાતું નથી. દસ માણસમાં એક માણસ ઉત્તમ ચિતારો બને છે અથવા નટ બને છે અથવા ઉત્તમ વક્તા બને છે. આથી જે વિજયી થાય છે તેને અનહદ પૈસા મળે છે. આજે એક માણસને મિલ્કત મળે છે તે ખરી રીતે દસ બાર માણસોની મહેનત ફોગટ જાય છે તેથી મળે છે. તેથી આ ઠેકાણે પણ આ ધંધાની એકંદર મહેનત, ત્રાસ અને અભ્યાસ એ બધાંનું ખરચ જોઇએ એટલે મજૂરી વધારે લાગતી નથી. તોપણ જેના નસીબનો ઉદય થાય છે તેના ઉપર લક્ષ્મી પ્રસન્ન થાય છે અને તેની મજૂરી સામાન્ય મજૂરીના પ્રમાણની બહાર જાય છે.

ઉપરનાં બધાં કારણોનું સંકલિત પરિણામ એ આવે છે કે, જુદા જુદા ધંધાની મજૂરી અને નફો હંમેશાં જુદા જુદા રહે છે. રસાકસીની પૂર્ણ આમદાનીમાં બધા મજૂરીના દર અને બધો નફો સરખો રહેવાની પ્રવૃત્તિ હોય છે ખરી, તોપણ ઉપર નિર્દિષ્ટ કરેલાં કારણોને લીધે ચડસાચડસીનો પ્રભાવ ઓછો થાય છે અને મજુરીનો દર અને નફો કેટલેક અંશે રૂઢિના જેવું રૂપ ધારણ કરે છે. તોપણ એકંદર ખરી મજૂરી તરફ જોઇએ તો મજૂરીની સામાન્ય ઉપપત્તિને આ કારણોથી બાધ આવતો નથી એ નિર્વિવાદ છે.

---

# પ્રકરણ ૫ મું.

## વ્યાજ

દેશના દ્રવ્યનો ત્રીજો મોટો ભાગ વ્યાજ છે. અભિમત સંપત્તિશાસ્ત્રકારો દ્રવ્યનાં જમીન, મહેનત અને મૂડી એવાં ત્રણ જ કારણો માનતા હોવાથી દેશના દ્રવ્યનાં આ ત્રણ કારણોને લઇને તેના ભાગ પણ ત્રણ થાય છે એવું એમણે પ્રતિપાદન કર્યું છે; અને તે ભાગને તેમણે નફો એવું નામ આપ્યું છે. આ નફાનાં પણ ત્રણ અંગો હોય છે એમ એમણે કહ્યું છે. કારણ કે મૂડી કરકસરથી ભેગી થાય છે અને આ કરકસરનો બદલો મૂડીવાળાને મળવો જોઇએ. તેમજ મૂડીવાળો કારખાનાં ચલાવીને જાતે મહેનત કરે છે. આને માટે પણ એને બદલો મળવો જોઇએ. તે ઉપરાંત દરેક ધંધામાં મૂડી ખોવાનો ઓછોવત્તો સંભવ હોય છે; તેથી આ જોખમ માટે પણ એ મૂડીવાળાને કંઇ પણ બદલાની આશા હોય છે. આ ત્રણ બાબતો મળીને નફો થાય છે.

આ પ્રમાણે અભિમત પંથના સંપત્તિશાસ્ત્રકારોએ નફો શબ્દ બહોળા અર્થમાં વાપરેલો છે. પરંતુ આ ગ્રંથના બીજા ભાગમાં દ્રવ્યનાં ચાર કારણો માનવાં કેવી રીતે આવશ્યક છે તે બતાવ્યું છે. દરેક સુધરેલા દેશમાં મૂડીવાળા અને કારખાનાંવાળા, એ બે વર્ગો એક નથી હોતા, અને આ વ્યક્તિઓ એક હોય તોપણ મૂડી અને દ્રવ્યનાં સર્વ કારણોનું એકીકરણ કરીને દ્રવ્ય પેદા કરવું એ બે વાતો તદ્દન ભિન્ન છે. આમ હોવાથી તેના ભાગ જૂદા જૂદા સમજવા એ જ ઇષ્ટ છે. જે પ્રમાણે નાના પ્રમાણમાં ખેતી કરનારો ખેડુત જમીનદાર પણ હોય છે અને મજૂર પણ હોય છે અને

ખેતીમાંથી જે પેદાશ થાય છે તેના પ્રત્યક્ષ રીતે બે ભાગ ન કરીએ તોપણ ખેડુતને જે પેદાશ થાય છે તે બેવડા નાતાથી થાય છે; એક જમીનના માલિકના નાતાથી અને બીજી જમીન ખેડનારના નાતાથી. આવો ખેડુત પોતાની જમીન બીજાને સાંથથી આપે તો તેને પહેલાંની પેદાશ જેટલી સાંથ ન મળે, કારણ કે હવે તે પેદાશમાંથી મહેનતનું મહેનતાણું બાદ થશે અને જમીનદાર તરીકે તેના ભાગમાં સાંથ એટલી જ રહેશે. આ જ સ્થિતિ નફા સંબંધી છે. મૂડી અને તેની યોજના એ એક માણસનાં હોય તોપણ વસ્તુતઃ મૂડીનો બદલો એ એક જુદી વસ્તુ છે ને તેને વ્યાજ કહે છે; અને યોજનાનો બદલો એ બીજી વસ્તુ છે અને તેને નફો કહે છે. તેથી વ્યાજ અને નફો એ દ્રવ્યના બે નોખા ભાગો છે એમ માનવું એ શાસ્ત્રીય દૃષ્ટિથી યોગ્ય છે. પ્રત્યક્ષ વ્યવહારમાં અને વેપારીઓનાં જમાખર્ચમાં પણ આ ભેદ હંમેશાં રાખેલો હોય છે. કારખાનાવાળાની પોતાની મૂડી હોય તોપણ કારખાનાનો નફોતોટો જોતી વખતે કારખાનાવાળો મૂડીના વ્યાજને કારખાનાના ખરચની એક વિગત ગણે છે અને માલ વેચીને ખરચ બાદ કરતાં બાકી રહે તે સિલકને નફો સમજે છે. તેથી આ પ્રકરણમાં આપણે વ્યાજના સ્વરૂપનો અને તેના દરનો વિચાર કરવાનો છે.

અર્થાત્ વ્યાજ એટલે મૂડીના ઉપયોગ માટે આપેલી કિંમત. મૂડીનાં સ્વરૂપોનો વિચાર કરતી વખતે મૂડીના ત્રણ વર્ગ પાડવામાં આવે છે. ઉત્પન્ની મૂડી, ઉત્પાદક મૂડી, ઉપભોગ્ય મૂડી અને આ ત્રણે મૂડીના પ્રકારમાં ભાવિ વાસનાઓની તૃપ્તિ માટે હાલ તુરતનો ઉપભોગ મુલતવી રાખવો એ સામાન્ય કલ્પના છે એમ બતાવ્યું છે. એટલે કે મૂડીમાં આત્મસંયમ એ ગુણ દૃષ્ટિગોચર થાય છે અને વ્યાજ એ આ આત્મસંયમનો એક જાતનો બદલો છે, એમ કહેવાને હરકત નથી. કોઈ પણ માણસ પેદા કરેલા દ્રવ્યનો તાત્કાલિક

ઉપભોગ ન લેતાં તેને સિલકમાં મૂકી છાંડે એટલે તેણે મૂડી ઉત્પન્ન કરી એમ આપણે સમજીએ છીએ; તેથી મૂડી એ એક પ્રકારે મહેનતનું જ ફળ છે. પ્રત્યક્ષ ઉત્પન્ન કરેલી વસ્તુને આપણે સિલકમાં સંઘરી રાખીએ છીએ એમ કંઈ નથી. કારણ કે તેવી વસ્તુઓ નશ્વર હોય અગર લાંબો વખત ટકનારી હોય. તેથી આપણે જે સિલકમાં મૂકી છાંડીએ છીએ તે પૈસાના રૂપમાં રાખીએ છીએ અને મૂડીનો આપણે સામાન્યતઃ પૈસા એવો જ અર્થ કરીએ છીએ. આ મૂડી પોતાની માલિકીની હોય છે ત્યારે, જ્યારે આપણે બીજાને તે ઉપયોગ માટે આપીએ છીએ ત્યારે, આ આપણી માલિકીની વસ્તુના ઉપયોગના બદલા તરીકે આપણે વ્યાજ લઈએ છીએ. આ ઉપરથી સમજાશે કે વ્યાજ એ સાંથની એક જાતજ છે. જે પ્રમાણે જમીનના ઉપયોગનો બદલો એટલે સાંથ, તે પ્રમાણે મૂડી અને સામાન્ય રીતે તેનું સ્વરૂપ જે પૈસો તેના ઉપયોગનો બદલો એટલે વ્યાજ. સાંથ અને વ્યાજ એ બેના સ્વરૂપમાં આ પ્રમાણે સામ્ય હોવા છતાં તેમના નિયમોમાં અને સમાજમાં થતી તેમની વૃદ્ધિના વિષયોમાં જમીન આસમાનનું અંતર છે એ આગળના વિવેચન ઉપરથી દેખાઈ આવશે.

ઉછીની આપેલી મૂડી અથવા પૈસા માટે વ્યાજ લેવું એ પાપ છે એવી યુરોપમાં ઘણા વખત સુધી માન્યતા હતી. તેમને ત્યાં આ વાત એક ધર્મની બાબત હતી. "નફો મેળવવાની દાનતથી ઉછીના પૈસા આપીશ નહિ." એવા અર્થનાં કેટલાંક વાક્યો બાઇબલમાં છે. આ ઉપરથી વ્યાજવટાવ કરવું.એ ખ્રિસ્તીને માટે અયોગ્ય છે એવી સમજ થઈ હતી. આથી ખ્રિસ્તી ધર્મવાળા ઘણા દેશોમાં વ્યાજ લેવું અથવા વ્યાજવટાવનો ધંધો કરવો એ ગેરકાયદે કૃત્ય મનાતું. આ ધંધો ઘણુંખરું યહુદી લોકો કરતા અને એ કારણથી ખ્રિસ્તીઓ યહુદી લોકોને બહુ ધિક્કારતા તથા તેમનો દ્વેષ કરતા. બાઇબલમાંનાં કેટલાંક નિષેધાત્મક વિધાનો સિવાય બીજાં પણ

કેટલાંક પ્રમાણો ઉપરથી વ્યાજ લેવું એ અયોગ્ય છે એમ જૂના કાળમાં પાદરી લોકોએ નક્કી કર્યું હતું. ઉદાહરણાર્થ, 'પૈસો એ વાંઝણી ચીજ છે; પૈસો કાંઇ પૈસાને પ્રસવતો નથી, તેથી ઉછીના આપેલા પૈસા માટે વ્યાજ લેવું એ જ્યાં વાવ્યું નથી ત્યાંથી લણવા જેવું છે.' આ ઍરિસ્ટોટલનો મત ખ્રિસ્તી પાદરીઓ વ્યાજની વિરુદ્ધ દલીલ તરીકે આગળ કરતા. આને એવો જવાબ આપે છે કે ખરી રીતે ઉછીની અપાનારી વસ્તુ પૈસો નથી, પણ ઉત્પાદક મૂડી છે, અને મૂડીમાંથી વધારે દ્રવ્ય ઉત્પન્ન થાય છે એ સિદ્ધ જ છે, અને તેમાંથી અમુક ભાગ મૂડી ઉછીની આપનારને મળે એ યોગ્ય જ છે. બીજો મુદ્દો એ, કે પોતાની પાસે સિલક રહેલો પૈસો ઉછીનો આપવામાં માણસને કોઇ જાતનું નુકસાન થતું નથી, તેથી તેને માટે વ્યાજ માગવું એ ગેરવ્યાજબી છે. આનો જવાબ એ છે, કે પૈસો સિલકમાં બચાવતાં માણસને કેટલાક ઉપભોગ ઓછા કરવા પડે છે અને આ તેની મહેનત માટે તેને કંઇ પણ બદલો મળવો એ ન્યાય છે.

વ્યાજ સતત ચઢ્યે જ જાય એ ગેરવ્યાજબી છે, માણસ સતત વ્યાજ આપે તેમ છતાં મુદ્દલ કાયમ જ રહે એ અન્યાય છે. આનો જવાબ એ છે કે, માલિકીહક વેચવો અને માત્ર તેનો ઉપયોગ કરવો એ બે બાબતો ભિન્ન ભિન્ન છે. જે પ્રમાણે જમીન સાંથે આપીએ એટલે સાંથ સતત વધતી રહે છે અને છેવટે પોતાની જમીન પાછી મળે છે, તે જ પ્રમાણે મૂડીનું પણ છે. વ્યાજ એ મૂડીના ઉપયોગ માટે અપાતો બદલો છે અને તેથી છેવટે ઉછીની લીધેલી મૂડી પાછી આપવાની આવશ્યકતા છે. ઉછીનું આપનારને, ઉછીનું લેનારને મળેલી વસ્તુ કરતાં વધારે મળે છે અને તેથી વ્યાજ લેવું એ ગેરવ્યાજબી છે. પણ એનો જવાબ એ છે, કે ઉછીનું આપનારને ખરેખર વધારે ફાયદો થાય છે એમ નથી. ધારો કે, આજ અ એ બ પાસેથી ૧૦૦

રૂપીઆ લીધા અને તે ૫ વરસ પછી પાછા આપવાનું કબૂલ કર્યું. આજે હાથમાંના ૧૦૦ રૂપીઆની કિંમત ૫ વરસ પછી હાથમાં આવનાર રૂપીઆથી વધારે છે એ દેખીતું છે. સદ્યઃકાલીન વસ્તુ ભાવિ વસ્તુ કરતાં વધારે કિંમતી છે એ દેખીતું જ છે. તેથી જ્યારે અ પોતાના હાથમાંની પ્રત્યક્ષ વસ્તુ બને આપે છે ત્યારે તે બને વધારે કિંમતની વસ્તુ આપે છે અને તેથી પાંચ વરસ પછી બ એકલા સો રૂપીઆ આપે એ યોગ્ય નથી, પણ રૂપીઆનાં પ્રત્યક્ષપણાની વધારે કિંમતનો બદલો તેણે અને આપવો જોઇએ. અને એ બદલો વ્યાજના રૂપમાં મળે છે.

એટલે સૂધી વ્યાજનું સામાન્ય સ્વરૂપ અને તેની વિરુદ્ધ લાવવામાં આવતા આક્ષેપોનો વિચાર થયો. હવે વ્યાજના દર જૂદા જૂદા હોય છે એનું કારણ એ છે કે મૂડી પાછી મળવાની ખાતરીનું ઓછાવત્તાપણું છે. જે માણસ તદ્દન ખાલી છે, જેનામાં ઉછીના લીધેલા પૈસા પાછા આપવાની શક્તિ નથી એવા માણસને વ્યાજે પૈસા મળતા નથી, અને મળે તો ભારે વ્યાજે મળે છે. દેણદારને પોતાની મૂડી તદ્દન ડૂબવાની બીક હોય છે, તેથી ભારે વ્યાજની આશાથી જ તે પૈસા ધીરવાને તૈયાર થાય છે. એટલે જે માણસની પત ઓછી તેને લીધેલી રકમ પેટે ભારે વ્યાજ આપવું પડે છે. પણ જ્યાં પૈસા પાછા મળવાની પૂરેપૂરી ખાતરી હોય ત્યાં વ્યાજનો દર એક જ હોય છે, અને તે જ દર વ્યાજનો સાધારણ દર ગણાય છે. ઔદ્યોગિક બાબતમાં આગળ વધેલા સર્વ દેશોમાં સરકાર અને મ્યુનિસિપાલિટી જેવી સાર્વજનિક સંસ્થાઓ કરજ કાઢે છે અને તેમને સહુથી ઓછે વ્યાજે પૈસા મળે છે. આવા કરજનું જે વ્યાજ તે ખરા ખાતરીદાર કરજનું વ્યાજ મનાય છે. એનાથી સ્હેજ ઉતરતો પ્રકાર ઉત્તમ પતવાળા વેપારી લોકોને જે દરથી કરજ મળે છે તે દર છે. ઉદાહરણાર્થ હિંદુસ્તાનમાં સરકાર હાલમાં ૩॥ ટકા લેખે કરજ કાઢે છે, પરંતુ

વાસ્તવિક જોતાં હિંદુસ્તાનમાં ઉત્તમ ખાતરીનો દર ૩ા ટકા નથી. સરકારી પ્રોમિસરી નોટો પર હમેશાં વટાવ મળે છે. ૧૦૦ ની નોટ બજારમાં ૯૫ કે ૯૬ રૂપીઆમાં મળે છે. તેથી ઉત્તમ ખાતરી લાયક કરજનો દર હાલમાં હિંદુસ્તાનમાં દર સેંકડે ૪ ટકા છે એમ કહેવાને હરકત નથી. આ વ્યાજનો દર કાયમ અને વધારે વખત ટકનાર કરજનો છે અને આ દર દેશમાંની એકંદર મૂડીના ઓછાવત્તાપણા ઉપર અને દેશમાં માલમત્તા અને જીંદગીની સુરક્ષિતતા ઉપર કેટલેક અંશે આધાર રાખે છે. આ દર દેશમાં ફરતાં રહેનારાં નાણાં પર આધાર રાખતો નથી. જે દેશમાં હમેશાં હુલ્લડો થાય છે; જ્યાં ન્યાયપદ્ધતિ સારી નથી; જ્યાં કરાર પળાવવા માટે અને કરજ પાછું અપાવવા માટે સારી વ્યવસ્થા હોતી નથી, ત્યાં વ્યાજના દર ભારે હોય છે અને સુવ્યવસ્થિત રાજ્યપદ્ધતિની સ્થાપનાથી વ્યાજના દર નીચા બેસતા જાય છે. અને આ સુવ્યવસ્થિત રાજ્યપદ્ધતિને લીધે દેશમાં જેમ જેમ મૂડી ભેગી થતી જાય છે તેમ તેમ વ્યાજનો દર ઓછો ઓછો થતો જાય છે. હૉલંડમાં એક વખત દેશમાં મૂડી અને દ્રવ્ય એટલું બધું વધી ગયું હતું કે વ્યાજનો દર દરસેંકડે બે ટકા લેખે ને તેથી પણ નીચે ઉતરી ગયો હતો. મૂડી કેમ વધે છે એ બતાવતી વખતે આ વાતનો વિચાર પહેલાં જ થઇ ગયો છે, તેથી ફરીથી તેનો નિર્દેશ કરવાની જરૂર નથી.

વ્યાજનો દર અને વટાવનો દર એ બેમાં ફરક છે. ઉપર બતાવ્યા પ્રમાણે વ્યાજનો દર એ દેશની મૂડીના પ્રમાણમાં હોય છે. તે જેમ જેમ વધે તેમ તેમ દર ઓછો અથવા વધારે થાય છે. પરંતુ બેન્કના વટાવનો દર માત્ર વખતોવખત બદલાય છે, અને તે નાણાંની છૂટ અગર તંગી ઉપર આધાર રાખે છે. બેન્કમાં રોકડ સિલક ઓછી થઇ જાય તો બેન્કો હુંડીના હુંડીઆમણનો દર વધારે છે; એટલે ત્રણ મહિના પછી વટાવી આપવાની હુંડી

પર ત્રણ મહિનાનું વ્યાજ કાપી લઈ તે માટે આજે કેટલી રોકડ રકમ આપવી તેનો આધાર હુંડીઆમણના દર ઉપર છે. હુંડીઆમણનો દર નાણાંની છૂટ ઉપર અવલંબે છે.

યુરોપ ઘણા વખત સુધી વ્યાજવટાવ કરવું એમાં અધર્મ માનતો હતો અને તે ધંધો યહુદી લોકો કરતા હતા. આથી ખ્રિસ્તી લોકોના મનમાં યહુદી લોકો માટે અત્યંત તિરસ્કાર અને દ્વેષ ભર્યા હતા એ ઉપર કહ્યું છે. આ ધંધા માટે સમાજમાં તિરસ્કાર હોવાને લીધે એડામ સ્મિથે કહેલાં મજુરીનાં અને નફાનાં વિશિષ્ટ કારણોને અનુસરીને યહુદી લોકો વ્યાજ પણ ભારે લેતા. આ ભારે વ્યાજ એ કેટલેક અંશે તિરસ્કૃત ધંધો કરવા માટેના બદલા રૂપ હતું. ઉદ્યોગધંધાની પ્રગતિ થઈ ન હોય એવા સમાજની બાલ્યાવસ્થામાં દ્રવ્ય ઉછીનું લેવાના પ્રસંગ મનુષ્યની આવશ્યક જરૂરીઆતો પૂરી પાડવા માટે જ હોય. અર્થાત્ આ કાળમાં દ્રવ્યની ઉત્પત્તિને માટે મૂડીની ઘણી જરૂર નથી હોતી, પણ તે જમાનામાં તાત્કાલિક ઉપયોગ માટે લોકોને દ્રવ્યની જરૂર પડે છે. કોઈને ખાવા ન હોય તેથી બીજાની પાસેથી ઉછીનું લેવું પડતું અથવા બીજા એવા જ અણધાર્યા પ્રસંગે બીજાની મદદની જરૂર પડતી. આવે વખતે કરજ માટે અથવા ઉછીની આપેલી વસ્તુ માટે વ્યાજ માગવું એ સંકટમાં આવી પડેલા માણસની સ્થિતિનો લાભ લેવા જેવું હતું અને 'પાડોશીને મદદ કરતો રહે' એ ધર્મવચનનો ભંગ કરવા જેવું હતું. અર્થાત્ સમાજની બાલ્યાવસ્થામાં દ્રવ્ય ઉછીનું અથવા વ્યાજે આપવું એનો અર્થ એ હતો કે પોતાને ન જોઈતી વસ્તુનો ઉપયોગ બીજાને કરવા દેવો, અને તે માણસના નૈતિક કર્તવ્યનો ભાગ મનાતો હતો. આવી માન્યતાને લીધે વ્યાજ માગવું એમાં નીચતા અને અન્યાય લાગતાં. પરંતુ જેમ જેમ સમાજ આગળ વધતો જાય છે તેમ તેમ દ્રવ્ય પેદા કરવા માટે મૂડીની વધારે આવશ્યકતા લાગવા માંડે છે. તે કાળમાં કરજ કાઢવાનો મુખ્ય

હેતુ વધારે દ્રવ્ય પેદા કરવું એ હોય છે, અને જો બીજાની મૂડીનો ઉપયોગ કરીને કોઇ પોતાનો ફાયદો કાઢી લે તો તે નફાનો કેટલોક અંશ મૂડીના મૂળ માલિકને આપવો એ તદ્દન વ્યાજબી છે. તેથી જ પહેલાંના વખતમાં સુદ્ધાં પૈસા ઉછીના આપનારો જો વેપારમાં નુકસાનનો ભાગીદાર થવાનું કબૂલ કરે તો તેવા દાખલામાં વ્યાજ લેવાની આડે સમાજ ન આવતો. આવી સ્થિતિમાં તો ઉછીનું આપનારો એ એક રીતે વેપારમાં ભાગીદાર જ થતો, અને જો કે લોકમત વ્યાજની પ્રતિકૂલ હતો, તો પણ નફો મેળવવાની વિરુદ્ધ તે કોઇ દિવસ ન હતો.

હિંદુસ્તાનમાં વ્યાજ માટે કોઇ પણ જાતનું ધર્મબંધન ન હતું. આથી વ્યાજ લેવાની પદ્ધતિ અને વ્યાજવટાવ કરનારાઓનો ધંધો ઘણા કાળથી અત્રે પ્રચારમાં છે. માત્ર આ ધંધો સમાજ-માંની શ્રેષ્ઠ જાત જે બ્રાહ્મણ તેણે ન કરવો એવો સખત નિયમ હતો. બ્રાહ્મણે વ્યાજવટાવનો ધંધો કરવો એ મોટું પાપ છે એવા પ્રકારનાં સ્મૃતિવચનો મળી આવે છે. વૈશ્ય જાતિને આ ધંધો કરવાની પૂર્ણ છૂટ હતી. પરંતુ હિંદુસ્તાનમાં અન્તઃસ્વાસ્થ્ય અથવા જીંદગી કે માલમત્તાનું સુરક્ષિતપણું જોઇએ તેટલું ન રહેતું તેને લીધે, તેમજ અંધાધુંધીના વખતમાં ન્યાયનીપદ્ધતિ પણ સારી રીતે અમલમાં ન હોવાને લીધે સિલકધન દાટી મૂકવાનો રિવાજ પડી ગયો હતો. આ રિવાજને લીધે મૂડીની હમેશાં તાણ રહેતી અને તેથી જ વ્યાજનો દર ભારે રહેતો. પેશ્વાઇના વખતની રોજનીશીઓ, જે હાલમાં પ્રસિદ્ધ થાય છે, તે ઉપરથી પેશ્વાઓને સુદ્ધાં સેંકડે ૧૨ થી ૨૫ ટકા સુધી વ્યાજ આપવું પડતું એમ માલુમ પડે છે. પરંતુ આ પેશ્વાઇના વખતની માહિતી ઉપરથી પણ વ્યાજના ઉપર નિર્દિષ્ટ કરેલા તત્ત્વનું જ સમર્થન થાય છે. જેમ જેમ દેશની સરકારની જડ પાકી બંધાતી જાય છે અને તેની ઉપર લોકોનો વિશ્વાસ બેસે છે તેમ તેમ સરકારને વ્યાજ ઓછું આપવું પડે છે.

પહેલા બાજીરાવને દર મહિને દર સેંકડે ૨ રૂપીઆને વ્યાજે કરજ કાઢવું પડયું હતું; તેજ પછીથી નાના ફડનવીસની કારકીર્દીમાં દર મહિને દર સેંકડે ૧ રૂપીઆ પ્રમાણે વ્યાજનો દર થયો હતો. આ ઉપરથી વ્યાજનો દર ધીમે ધીમે પણ ઓછો ઓછો થતો ગયો હતો એમ જણાય છે. સરકારની જો આ સ્થિતિ હતી તો ખાનગી વ્યક્તિને કેટલું વ્યાજ આપવું પડતું હશે એ સમજી શકાય તેમ છે.

પરંતુ અંગ્રેજી અમલ પછી પૈસા દાટી મૂકવાની પદ્ધતિ નાબૂદ થવા લાગી છે; જો કે હજુ પણ આપણી પુરાણપ્રિયતાને લીધે આપણે તે તદ્દન છોડી દીધી નથી એ પાછળ એક ઠેકાણે કહ્યું જ છે. આથી વ્યાજનો દર ઓછો ઓછો થતો જાય છે, તોપણ હજી ગરીબ ખેડૂતોને ભારે વ્યાજ આપવું પડે છે. અને આવા ગરીબ લોકોની શાખ વધારવા માટેજ સહકારી મંડળો કાઢવાનું હાલમાં ચાલૂ થયું છે. તેની હકીકત બીજા એક પ્રકરણમાં આપવાની છે તેથી તેનો અહીં ઉલ્લેખ કરવાની જરૂર નથી.

ઉપરના વિવેચન ઉપરથી એમ માલુમ પડશે કે ઉપજનો એક વિભાગ વ્યાજ—તેનું સ્વરૂપ જમીનની સાંથના સ્વરૂપથી તદ્દન ભિન્ન છે. દેશની ચડતી સાથે જમીનની સાંથ વધતી જાય છે, ત્યારે વ્યાજનો દર ઓછો થતો જાય છે, અને વ્યાજનો હલકો દર એ દેશની સુસ્થિતિનું જ એક લક્ષણ છે, એમ કહેવાને હરકત નથી.

---

## પ્રકરણ ૬ઠું

### નફો

હવે દ્રવ્યની વહેંચણીના છેવટના ભાગનો વિચાર કરવાનો રહ્યો. તે ભાગ એટલે નફો. દ્રવ્યની વહેંચણીમાં આ ભાગનું મહત્ત્વ ઘણું છે. વિશેષતઃ સમાજની જેમ જેમ ઉન્નતિ થતી જાય છે તેમ તેમ આ ભાગ ઘણો વિશાળ થતો જાય છે. દ્રવ્યની ઉત્પત્તિનું ચોથું અને છેવટનું કારણ યોજક અથવા કારખાનાવાળા એ છે. કાચો માલ, મહેનત અને મૂડી આ કારણત્રયીને એક સૂત્રમાં ગ્રથિત કરી કારખાનું ઉભું કરવું અને પ્રત્યક્ષ દ્રવ્ય ઉત્પન્ન એ કામ યોજકનું અથવા કારખાનાવાળાનું છે. દ્રવ્ય ઉત્પન્ન થયા પછી તે ઘરાકના હાથમાં પહોંચાડવાનો વ્યવસાય પણ દ્રવ્યની ઉત્પત્તિનો જ એક ભાગ છે એમ કહેવાને હરકત નથી. જે પ્રમાણે જંગલમાં પડી રહેલી વસ્તુઓ પ્રત્યક્ષ દ્રવ્ય નથી, પણ તે અનુદ્ભૂત દ્રવ્ય છે, શહેરમાં લાવ્યા પછી જ તેને દ્રવ્યનું સ્વરૂપ પ્રાપ્ત થાય છે; તે જ પ્રમાણે ઉત્પન્ન કરેલું દ્રવ્ય પણ ઘરાકને બારણે આવ્યા વગર ઉત્પત્તિનું કાર્ય પૂર્ણ થયું એમ કહી શકાય નહિ. ઘરાકને બારણે દ્રવ્ય પહોંચાડવાનું કામ જથાબંધ વેપાર કરનાર વેપારી, પરચુરણ વેપારી અને ફરતા ફેરીઆઓ એ બધા મળીને પાર પાડે છે. તેવી જ રીતે આ કામ માલની લાવ-લઈજા કરનાર જૂદાં જૂદાં સાધનોના માલિકોથી થાય છે; અને તેથી જ આ બધાંનો દ્રવ્યના ઉત્પાદકોમાં સમાવેશ થાય છે અને તેથી જ કારખાનાંવાળા અને વેપારી એ બન્નેના ભાગને નફો

એ એક જ નામ વહેવારમાં આપે છે અને તેનું શાસ્ત્રીય દૃષ્ટિથી પણ સમર્થન કરી શકાય તેમ છે.

કેટલાક સંપત્તિશાસ્ત્રકારોનું એમ કહેવું છે કે નફો એ દ્રવ્યનો એક સ્વતંત્ર ભાગ છે એમ માનવાનું કારણ નથી, કેમ કે નફો એ વાસ્તવિક રીતે જોતાં કારખાનાંવાળા અને વેપારીની મહેનતનો બદલો છે અને મહેનતનો બદલો એટલે મજૂરી. તેથી બીજા મજૂરો અને કારખાનાંવાળા અને વેપારી એમનામાં ફરક માનવાનું કંઈપણ કારણ નથી, અને તેથીજ મજૂરી અને નફો એવા દ્રવ્યના સ્વતંત્ર વિભાગો માનવાનું પણ કારણ નથી.

પરંતુ કારખાનાંવાળામાં કયા કયા વિશેષ ગુણોની જરૂર છે અને કારખાનાંવાળાને દ્રવ્યનું એક કારણ માનવું એ કેમ ઇષ્ટ છે એ પાછળ બીજા ભાગમાં બતાવ્યું જ છે. મજૂર અને કારખાનાંવાળા અથવા વેપારી એ બન્ને વર્ગો મહેનત કરે છે તોપણ એમની મહેનતમાં મોટો ફરક છે. મજૂર કોઈ પણ દરજ્જાનો હો—તદ્દન બતાવેલું જ કામ કરનાર એક સાધારણ મજૂરથી તે એક મોટા કારખાનાંના પગારદાર મેનેજર સૂધી—પરંતુ આ વર્ગના બધા લોકો કેટલીક શરતો ઉપર અને અમુક બદલો લઇને તે પ્રમાણે કામ અથવા મહેનત કરે છે. પછી આ મજૂરી એક દિવસની ઠરાવેલી હો, અઠવાડીઆની હો, મહિનાની હો, કે વરસની હો. એટલે મજૂરી એ દ્રવ્ય પેદા થતા પહેલાં નક્કી થએલી રકમ હોય છે. દ્રવ્યોત્પાદનના સંબંધમાં કંઇ વિશિષ્ટ અને મુકરર કૃતિ એણે કરી કે નહિ તેની ફીકર નહિ, પણ એક મુકરર કરેલા વખતમાં તે કેટલીક વસ્તુઓ તૈયાર કરી આપે એટલે મજૂર ઉપરની જવાબદારી પૂરી થાય છે, અને તેને કરાર પ્રમાણે મજૂરી અથવા પગાર માગવાનો હક પ્રાપ્ત થાય છે. સારાંશ કે મજૂર અને કારખાનાંવાળાની વચ્ચે નોકર અને ધણી એ જાતનો એક સંબંધ છે. નોકર પણ કામ કરે છે અને ધણી

પણ કામ કરે છે; પરંતુ તે જેમ એક ગણી શકાય નહિ, તેજ પ્રમાણે મજૂર અને કારખાનાંવાળા જોકે બન્ને મહેનત કરે છે તોપણ તે એક ગણાય નહિ. કારણકે નોકર ઉપર કરાર પૂરો કરવાનીજ મર્યાદિત જવાબદારી હોય છે. પરંતુ માલિકની જવાબદારી અમર્યાદિત હોય છે. તેજ પ્રકાર મજૂર અને કારખાનાંવાળાનો પણ હોય છે. મજૂર પર દ્રવ્યોત્પાદનની મર્યાદિત જવાબદારી હોય છે. પરંતુ કારખાનાંવાળાની જવાબદારી અમર્યાદિત હોય છે. તેને દ્રવ્ય ઉત્પન્ન કરવાની બધી જવાબદારી પોતાને માથે લેવી પડે છે; તેને દ્રવ્યનાં જૂદાં જૂદાં કારણો એકત્ર કરવાની ચિંતા હોય છે; તેને ઉત્પન્ન કરેલું દ્રવ્ય વેચવા માટે ઘરાક શોધી કાઢવાના હોય છે. તેની પેદાશ મજૂરની પેદાશ પ્રમાણે નિશ્ચિત નથી હોતી. ઉપરના વિવેચન ઉપરથી કારખાનાંવાળા અને વેપારીઓને મળનારો દ્રવ્યનો હિસ્સો કેવો સ્વતંત્ર હોય છે તે માલુમ પડશે. હવે આ નફા-નો સ્વરૂપનો વિચાર કરવો જોઇએ.

નફો એટલે કારખાનાંવાળા અથવા વેપારીઓને પોતાનાં કારખાનાં અથવા વેપાર ચલાવવા માટે જે ખટપટ કરવી પડે છે તેનો બદલો.

આ નફો ઘણા પેટાવિભાગોથી થએલો હોય છે. પહેલાં તો કારખાનાવાળાની દેખરેખની મહેનતનો બદલો એ એક સ્વતંત્ર પેટા-વિભાગ છે. બીજું, દરેક વેપારમાં કંઇક જોખમ અથવા સટ્ટા જેવો અંશ હોય છે અને તે માટે પણ કંઇક બદલો કારખાનાવાળાને મળવો જોઇએ. સિવાય, કારખાનાવાળામાં કારખાનું ચલાવવા માટે કંઇક યોજકતા અને ઘટનાશક્તિ હોવાની જરૂર છે. તે માટેના બદલાનો અંશ પણ નફામાં હોય છે. માણસમાં યોજકતા અને ઘટના-શક્તિ એ બે ગુણોવાળા વિરલા જ નજરે પડે છે માટે બધા કારખાનાં-વાળાઓમાં એ ગુણ સરખા પ્રમાણમાં હોય છે એમ નથી. તે ઓછાવત્તા

પ્રમાણમાં હોય છે. જે પ્રમાણે દેશની જમીન ઓછાવત્તા પ્રમાણમાં રસાળ હોય છે અને તેથી જમીનની સાંથમાં ઓછાવત્તાપણું હોય છે, તેજ પ્રમાણે નફાનું પણ છે. નફામાં પણ કારખાનાંવાળાની યોજકતા પ્રમાણે અને ઘટનાશક્તિ પ્રમાણે ઓછોવત્તો નફો થાય છે. બે માણસો એક જાતનાં કારખાનાં કાઢે; મૂડી, મહેનત, કાચો માલ, યંત્રસામગ્રી વગેરે બધી બાબતોમાં તદ્દન સામ્ય હોય તોપણ એક માણસના કારખાનામાં નફો થાય છે અને બીજાને ખોટ જાય છે. હવે આ ફરક કારખાનાવાળાની યોજકતા અને બીજા વિશેષ ગુણો પર અવલંબે છે. અને દરેક ધંધામાં કારખાનાંવાળો તદ્દન નાદાનથી તે અત્યંત હોશિઆર સુધીના હોય છે. નાદાન કારખાનાવાળાંઓને નફો બિલકુલ થતો નથી. સારા કારખાનાંવાળાઓની યોજકતાના પ્રમાણમાં ઓછોવત્તો મળે છે. આ ઉપરથી નફો એ સાંથ જેવો વધુ ઓછો હોય છે. એનો એકજ દર કદી પણ હોતો નથી. એટલે કે નફાનું સ્વરૂપ મજૂરી જેવું હોતું નથી. દેશમાં સામાન્ય મજૂરીનો દર એકજ હોય છે. પરંતુ નફાનો સામાન્ય એવો એક દર હોતો નથી. પણ જમીનની સાંથ પ્રમાણે શૂન્યથી માંડીને ફાવે તેટલો વધે છે. નફાના સ્વરૂપનું આવા પ્રકારનું વિવેચન અર્વાચીન સંપત્તિશાસ્ત્રકારોએ કરેલું છે. અભિમત સંપત્તિશાસ્ત્રકારોએ નફાનું સ્વરૂપ એકજ હોય છે અને નફાનો સામાન્ય દર એકજ હોય છે એમ પ્રતિપાદન કરેલું છે. તેમના મત પ્રમાણે દેશનું દ્રવ્ય જેમ જેમ વધે તેમ તેમ તેટલા પ્રમાણમાં નફાના દર ઓછા થતા જાય છે. આ બાબતમાં સ્વાભાવિક રીતે પડનારા દ્રવ્યના ચાર વિભાગોમાં રહેલું સામ્ય અને વિરોધ—એનો વિચાર કરવા જેવો છે. નફો અને વ્યાજ એમાં અત્યંત સામ્ય છે. કેટલેક અંશે તે એકજ છે એમ અભિમત શાસ્ત્રકારોનું કહેવું છે. જે પ્રમાણે સમાજની ઔદ્યોગિક પ્રગતિની સાથે વ્યાજનો દર ઓછો થતો જાય છે તેમ જ નફો પણ થાય છે. એટલે કે સમાજની ઔદ્યોગિક પ્રગતિની સાથે દેશમાં

ધંધાના નફાનો સામાન્ય દર ઓછો ઓછો થાય છે. કારણ કે નફો એ ઉત્પન્ન કરેલા દ્રવ્યની ઉપજનારી કિંમત અને તે ઉત્પન્ન કરવા માટે લાગેલું ખરચ એ બેની બાદબાકીથી આવે છે. અને એકાદ ધંધામાં માલનો ઉપાડ વધારે થાય એટલે તેની કિંમત વધે છે અને આમ કિંમત વધે એટલે નફો વધારે થાય છે, અને એકાદ ધંધામાં આ પ્રમાણે હંમેશ કરતાં નફો વધારે થવા લાગે એટલે તે ધંધામાં પડનારાઓની ભીડ થાય છે, તેનાં નવાં નવાં કારખાનાં નિકળે છે, માલની ભરતી વધે છે, અને આથી માલનો દર ફરીથી પહેલાંની બરાબરી પર આવી પહોંચે છે. તેથી દેશમાં જે હંમેશાં ચડસાચડસી ચાલૂ હોય છે તેને લીધે દેશમાં થતા નફાના દર વ્યાજના દરની પેઠે હંમેશાં ઓછા થાય છે.

પરંતુ જમીનની સાંથ અને મજૂરીનો ક્રમ આથી ઉલટો હોય છે. દેશની પ્રગતિ સાથે આ બન્ને વધે છે. કારણ કે જેમ જેમ ખરાબ જમીન ખેડાણમાં આવે છે તેમ તેમ વાવેતરની કમાન નીચે ઉતરે છે અને જીંદગીની જરૂરીઆતોની કિંમત વધવાને લીધે મજૂરીના દર પણ વધતા જોય છે. અભિમત સંપત્તિશાસ્ત્રકારોએ આ પ્રમાણે જમીનની સાંથ અને મજૂરી તથા વ્યાજ અને નફો એમાં વિશેષ પ્રકારનો વિરોધ છે એમ કહેલું છે. કારણ કે ઉપર બતાવ્યા પ્રમાણે નફો એ માલની આવનારી કિંમત અને માલપર થનારૂં ખરચ એ બેની બાદબાકી જેટલો હોય છે અને માલ પર પડનારા ખરચનો મુખ્ય ભાગ મજૂરીમાં જ ખરચાય છે, તેથી અમુક કારણોથી મજૂરી વધે તો નફો ઓછો થવોજ જોઇએ અને મજૂરી ઓછી થાય તો નફો વધવો જોઈએ. એટલે કે, મજૂરોનું અને કારખાનાંવાળાનું એમનું હિત પરસ્પરાવલંબી નથી, પણ પરસ્પરવિરોધી છે. જે વાત મજૂરોના હિતની હોય છે તે જ વાત કારખાનાંવાળાના અહિતની હોય છે, અને તેથી ઉલટું જે વાત કારખાનાવાળાના હિતની હોય છે તે જ મજૂરોના અહિતની

હોય છે. મજૂરો અને કારખાનાંવાળાં એમનાંમાનો આ વિરોધીભાવ રિકાર્ડોએ પોતાના ગ્રંથમાં મુખ્યત્વે કરીને આગળ આણેલો છે અને સામાજિકપંથ નામનો જે સ્વતંત્ર પંથ સંપત્તિશાસ્ત્રમાં નિકળ્યો છે તે રિકાર્ડોના એકતરફી મતનું જ પરિણામ છે એ આગળ સામાજિકપંથનો ઇતિહાસ આપતી વખતે કહેવાશે.

પરંતુ રિકાર્ડોનું આ કહેવું તદ્દન ખરૂં નથી. કારણ કે જો માલનો ઉપાડ વધે અને પદાર્થોની કિંમતો વધે તો મજૂરી અને નફો એ બન્ને ભાગ એકદમ વધી શકે છે, એટલે મજૂરો અને કારખાનાંવાળા એ એનાં હિતમાં, હંમેશાં વિરોધ હોય છે અને વિરોધ હોવો જ જોઇએ એવો કંઇ નિયમ નથી. વાસ્તવિક રીતે જોતાં મજૂરો અને કારખાનાંવાળા એ બન્નેનું હિત પરાસ્પરાવલંબી હોય છે અને તે વેપારની અને ધંધાની તેજી પર અવલંબે છે. કોઇપણ કારણથી માલનો ઉપાડ ઓછો થાય તો બંન્નેનું નુકસાન થાય છે.

અભિમત સંપત્તિશાસ્ત્રકારોનો નફાના સંબંધમાં હજુ એક ચર્ચાસ્પદ સિદ્ધાન્ત છે. તે એ કે, બધા ધંધામાંનો નફો સમાજની પ્રગતિ સાથે ઓછો થતો જાય છે, એટલું જ નહિ પણ બધા ધંધામાંના અને વેપારમાંના નફાનો દર એક જ થતો જાય છે. છેવટે નફાના દરનું એકભાવ તરફ વલણ તો હોય છે જ. આ સિદ્ધાન્ત પણ અભિમત અર્થશાસ્ત્રકારો હરિફાઇના તત્ત્વથી જ પ્રતિપાદન કરે છે. એક ધંધામાં બીજા ધંધા કરતાં નફાનું પ્રમાણ જો વધારે હોય તો દેશની મૂડીનો પ્રવાહ તે ધંધા તરફ વધારે વળશે અને જ્યાં સુધી આ ધંધામાંના નફાનું પ્રમાણ બીજા ધંધામાંના નફાના પ્રમાણ કરતાં વધારે રહેશે ત્યાં સુધી આ ક્રમ અવ્યાહત ચાલુ રહેશે. જે પ્રમાણે બે જૂદી જૂદી સપાટીએ રહેલું તળાવમાંનું પાણી એક જ સપાટીએ

આવે ત્યાં સુધી એકમાંથી બીજામાં સતત પ્રવાહ ચાલ્યાં જ કરશે તે પ્રમાણે જ ધંધાનું છે. તેથી બધા ધંધાના નફા સરખા જ હોવા એ જ ધંધાઓની સ્થિર સ્થિતિ છે. ત્યાં સુધી હરિફાઇનું કાર્ય સતત ચાલુ રહેવું જ જોઇએ. હવે ઍડમ સ્મિથે મજૂરી અને નફાના દરમાં ભેદ કરનારાં જે વિશિષ્ટ કારણો કહ્યાં છે તેનાથી નફામાં જે કાંઇ ફરક રહેશે તેટલો માત્ર કાયમ સ્વરૂપનો રહેશે. ઉદાહરણાર્થ, એકાદ ધંધો અગર વેપાર ઘણો ગંદો અગર ચીતરી ચડે એવો અગર તિરસ્કૃત હોય તો તે ધંધાનો નફો બીજા સુલભ અથવા ઓછી મહેનતના અથવા ઓછી કિંમતના ધંધા કરતાં હમેશાં જ વધારે રહેવો જોઇએ, એ ખુલ્લું છે; પરંતુ આ વિશિષ્ટ કારણ વગર બાકી બધા નફાના દરનું એક થવા તરફ વલણ હોવું જોઇએ એવો અભિજાત સંપત્તિશાસ્ત્રકારોનો એક સિદ્ધાન્ત છે.

પરંતુ આ સિદ્ધાન્તનું ખોટાપણું બતાવતી વખતે જ નફો એ જમીનની સાંથ જેવો છે, એટલે તેનું એકરૂપ થવા તરફ વલણ હોવાને બદલે વિવિધતા તરફ વલણ છે એવું અર્વાચીન સંપત્તિ-શાસ્ત્રજ્ઞોએ બતાવ્યું છે. અને આ અર્વાચીન સંપત્તિશાસ્ત્રકારોનું કહેવું ઘણે અંશે ખરૂં છે, કારણ કે નફો એ કારખાનાંવાળાની યોજકતાનું, કલ્પકતાનું અને ઘટનાશક્તિનું પરિણામ છે. આપણે એમ જોઇએ છીએ, સરખી જ સ્થિતિમાંના બે કારખાનાં ફાયદાકારક અથવા નુકસાનકારક નીવડે છે. એનું કારણ કારખાનાંવાળાઓની કલ્પકતાનો ફરક છે. તેથી બધા ધંધામાંના અને ધંધાના દરેક પ્રકારમાંના નફાનો દર એકરૂપ થતો જાય છે એમ કહેવું વસ્તુસ્થિતિને અનુરૂપ નથી. એથી ઉલટું, નફામાં જમીનની સાંથ પ્રમાણે એક પ્રકારની વિવિધતા જ આવે છે અને તેનો પ્રત્યક્ષ અનુભવ સંયુક્ત મૂડીથી કાઢેલી કંપનીઓના નફાતોટાના હિસાબ ઉપરથી સારી રીતે આવે છે. આ હિસાબમાં ખોટખાતે વેપાર કરનારી કંપનીઓથી તે ઠેઠ સેંકડે વીસ પચીસ અથવા ત્રીસ

ટકા નફો મેળવનારી કંપનીઓ નજરે પડે છે. આ ઉપરથી નફાના દરનું વિવિધતા તરફ જ વલણ છે એમ કહેવું પડે છે.

નફાનું એકીભાવ કરતાં વિવિધતા તરફ વલણ છે એનું બીજું પણ એક પ્રમાણ છે. તે એ કે, દ્રવ્યના બીજા બધા વિભાગો કરતાં નફાનું સ્વરૂપ જૂદું છે. જમીનની સાંથ, મજૂરી અથવા વ્યાજ એ બધા વિભાગોમાં એક પ્રકારનું નિશ્ચિતપણું છે. કારણ કે આમાંના પહેલા બે ભાગ ઘણુંખરૂં કરાર પર જ આધાર રાખે છે, અને ત્રીજો પણ દેશમાંની મૂડીની વિપુલતા અગર વિરલતા ઉપર અવલંબે છે. પરંતુ આ સર્વ ભાગ કારખાનાવાળાને માલ તૈયાર થતા પહેલાં જ અથવા એ વખતે જ આપવા પડે છે અને દરેક વખતે એની રકમ નક્કી થયેલી જ હોય છે. પરંતુ નફો એ કદીપણ કરારથી નક્કી થયેલો ભાગ હોતો નથી. તે કારખાનાવાળાને માલને ઠેકાણે પાડ્યા પછી મળવાનો હોય છે અને તેમાં એક પ્રકારના સટ્ટાનો અંશ પણ હોય છે. માલ તૈયાર કરવામાં ઘણો વખત જાય છે અને આ મુદતમાં માલની કિંમતમાં ફેરફાર થવાનો સંભવ હોય છે. જો કારખાનાંવાળાના સુદૈવે તેણે અટકળ બાંધેલી કિંમત કરતાં માલની કિંમત ચઢે તો તેને અનપેક્ષિત નફો થાય. પરંતુ દુર્દૈવે કિંમત ઘટે તો નફાને બદલે વેપારમાં અને ધંધામાં તેને ઠોકર વાગવાનો સંભવ હોય છે. આ પ્રમાણે નફામાં એક પ્રકારનું અનિશ્ચિતપણું સ્વભાવ સિદ્ધ હોય છે અને તેથી બધાંને બધે વખતે અને બધે ઠેકાણે સરખો નફો મળવો એ અશક્ય છે. ઉલટું નફાની બાબત સટ્ટા જેવી હોય છે. કેટલાક વેપાર તો તદ્દન જુગારની રમત જેવા હોય છે. હાલના વખતમાં આખું જગત્ એક જ વેપારી બજાર થયા જેવું થયું છે. આથી આ વેપારીબજારની જે ચીજો—ઉદાહરણાર્થ રૂ, ઘઉં, કોલસો, ગ્યાસતેલ, સોનું, રૂપું વગેરે—નો જથાબંધ વેપાર એટલે એક પ્રકારનો જુગાર છે. તેથી જુગાર પેઠે જ આ વેપારમાં પણ ફળ-

વારગા માણસ લક્ષાધિપતિ અથવા ભિક્ષાધિપતિ થઈ શકે છે. આ ઉપરથી નફાનું વિવિધતા તરફ જ વલણ છે એમ કહેવું પડે છે.

અહીં સુધી ઔદ્યોગિક બાબતમાં આગળ વધેલા સમાજમાં દ્રવ્યના મુખ્ય વિભાગો ક્યા ક્યા અને તે કેવી રીતે થાય છે, તે બતાવ્યું. દ્રવ્ય મુખ્યત્વે કરીને ચાર વર્ગોના સહકારથી થાય છે. તેથી ઉત્પન્ન થએલા દ્રવ્યના જે ચાર મુખ્ય ભાગીદારો હોય છે તે, જમીનદાર, મજૂરો, મૂડીવાળા, કારખાનાદાર અને વેપારી એટલા છે. સમાજના બાકીના બધા વર્ગો જે પેદાશ કરે છે તે આ ચાર મુખ્ય માર્ગોએ કરે છે. બધા વહેવારો હરિફાઇથી ચાલે છે. સમાજના બધા વર્ગો એકસરખા ભણેલા ગણેલા છે, દરેક માણસ પોતાનું હિત સમજે છે, તેમ જ સમાજમાં દ્રવ્યની વહેંચણી રૂઢિથી નહિ પણ કરારથી જ થાય છે, વગેરે બાબતો ગૃહિત ધરીને જ સમાજમાં દ્રવ્યના વિભાગો ક્યા અને તે કેવી રીતે થાય છે, એ આપણે અત્યાર સુધી જોયું. પરંતુ આ માની લીધેલી બાબતો સર્વ ઠેકાણે અને સર્વ ધંધાને લાગૂ પડે છે એમ નથી. ઓછાવત્તા પ્રમાણમાં સર્વ ઠેકાણે રૂઢિનો અમલ ચાલુ જ હોય છે. એ ઉપરાંત ખેતીની બાબતમાં વાવેતરની જૂદી જૂદી પદ્ધતિઓને લીધે જૂદે જૂદે ઠેકાણે પ્રચલિત હોય છે અને તેની જૂદી જૂદી પદ્ધતિઓને લીધે સમાજમાં જૂદા જૂદા વર્ગોમાં દ્રવ્યની વહેંચણી પણ જૂદી જૂદી રીતે થાય છે. વળી ખેતી એ દ્રવ્યની ઉત્પત્તિનો એક ઘણો મહત્ત્વનો ધંધો હોવાથી ખેતીની જૂદી જૂદી પદ્ધતિઓનો સંપત્તિશાસ્ત્રની દૃષ્ટિએ વિચાર કરવાની આવશ્યકતા છે. તેથી આગળના પ્રકરણમાં પ્રથમ યુરોપમાં ચાલતી જમાબંધીની જૂદી જૂદી પદ્ધતિઓનું અવલોકન કરીને પછી ધનોત્પાદન અને લોકહિતની દૃષ્ટિએ કઇ પદ્ધતિ સારી, એની ચર્ચા કરવાનો વિચાર છે. ત્યારપછી હિંદુસ્તાનમાંની જૂદી જૂદી પદ્ધતિઓનો એ જ દૃષ્ટિથી વિચાર કરીશું. આટલે પહોંચ્યા પછી વહેંચણીના બાકી રહેલા પ્રશ્ન તરફ વળવાની યોજના છે.

# પ્રકરણ ૭મું

## જમાબંધીની પદ્ધતિઓ

આખા જગતમાં સર્વ કાળે દ્રવ્યની મુખ્ય જનયિત્રી જમીન હોવાથી જમાબંધીની પદ્ધતિઓનું બારે મહત્ત્વ ગણાતું આવ્યું છે. યુરોપમાં ગ્રીક અને રોમન રાજ્યોમાં જમીનો ખાનગી માલિકીની હતી. શહેરીઓ જમીનના પૂર્ણ માલિકો હતા. પરંતુ એ કાળમાં ગુલામગિરીનો પ્રચાર હોવાથી જે પ્રમાણે બીજા ધંધા ગુલામો જ કરતા તે જ પ્રમાણે ખેતીનું કામ પણ ગુલામો જ કરતા. માલિક-શહેરીઓ તો માત્ર દેખરેખ જ રાખતા. આરંભમાં ખેતરો સાધારણ રીતે નાનાં નાનાં હોવાથી કામ ઠીક નભતું, પરંતુ આગળ જતાં ખેતરોનાં ક્ષેત્રફળ વધવા માંડયાં અને શહેરીઓથી રાજકીય કામના દબાણને લીધે ખેતી ઉપર પ્રત્યક્ષ દેખરેખ રાખવાનું પણ બની શક્યું નહિ. આથી ખેતીની દેખરેખ શહેરીઓ પોતાના નોકરોને અથવા ગુલામોમાંથી વિશ્વાસુ ગુલામોને સોંપી દેતા. આનું પરિણામ પહેલાંના કરતાં દેખીતી રીતે જ અનિષ્ટ આવ્યું. રોમન રાજ્યની બાલ્યાવસ્થામાં રોમન લોકો પોતે જ ખેતરમાં વાવેતરનું કામ કરતા. તે વખતે ખેતીના કામમાં માન છે એમ મનાતું; પરંતુ આગળ જતાં ત્યાં પણ બધી ખેતી ગુલામો મારફત જ થવા લાગી. શહેરીઓ સંખ્યાબંધ એકર જમીનના માલિક હતા અને માલિકોની સામાન્ય દેખરેખ નીચે જમીનનું ખેડાણ થતું. ખેતીની આ પદ્ધતિને “દાસકૃષિ” કહેતા. ગુલામો પ્રત્યક્ષ રીતે જમીન ખેડતા, ગુલામોના માલિક ગુલામોને ખાવાનું આપતા, અને આ ખરચ બાદ જતાં જે સિલક રહે તે માલિકની કમાણી ગણાતી. તેમાં બીજો કોઈ

ભાગીદાર ન રહેતો. ગુલામો પર માલિકોની સત્તા હોવાને લીધે તેમને તેમની મહેનત માટે મજૂરી આપવી પડતી નથી. પરંતુ આ પદ્ધતિ સંપત્તિશાસ્ત્રની દૃષ્ટિએ ઘણી કનિષ્ટ દરજ્જાની છે. કારણ કે ગુલામોને કામમાં ઉમંગ આવી શકતો નથી. ખેતીની પેદાશ વધે તેમાં તેમને કોઇ જાતનો ફાયદો થવાનો સંભવ હોતો નથી. ગુલામો સ્વાભાવિક રીતે કામચોરી કરનારા હોય છે. ધણીના ચાબુકની બીકથી જ માત્ર તેઓ કામ કરે છે. આથી આવું જુલમી કામ તદ્દન કનિષ્ટ દરજ્જાનું હોય એ કહેવાની જરૂર નથી. આ પદ્ધતિને લીધે ખેતીની પેદાશ ઘણી ઓછી થાય છે, એટલું જ નહિ, પણ ખેતરની માવજત ઠીક ન રહેવાથી જમીનનો કસ દિવસે દિવસે ઓછો થતો જાય છે અને છેવટે જમીન તદ્દન કસ વગરની થઈ જાય છે. અમેરિકામાં ગુલામોની મહેનતથી ખેતીનું કામ થતું તેમાં પણ એવો જ અનુભવ થયેલો છે. ગ્રીક અને રોમન લોકોમાં ગુલામોની સ્થિતિ અમેરિકાના ગુલામો જેટલી ખરાબ નહોતી. તેમની સાથે ઘરના નોકરચાકરોની માફક વર્તન રાખવામાં આવતું. ગ્રીક ગુલામ અને માલિકની વચ્ચે તીવ્ર અણબનાવ પણ નહોતો. આથી ગુલામો માટે અમેરિકામાં જે તુચ્છકાર જોવામાં આવતો તે ત્યાં ન હતો. એ ઉપરાંત ગ્રીક ગુલામો માલિકની રજાથી દાસત્વમાંથી મુક્ત થઈ શકતા એટલે ધણીને ખુશ કરવાથી કોઇક દિવસ પોતે મુક્ત થઇ શકશે એવી આશા ગ્રીક ગુલામોને રહેતી. તેથી ગ્રીક અને રોમન લોકોના વખતમાં દાસકૃષિનાં પરિણામ અમેરિકન દાસકૃષિ જેટલાં ખરાબ ન આવ્યાં. છતાં દાસકૃષિ એ કૃષિપદ્ધતિઓમાં સૌથી કનિષ્ટ પદ્ધતિ છે એ તો સિદ્ધ વાત છે. આ પદ્ધતિમાં ખેડાણ જમીન ઘણી ઝડપથી કસ વિનાની થઇ જાય છે અને આ ખેતીની પદ્ધતિથી પૈસો પણ ઘણા જ થોડા પ્રમાણમાં મળે છે. આ કારણથી આ પદ્ધતિ સંપત્તિશાસ્ત્રની દૃષ્ટિએ તદ્દન ત્યાજ્ય ઠરી છે. આ ઉપરાંત માનવ જાતિને માટે આદરભાવ

વધતા ગયા તેમ ગુલામગિરી અમાનુષી લાગવા લાગી. આથી આ પદ્ધતિ નીતિશાસ્ત્રની દૃષ્ટિએ પણ નિંદ્ય ગણાવા લાગી. ખ્રિસ્તી ધર્મના પ્રચારને લીધે યુરોપમાંથી ગુલામગિરી લગભગ નષ્ટ થઇ, અને ગુલામગિરીની રૂઢિ નષ્ટ થતાંની સાથે જ દાસકૃષિની પદ્ધતિ પણ નષ્ટ થઇ. એ ઉપરાંત, રોમન સામ્રાજ્યનો નાશ ઉત્તર યુરોપના જે જંગલી જર્મનોએ કર્યો, તેમનામાં ગુલામગિરીનો ચાલ નહોતો. એથી જ્યારે અધા રોમન સામ્રાજ્ય પર આ લોકો ફરી વળ્યા અને તેમણે યુરોપમાં જૂદાં જૂદાં રાષ્ટ્રો નિર્માણ કર્યાં, તે વખતે રોમન લોકોના વખતમાં જે દાસકૃષિ પદ્ધતિ પ્રચલિત હતી તે સ્વાભાવિક રીતે જ નષ્ટ થઇ.

આ ઉત્તર તરફના લોકોમાં દાસકલ્પકૃષિ અને જાગીરપદ્ધતિ પ્રચલિત હતી, તે હવે પ્રચારમાં આવવા લાગી. આ દાસકલ્પકૃષિ પદ્ધતિ ગુલામગીરી જેવી જ હોવાથી તેનો પ્રચાર જલદીથી આખા યુરોપમાં થયો. તેમાં પણ પૂર્વ યુરોપમાં તેનો ફેલાવો વિશેષ થયો અને ત્યાં આ પદ્ધતિ ઘણો કાળ ટકી.

પશ્ચિમ યુરોપમાં જાગીર પદ્ધતિનો વિશેષ ફેલાવો થયો અને તેથી ત્યાં દાસકલ્પકૃષિનાં મૂળ ઉંડાં ગયાં નહિ.

હવે પ્રથમ દાસકલ્પકૃષિનો વિચાર કરીએ.

આ પદ્ધતિમાં જમીન ખેડનારાઓ પૂરા દાસ નહિ પણ દાસ-કલ્પ હતા. તેઓ માલિકોના ગુલામો નહોતા પણ માલિકની ખેતીના ગુલામો હતા; એટલે કે, તેમનાથી માલિકનું ખેતર છોડીને જઇ શકાતું નહિ. જે ખેતરના તેઓ ખેડુતો હોય તે ખેતર તેમણે ખેડવું જ જોઇએ એવું બન્ધન હતું. તેમને ખાનગી મીલ્કતનો અધિકાર જો કે હતો, તથાપિ તેઓ ઘણી બાબતોમાં માલિકના હાથ નીચે હતા. પોતાના ટંટાબખેડાના નિકાલ તેમને માલિકની મારફતે જ કરાવવા પડતા. છોકરાછોકરીનાં લગ્નને માટે તેમને માલિકની

પરવાનગી લેવી પડતી અને તે પ્રસંગે માલિકને કંઈક નજરાણું પણ કરવું પડતું. આ પદ્ધતિની વિશેષતા એ હતી કે માલિકની જમીન આ દાસકલ્પ ખેડુતો પોતાની મહેનતથી ખેડતા અને એ મહેનતની મજૂરી દાખલ તેમને એક જમીનનો કટકો આપેલો હોય તે ખેડી પોતાનું ગુજરાન કરતા. અઠવાડીઆમાં ત્રણ દિવસ માલિકના ખેતરમાં કામ કરવાનું અને બાકીના દિવસ પોતાના ખેતરમાં કામ કરવાનું એવો સામાન્ય નિયમ હોતો પરંતુ આ નિયમોમાં કોઈ કોઈ વાર ફેરફાર થતો. કેટલાક ખાસ પ્રસંગો પર માલિક બોલાવે તે વખતે તેમને માલિકના કામ માટે હાજર થવું પડતું. બીજા પણ ઘણા સામાન્ય હકો માલિકને હતા.

આ કૃષિપદ્ધતિનો મુખ્ય દોષ એ છે કે તેમાં ખેતી તરફ બેદરકારી રહે છે. દાસકલ્પ ખેડુતોને માલિકના ખેતરમાં તન તોડીને અને ઉમંગથી કામ કરવાની બુદ્ધિ થાય એ વાત કુદરતથી વિરુદ્ધ છે, કારણ કે વધારે કાળજીથી કામ કરે કે ઓછી કાળજીથી, તેમને માટે બધું સરખું જ હતું. એ ખરૂં છે કે તેમની સ્થિતિ સ્વચ્છ ગુલામીની નહોતી. પોતાના જમીનના કટકાની સારી સંભાળ રાખે તો તેમાં તેમનું કલ્યાણ થવાનો સંભવ રહેતો. પરંતુ ખરા કામને વખતે ધણીના ખેતરમાં કામ કરવા જવું પડતું હોવાથી પોતાના ખેતર તરફ તેઓ વધારે ધ્યાન આપી શકતા નહિ. આ કારણથી દાસકલ્પ ખેડુતો બન્નેના ખેતરો તરફ બેદરકાર રહેતા—એક બીજાનું ખેતર હોવાથી અને બીજું પોતાનું હોવા છતાં તેમાં કામ કરવાને પૂરતો વખત ન મળવાથી. એ ઉપરાંત આ પદ્ધતિમાં ધણી તરફથી પણ સારી દેખરેખની આશા ન રહેતી, કારણ કે તેઓ ખેતી કરવામાં નહાનમ સમજતા. આમ ઘણાખરા દાસકૃષિ જેવા જ આ પદ્ધતિમાં પણ દોષો હતા. આમ 'ન મામા કરતાં કાણો મામા સારા' એ ન્યાયે આ પદ્ધતિ પહેલી કરતાં સહેજ ચડે.

પરંતુ દાસકલ્પકૃષિનું મજૂરવર્ગ ઉપર ઘણું જ અનિષ્ટ પરિણામ નીપજે છે. રડતો જાય તે મુઆની ખબર લાવે, તેમ દાસકલ્પ ખેડુતો ધણીના ખેતરના કામમાં ઢીલ કરતા અને બેદરકાર રહેતાં. વળી તેમનું જોઇને બીજા મજૂરો પણ તેવું જ શીખતા. આથી જ્યાં જ્યાં દાસકલ્પકૃષિ પ્રચલિત હોય ત્યાં ત્યાં સામાન્ય રીતે બધા મજૂરોમાં કાર્યકુશળતા ઘણી જ ઓછી હોય છે એવો અનુભવ છે. આવી જગ્યાના મજૂરોમાં કર્તવ્યદક્ષતા, ચાલાકી, ખંત વગેરે ગુણોનો અભાવ નજરે પડે છે, અને સ્વાભાવિક રીતે એનું ઉદ્યોગ ધંધા ઉપર અનિષ્ટ પરિણામ થાય છે. કારણ કે આવા મજૂરોએ કરેલું કામ હલકું હોય છે એટલું જ નહિ પણ તેમાં ખરચ પણ અતિશય આવે છે. દાસકલ્પ કૃષિમાં ખેતીના પેદાશ ઘણી થોડી થાય છે; અને આ પદ્ધતિમાં ખેતીમાં સુધારો થવાનો ઘણો જ ઓછો સંભવ હોય છે. દાસકલ્પ ખેડુતોને ખરા કામની વખતે માલિકના ખેતરમાં કામ કરવા જવું ઝેર જેવું લાગે છે અને આ રોજના ત્રાસમાંથી ક્યારે છુટીએ એમ તેમનાં દિલ બળ્યાં કરે છે. કારણ કે છૂટા હોય ત્યારે તેઓ પોતાની ખેતીપર સારી રીતે ધ્યાન આપી શકે.

માલિકના કામ માટે દાસકલ્પ ખેડુતોને બોલાવવાની યુરોપની પદ્ધતિમાં અને આપણે ત્યાંની વેઠની પદ્ધતિમાં ઘણી સમાનતા છે. રાવણીઆને અને ઇનામદારોને પોતાના ગામમાંથી ખેડુતોને પોતાના કામ માટે વેઠે પકડવાનો હક હતો અને હજુ પણ કેટલેક ઠેકાણે તે ચાલુ છે. દાખલા તરીકે હજુ પણ ગૂજરાતના કેટલાક ભાગમાં આ વેઠની પદ્ધતિ થોડીઘણી અમલમાં છે પરંતુ વેઠનું કામ તદ્દન તકલાદી હોય છે એવો સર્વત્ર અનુભવ છે, અને જ્યાં વેઠની પદ્ધતિ અમલમાં છે ત્યાં બીજા મજૂરો પણ તેવા જ કામચોર બની જાય છે એવો આપણે ત્યાં પણ અનુભવ છે.

રોમન સામ્રાજ્ય ઉત્તર તરફના જે જર્મનોએ જીતી લી
તેમણે જમીનની બાબતમાં એક તદ્દન નવી પદ્ધતિ યુરોપમાં
કરી. તેને જાગીરપદ્ધતિ કહે છે. આ પદ્ધતિ જો કે રાજકીય અ
લશ્કરી હતી, તોપણ આ પદ્ધતિનાં જમાબંધીની પદ્ધતિઓ પર ઘ
પરિણામ થએલાં છે. તેનો થોડો ઇતિહાસ આ સ્થળે અસ્થ
નહિ કહેવાય. આ વિષયમાં ઉતરવાથી યુરોપમાં હાલમાં જમાબંધી
પદ્ધતિઓ પ્રચલિત છે તેમનું સ્પષ્ટિકરણ જલદી થશે, કારણ કે,
બધી પદ્ધતિ એક રીતે આ જાગીર પદ્ધતિમાંથી જ નિકળેલી છે.

ગ્રીક અથવા રોમન લોકોમાં પ્રજાસત્તાક રાજ્યપદ્ધતિ વિશે
પ્રચલિત હતી અને આગળ જતાં રોમન સામ્રાજ્ય થયું તોપ
દેશની જમીનનો ધણી રાજા એવી કલ્પના એ કાળમાં ન હત
દેશમાંની બધી જમીનોપર ખાનગી લોકોની માલિકી ગણાત
સરકારની સીધી માલીકીની કેટલીક જમીન હોય, પણ બ
જમીનની માલિક સરકાર એવી કલ્પના અસ્તિત્વમાં નહતી. પર
જર્મન લોકોમાં એકસત્તાત્મક રાજ્યપદ્ધતિ વધારે પ્રચારમાં હત
દરેક ટોળીનો એક નાયક હતો અને તે જ રાજા તરીકે મનાત
ટોળીમાંના મોટી ઉમરના લોકોની સભાની સલાહ મસલતથી
રાજ કરતો ખરો, તોપણ મુખ્યસત્તા એના હાથમાં રહેતી. જય
બધું રોમન સામ્રાજ્ય આ લોકોએ પાદાક્રાન્ત કર્યું ત્યારે બ
પ્રાંતો ઉપર આવી એકસત્તાત્મક રાજ્યપદ્ધતિ શરૂ થઇ અને તા
કરેલો પ્રાંત બધો રાજાની માલિકીનો, એવી કલ્પના પ્રચલિત થ
તાબે કરેલી આ બધી જમીન રાજા પોતાના લશ્કરી અનુયાયીએ
અથવા સરદારોને વહેંચી આપતો અને કેટલોક ભાગ પોતાને મ
રાખી મૂકતો. આ જે જમીન સરદારોને મળતી તેના બદલા
સરદારે રાજા હુકમ કરે ત્યારે નક્કી કરેલા સિપાઇઓ સાથે રાજ
મદદ કરવા આવવું જોઇએ એવો કરાર રહેતો તેમજ દરેક સરદા
વફાદારીના સોગન ખાવા પડતા. રાજાએ સરદારને આપે

જમીનના બદલા તરીકે તેણે લશ્કરી મદદ કરવી પડતી. આ સરદારો પોતાની જમીનો પોતાના ભાયાતોને આવી જ લશ્કરી મદદના બદલામાં વહેંચી આપતા, અને સ્વામિભક્તિના સોગન તેમની પાસે લેવડાવતા. આ ભાયાતો પોતાના ભાગની જમીનો ખેડુતોને આપતા. જાગીરની પદ્ધતિનું સામાન્યતઃ આવા પ્રકારનું સ્વરૂપ હતું. આ પદ્ધતિની વિશેષતા એ હતી, કે દેશની બધી જમીનનો માલિક એકલો રાજા જ ગણાતો અને દેશમાં જમીનો ધરાવતા બધા મનુષ્યો તેના ખેડુતો ગણાતા, અને રાજાની જમીન માટે તેમને લશ્કરી મદદ રૂપી સાંથ ભરવી પડતી. આ કલ્પનાને લીધે રાજાથી માંડીને ખેતર ખેડનારા ખેડુત સુધી સમાજના જૂદા જૂદા વર્ગોની એક પરંપરા બનતી. દરેક નીચલા વર્ગના માણસે ઉંચા વર્ગના માણસની આજ્ઞામાં રહેવું ન જોઇએ અને યુદ્ધ વખતે તેને મદદ કરવા જોઇએ એવો નિર્બંધ હતો. આ પદ્ધતિમાં રાજકીય દૃષ્ટિથી સરદારોના હાથમાં રાજા કરતાં પણ વધારે સત્તા રહેતી, કારણ કે રાજાનું લશ્કર એટલે સરદારોનુંજ લશ્કર. આથી રાજાને હમેશાં સરદારો ઉપર આધાર રાખવો પડતો. સરદારો જો રાજાની સામે થાય તો તેમને પહોંચી વળવાને રાજામાં શક્તિ ન હતી.

આ પદ્ધતિ દેશમાં તોફાનો ચાલતાં હોય એવા કાળમાં ઠીક હતી. પરંતુ યુદ્ધને વખતે જાતે હાજર રહેવાનું લોકોને ઘણું કઠણ લાગવા માંડયું અને ઔદ્યોગિક પ્રગતિ સાથે તથા દેશમાં શાંતતા વધવાની સાથે આ લશ્કરી બદલાની પદ્ધતિ નષ્ટ થઇ અને ધીમે ધીમે સાંથના પૈસા આપવાની પદ્ધતિ દાખલ થવા લાગી. એટલે રાજાને સરદારો પાસે લશ્કરની મદદ માગવા કરતાં જમીનની સાંથ તરીકે પૈસા લેવા અને તેમાંથી પગાર આપી લશ્કર રાખવું એ પોતાની સત્તા માટે અને દેશની શાંતતા માટે વધારે સગવડભર્યું લાગ્યું. સરદારોને પણ જાતે લશ્કરમાં જવું અને માણસો ભેગા કરી લશ્કરની ટુકડી ઉભી કરવી એના કરતાં પૈસાના રૂપમાં રાજાને સાંથ

ભરવી એ વધારે સરળ લાગ્યું. રાજાને પૈસા આપવા માટે તેમણે પોતાના ખેડુતો પાસેથી જમીનના બદલામાં પૈસાના રૂપમાં સાંથ લેવાની શરૂઆત કરી. પ્રત્યક્ષ ખેતર ખેડનારા ખેડૂતો પણ પોતાના માલિકને પૈસાના રૂપમાં અથવા અનાજ વગેરેના રૂપમાં સાંથ આપવા લાગ્યા. સારાંશ કે આ જાગીરપદ્ધતિમાંનો લશ્કરી ભાગ કાળે કરીને નષ્ટ થયો અને તેને જમીનદાર અને ખેડૂત એવું ઔદ્યોગિક સ્વરૂપ પ્રાપ્ત થયું. યુરોપમાં હાલમાં જે પદ્ધતિઓ પ્રચલિત છે તે આ જાગીરપદ્ધતિના નાશ પછી તેમાંથી જ ઉત્પન્ન થયેલી છે. તેમનું વર્ણન આગળનાં બે પ્રકરણોમાં કરીશું.

દાસકૃષિ અથવા દાસકલ્પકૃષિ પેઠે આ જાગીરની પદ્ધતિ પણ સંપત્તિશાસ્ત્રની દૃષ્ટિએ હલકા દરજ્જાની જ છે. કારણ કે સરદારો અથવા તેમના ભાયાતોને પોતે લશ્કરી ધંધાના છે એમ લાગતું. આથી તેમને ખેતરની પાછળ મહેનત લઇ તેની સુધારણા કરવામાં ન્હાનમ લાગતી. ખેતર ખેડનારા ખેડૂતોને સરદારો અને તેમના ભાયાતો જ્યારે બોલાવે ત્યારે તેમના કામ માટે જવું પડતું. આથી તેમનાથી પણ ખેતીની માવજત સારી રીતે થઇ શકતી નહિ. પરંતુ પહેલી બે પદ્ધતિઓ કરતાં આ પદ્ધતિ કંઇક સારી હતી. તેમાં પણ વળી જ્યારથી જાતે કામ કરવાને બદલે પૈસાના રૂપમાં સ્વામિત્વના હક માટે બદલો આપવાની પદ્ધતિ શરૂ થઇ ત્યારથી ખેડુતોને ખેતીની સુધારણા માટે વખત મળવા લાગ્યો. વિશેષતઃ ઉપોદ્‌ઘાતમાં કહ્યા પ્રમાણે ધર્મયુદ્ધો (ક્રુઝેડ)ને લીધે જ્યારે સરદારોની જમીનો વેપારીઓ અને મધ્યમ સ્થિતિના લોકોના હાથમાં આવવા લાગી ત્યારથી તો ખેતીની સુધારણા વધારે જોરથી થવા લાગી.

યુરોપના જૂદા જૂદા દેશોની જૂદી જૂદી પરિસ્થિતિને લીધે અને જૂદાં જૂદાં કારણોને લીધે જાગીરપદ્ધતિ કાળે કરીને નષ્ટ થઇ. તે કેમ અને કેવી રીતે તે અત્રે કહેવાની જરૂર નથી. પરંતુ આ પદ્ધતિના નાશનાં પરિણામ શાં આવ્યાં તે જોવું જોઇએ.

પ્રથમ તો બધી જમીનનો માલિક રાજા એ કલ્પના નષ્ટ થઇ અને જમીનો ખાનગી વ્યક્તિઓની માલિકીની એ કલ્પનાનો ફેલાવો થયો. રાજા પૂર્વે જે સાંથ લેતો તેને જમીનમહેસુલનું સ્વરૂપ પ્રાપ્ત થયું અને તે કાયમનું નક્કી થયું. કેટલાક દેશોમાં તે જમીનો સરદારોના તાબામાં રહી અથવા મોટા મોટા જમીનદારોના તાબામાં ગઇ અને જમીનદારો તથા તેમને સાંથ ભરી ખેતી કરનારા મોટા મોટા ખેડુતો એવી પદ્ધતિ શરૂ થઈ. આને જ પ્રચંડ ખેતી કહે છે. કેટલાક દેશોમાં આ સરદારોનો વર્ગ નષ્ટ થયો અને જમીનો ખેડુતોની માલિકીની થઇ અને નાના પ્રમાણમાં ખેતી કરવાની પદ્ધતિ શરૂ થઈ. કેટલેક ઠેકાણે જમીનદારો અને ખેડુતોનો સંબંધ તો રહ્યો, પરંતુ ખેડુતો અનાજ વગેરેના રૂપમાં સાંથ આપવા લાગ્યા. હવે આ જૂદી જૂદી પદ્ધતિઓનો સંપત્તિશાસ્ત્રની દૃષ્ટિએ વિચાર કરવાનો છે તેને માટે આગળનું પ્રકરણ આખું રોકવું ઠીક થઈ પડશે.

---

# પ્રકરણ ૮મું

## કૃષિપદ્ધતિઓ

મોટા પ્રમાણમાં ખેતી સારી કે ન્હાના પ્રમાણમાં એ સંપત્તિશાસ્ત્રનો એક અતિ વાદગ્રસ્ત પ્રશ્ન છે. પરંતુ આ પ્રશ્નની ચર્ચામાં ઉતરીયે તે પહેલાં એક નાના પ્રકરણમાં યુરોપના કેટલાક પ્રદેશમાં પ્રચલિત એવી બે પદ્ધતિઓનું વર્ણન આપવાની જરૂર છે. આમાંની પહેલી પદ્ધતિ ભાગપદ્ધતિ છે.

આ પદ્ધતિ ઇટાલી દેશમાં વિશેષે કરીને પ્રચલિત છે. ફ્રાન્સ, સ્વીટ્ઝર્લેંડના કેટલાક ભાગમાં અને હૉલંડ વગેરે દેશોમાં પણ તે ચાલુ છે. ત્યાં પ્રવાસ કરી આવેલા ઘણા લોકોના મત પ્રમાણે આ પદ્ધતિ ઘણા જ ઉંચા પ્રકારની છે, એમાં શંકા નથી; અને ઇટાલીમાં આ પદ્ધતિને લીધે જ ખેતીની સુધારણા થએલી છે. તેમ જ આ પદ્ધતિમાં ખેડુતવર્ગ પણ પૈસે ટકે ઘણો સુખી નજરે પડે છે. આ દૃષ્ટિએ જોતાં આ પદ્ધતિ સંપત્તિશાસ્ત્રની દૃષ્ટિએ પણ પ્રશંસનીય છે એમ કબુલ કરવું જોઇયે.

આ પદ્ધતિની વિશેષતા એ છે, કે તેમાં જમીનદાર અને ખેડુતો વચ્ચે ગાઢો સંબંધ રહે છે, અને એકબીજાનાં હિત પરસ્પરવિરોધી ન હોતાં—પરસ્પરાવલંબી હોય છે. આ પદ્ધતિમાં જમીનદાર ખેતીને જરૂર પડે તેટલો પૈસો અને ખેતરમાં રહેવા ઝુંપડાં વગેરે ખેડુતને પૂરાં પાડે છે અને ખેડુત તેના બદલામાં પોતાની મહેનત આપે છે. ખેતીમાં જે પેદાશ થાય તેની વહેંચણી ચાલતી આવેલી રૂઢિ પ્રમાણે થાય છે. કેટલાક પ્રાંતોમાં અને કેટલાક ભાગોમાં પેદાશનો અર્ધો ભાગ માલિકને મળે છે અને અર્ધો ખેડુતને

મળે છે. કોઈ કોઈ ઠેકાણે માલિકને ત્રીજો હીસ્સો અને ખેડુતને બે હિસ્સા મળે છે. આમ જૂદી જૂદી રીતે ભાગ પાડવાની પ્રથાઓ હોય છે. પેદાશની આ વહેંચણી હરિફાઇથી નક્કી થતી નથી, પણ તે દેશાચાર અને રૂઢિ પર આધાર રાખે છે, અને તે વારંવાર બદલાતી નથી. આ પદ્ધતિમાં ખેડુતને ખેતીની સારી સંભાળ રાખવાનો ઉમંગ રહે છે, કારણ કે ખેતીની પેદાશ વધે તો તેનો અમુક હિસ્સો તેને મળવાનો હોય છે. પરંતુ આ પદ્ધતિમાં અંગ-મહેનતથી ખેતીની જેટલી સુધારણા થઈ શકે તેટલી જ થવાનો સંભવ હોય છે. શાસ્ત્રીય જ્ઞાન અને પૈસાથી જે સુધારણા થઈ શકે તે સુધારણા થવાનો આ પદ્ધતિમાં બહુ સંભવ હોતો નથી. જમીનનો માલિક પોતે ખેતીની સંભાળ ન રાખતો હોવાથી ખેતીમાં વધારે પૈસા ખરચતાં તેનું મન કચવાય છે. એ ઉપરાંત આગળ વર્ણન કરેલી મિરાશી પદ્ધતિમાં ખેડુતને જમીન માટે જેટલી મમતા હોય છે તેટલી આ પદ્ધતિમાં હોતી નથી, એ કબુલ કરવું જોઇએ; અને મિરાસદાર ખેડુતના જેટલી મહેનત આ અધભાગી ખેડુત કરે એ શકય નથી, એ પણ કબુલ કર્યા વગર છૂટકો નથી.

પરંતુ જે જે દેશમાં આ ભાગપદ્ધતિ ચાલે છે ને તે ઠેકાણેની ખેતી સારી સ્થિતિમાં છે, એટલું જ નહિ પણ ત્યાંનો ખેડુતવર્ગ પૈસે ટકે પણ સુખી હોય છે. કોઈ પ્રવાસી આખા ઇટાલીમાં ફરે તો તેને તે દેશમાંની વ્યવસ્થિત અને સુંદર ખેતી જોઈ નવાઈ લાગ્યા વગર રહેશે નહિ. ત્યાંનાં ખેતરો હમેશાં કાળજીથી માવજત રાખનાર માળીના બગીચા જેવાં સુંદર લાગે છે એમ પ્રવાસીઓ કહે છે. આ બધો પ્રભાવ ખેડુતોને પોતાની જમીન માટે સ્થાયીપણું લાગે છે એનો છે. આ અધભાગી ખેડુતો ઉંચા ખેડુતો હોતા નથી. એ ઉપરાંત સાંથ રૂઢિથી નક્કી થએલી હોવાને લીધે વારંવાર બદલાવાનો સંભવ હોતો નથી. આથી ખેડુતોને પોતાની ખેતીની સારી રીતે સંભાળ રાખવાને હોંશ હોય

છે. આ પ્રમાણે આ જમીનમહેસુલની પદ્ધતિ એકંદર રીતે ઘણા જ ઉંચા દરજ્જાની છે એમાં શંકા નથી; માત્ર મિરાશી પદ્ધતિ આનાં કરતાં પણ સારી હોય છે. એ પદ્ધતિમાં ખેડુત એ ખેતરનો સંપૂર્ણ માલિક હોવાને લીધે ખેતીની બધી પેદાશ તેને મળવાની હોય છે. અહીંઆં પેદાશના ભાગ પાડવાના હોતા નથી. આથી ખેડુત પોતાની ખેતીની માવજતમાં અને સુધારણામાં પોતાની સંપૂર્ણ મહેનત વાપરતાં કચવાતો નથી.

બીજી પદ્ધતિ આયર્લંડમાં ચાલે છે તે છે. તેને ઉંચા ખેડુતોની પદ્ધતિ કહી શકાય. જયાં કેટલાંક વર્ષોથી અંગ્રેજ સરકારે આ પદ્ધતિનાં ખરાબ પરીણામ જોઇને તેને નષ્ટ કરવાના પ્રયત્નો ચલાવ્યા છે, અને ૧૯૦૩ સાલમાં જે કાયદો થયો તેથી તો કાળે કરીને આ પદ્ધતિ નષ્ટ થઇ તેની જગ્યાએ મિરાશી પદ્ધતિ આખા આયર્લંડમાં ફેલાશે એમ લાગે છે. એ પદ્ધતિની વિશેષતા એ છે કે એમાં જમીનદાર પોતાની જમીન અત્યંત ગરીબ અને ઉપજીવિકાનું બીજું સાધન ન હોય એવા અને પાસે મૂડી ન હોય એવા ગરજુ ખેડુતોને વધારેમાં વધારે સાંથ ભરનાર જોઇને આપે છે. જમીનોના માલિક થોડા અને માગણી કરનારા ખેડુતો અસંખ્ય એવી સ્થિતિ હોવાને લીધે આ પદ્ધતિમાં જમીનની સાંથ ભારે હોય છે. કેટલીક વખતે જમીનમાંથી પ્રત્યક્ષ થનારી પેદાશ કરતાં પણ નક્કી કરેલી સાંથ વધારે હોય છે એવા પણ દાખલા મળી આવે છે, કારણ કે જમીનનો કોઇ પણ ટુકડો ખેતી માટે જ્યાં ત્યાંથી મેળવવાની આશાથી ખેડુતોને માગે તેટલી ભારે સાંથ આપીને પણ જમીનો ભાડે લેવી પડે છે. પરંતુ એટલી બધી સાંથ તેઓ આપી શકે તેમ હોતું નથી અને તેથી આ પદ્ધતિમાં ખેડુતો હંમેશાં જમીનદારોના દેવામાં હોય છે. બાકી રહેલી સાંથ પૂરી કરવાની કોઇ દિવસ તેને આશા હોતી નથી. આ કારણને લીધે આયરિશ ખેડુતો ઘણા બેદરકાર થઇ ગયા છે. ખેતરમાં વધારે પાકયું તોએ શું અને ઓછું પાકયું તોએ શું? એમને

મન એ બધું સરખું જ હોય છે, કારણ કે જીવવાને અત્યંત આવશ્યક હોય એટલી પેદાશથી વધારે મળવું એમને અશક્ય જ છે. આથી આયર્લંડના ખેડુતો ઘણી દીન હાલતમાં હોય છે. આ કૃષિ-પદ્ધતિથી તેમની સ્થિતિ કદાપિ સુધરી ન જ શકે. વળી જે લોકોને સારી રહેણીની કલ્પના હોતી નથી તેમનામાં લગ્ન સંબંધી દૂરદર્શી-પણું પણ હોતું નથી. આથી તેઓ હમેશાં દીન હાલતમાં રહે છે. તેથી આ ઉપરી ખેડુતોની પદ્ધતિ ઘણુંખરૂં દાસકૃષિ અને દાસકલ્પ-કૃષિ જેટલી જ ખરાબ છે એમ કહેવાને વાંધો નથી. દેવાદાર ખેડુતો જમીનદારના ઘણુંખરૂં ગુલામો જ બને છે. તેમને ખેતીમાં સુધારણા કરવાની ઇચ્છા થતી નથી. તેઓ પોતે ઘણી જ કંગાલ સ્થિતિમાં હોવાથી અને સુધરવાની આશા ન હોવાથી પેઢી દર પેઢી આવી કંગાલ પ્રજા નિર્માણ થયે જાય છે. આ પદ્ધતિના દોષો નષ્ટ કરવા હોય તો ખેડુતોનું જમીનદારો ઉપર પરાવલંબીપણું હોય છે તે નષ્ટ કરી તેમને પોતાની માલિકીની જમીનો કરી આપવી જોઇએ. અંગ્રેજ સરકાર હાલમાં આ જ ઉપાયની યોજના કરી રહી છે અને જમીનદારો પાસેથી સરકારી પૈસે જમીનો વેચાતી લઈ તે ખેડુતોને મિરાસદાર તરીકે આપે છે, અને આ ખેડુઓ પાસેથી ૪૦–૫૦ વરસની અવધિમાં ખેતરની કિંમત હપ્તે હપ્તે વસુલ કરી લેનાર છે. આ નવી પદ્ધતિ બધે ઠેકાણે શરૂ થશે ત્યારે આયરિશ ખેડુતોની દીન દશા સુધરશે એમાં શંકા નથી.

---

# પ્રકરણ ૯મું

## પ્રચંડ ખેતી કે અલ્પ ખેતી?

પ્રચંડ ખેતીની પદ્ધતિ સારી કે અલ્પ ખેતીની એ સંપત્તિ-શાસ્ત્રમાંનો એક અતિ વાદગ્રસ્ત પ્રશ્ન છે. પ્રચંડ ખેતીમાં ૧૦૦, ૨૦૦ ૪૦૦, ૫૦૦ એટલા એટલા એકરોનું એક એક ખેતર હોય છે અને તે જમીનદારો સાથે કરાર કરી ખેડુતો ખેડવા રાખે છે અને મજૂરો કામે લગાડી ખેતી કરે છે. આ પદ્ધતિ ઇંગ્લંડમાં પ્રચલિત છે. અલ્પ પ્રમાણમાં ખેતી કરવાની પદ્ધતિ યુરોપના બીજા દેશોમાં પ્રચલિત છે. આ પદ્ધતિમાં ખેતર ખેડનાર ખેડુત અને જમીનનો માલિક એ બે એક જ હોય છે અને ખેતરો પણ ઘણાં ન્હાનાં એટલે બેચાર એકરથી બહુ તો ૫૦ એકર સુધીનાં હોય છે. આમાં ખેડુત પોતાના કુંટુંબના માણસોની અને પોતાની મહેનતથી અને પોતાની મૂડીથી ખેતી કરે છે. એને કોઇને સાંથ આપવાની હોતી નથી, કારણ કે તે પોતે ખેતરનો માલિક હોય છે. એને જ હિંદુસ્તાનમાં ખાતેદાર કહે છે.

મોટા પ્રમાણમાં ખેતી કરવાથી એક મોટા પ્રમાણ પર કાઢેલા કારખાનાના જેવા ફાયદા થાય છે એ ફરીથી કહેવાની જરૂર નથી. અલ્પ પ્રમાણમાં કાઢેલા કારખાના કરતાં મોટા પ્રમાણ પર કાઢેલા કારખાનામાં ફાયદાના સંભવો જેમ વધારે હોય છે તેમ પ્રચંડ ખેતીમાં પણ હોય છે. પહેલાં તો પ્રચંડ ખેતીમાં યંત્રોની મદદ લઇ શકાય છે. ન્હાનાં ખેતરમાં વરાળથી ચાલતું હળ અથવા અનાજ કાપવાનું યંત્ર અથવા નીંદવાનું યંત્ર કશાનો ઉપયોગ થઇ શકતો નથી. પરંતુ પ્રચંડ ખેતીમાં એ યંત્રોનો લાભ ઉઠાવી શકાય છે.

વળી યંત્રોથી ચાલનારા પાણી ખેંચવાના પંપો અને એવી સગવડો પ્રચંડ ખેતીમાં જ કામ લાગે છે. એ ઉપરથી મોટા પ્રમાણમાં ખેતી કરવાથી દેખરેખ વગેરેનું ખર્ચ પેદાશના પ્રમાણમાં ઓછું આવે છે ૧૦૦ એકરના ખેતરમાં દેખરેખ વગેરેનું જેટલું ખરચ આવે છે એટલું જ ૨૦૦ એકરના ખેતર માટે આવે છે. બકરીઓનું ટોળું ૧૦૦નું હોય કે ૨૦૦નું, તેની સંભાળ એક જ રખેવાળ રાખી શકે છે. એ ઉપરાંત, પ્રચંડ ખેતીમાં વાડ, રસ્તા વગેરેમાં ઓછી જમીન જાય છે અને એથી પણ ખેતરની પેદાશ વધે છે. છેવટે, મોટા પ્રમાણમાં ખેતી કરવાથી શાસ્ત્રીય અને કિંમતી ખાતરનો ઉપયોગ કરી શકાય છે. અલ્પ ખેતીમાં આમાંની એકે સગવડનો ફાયદો લઈ શકાતો નથી. આથી સંપત્તિશાસ્ત્રની દૃષ્ટિએ મોટા પ્રમાણમાં ખેતી કરવી એ ન્હાના પ્રમાણમાં ખેતી કરવા કરતાં વધારે ફાયદાકારક છે એવી જાતનો મત ઘણા સંપત્તિશાસ્ત્રકારોએ આપેલો છે. ઉપરનાં કારણો બંધબેસતાં હોવાથી આ મત ખરો હોય એમ લાગે છે. પરંતુ કેટલાક સંપત્તિ-શાસ્ત્રકારો અને વિશેષે કરીને મિલ આ મતની વિરુદ્ધ છે. તેમના મત પ્રમાણે ન્હાના પ્રમાણમાં ખેતી કરવી એ જ મોટા પ્રમાણમાં ખેતી કરવા કરતાં સર્વ દૃષ્ટિએ વધારે શ્રેયસ્કર છે.

પ્રચંડ ખેતીમાં ઉપર બતાવેલા ફાયદા હોય છે તેમ છતાં તેમાં એક મોટો દોષ રહેલો છે. પ્રથમ તો આ પદ્ધતિમાં ખેતરનો માલિક ખેતીની સંભાળ રાખનાર ખેડુત અને પ્રત્યક્ષ જમીન ખેડનારા મજૂરો એ ત્રણે વર્ગો જૂદા જૂદા હોય છે. આવા વર્ગો પડવાથી ખેતી પર ઘણાં અનિષ્ટ પરિણામો થાય છે. ખેતરનો માલિક કેટલાંક વર્ષોના કરારથી અને ઠરાવેલી સાંથથી પોતાની જમીન ખેડુત-કારખાનાદારને આપે છે. આ ખેડુતનો હેતુ પોતાના કરારની મુદતમાં પોતાનો જેટલો ફાયદો થાય તેટલો કરી લેવાનો હોય છે. આથી જમીનની ભાવિસ્થિતિ તરફ તેનું ધ્યાન હોતું

નથી. પોતાનો ઉપયોગ થઈ રહ્યા પછી જમીન કસ વગરની થઈ જાઓ કે બગડો, તેની તેને પરવા હોતી નથી, કારણ કે ઉપાડેલી મૂડી પર પોતાને સારૂં વ્યાજ મળે અને નક્કી કરેલી મુદતમાં પોતાની મૂડી પણ પાછી મળે એટલી જ એની મતલબ હોય છે. એ ઉપરાંત આ ખેડુત જાતે ખેતર ખેડનારો હોતો નથી, પણ તે મજૂરો મારફત ખેડાણનું કામ કરાવી લે છે. આ મજૂરો તો ખુલ્લી રીતે ભાડુતી જ હોય છે. તેમને જમીનની કાળજી હોય એ શક્ય જ નથી. સાધારણ મજૂરો કરે છે એટલું કામ કરીને પોતાની મજૂરી મેળવવી એટલી જ કાળજી તેમને હોય છે. મજૂરી મળે એટલે એમનું કામ પુરૂં થયું, પછી ખેતરનું અથવા પાકનું ફાવે તે થાય તેની એમને ફીકર હોતી નથી. એ ઉપરાંત આ મજૂરો આજે આ ખેતરમાં કામ કરતા હોય તો કાલે ઉઠીને બીજામાં જાય, એટલે તેમને ખેતર માટે પોતાપણું લાગતું નથી. ખેતરની સાથે સંબંધ ધરાવતા આ ત્રણ વર્ગોની આ સ્થિતિ હોવાને લીધે ખેતીનું કામ જેટલી કાળજીથી, જેટલી મહેનતથી અને જેટલી ખંતથી થવું જોઇએ તેટલી કાળજીથી તેટલી મહેનતથી અને તેટલી ખંતથી તે થતું નથી. એથી એમને જો કે યંત્રાદિ સાધનોથી અને ઉપર બતાવેલાં બીજાં કારણોથી ફાયદો થાય છે તોપણ આત્મભાવના અભાવને લીધે ઘણું જ નુકસાન થાય છે અને તેથી જ છેવટે અલ્પ ખેતી કરતાં આવી ખેતીથી પ્રમાણમાં ઓછી જ પેદાશ થાય છે.

પરંતુ અલ્પ ખેતીમાં માલિક, ખેડુત અને ખેતર ખેડનાર એ ત્રણે વ્યકિતઓ એકત્ર થયેલી હોય છે. અને જમીન પોતાની છે, તેની સુધારણા કરવાથી અને તેની સારી રીતે સંભાળ રાખવાથી તેનો ફાયદો પોતાને મળશે, એટલું જ નહિ પણ એ જમીન પોતાનાં છોકરાંછૈયાંને પણ આગળ મળવાની છે એવી ખાતરી અલ્પ ખેતીમાં ખેડુતના મનમાં હમેશાં રહે છે. આવી માલિકીની કલ્પના એ એક અજબ ચીજ છે. આર્થર યંગ કરીને એક પ્રવાસી ખેડુત

થઈ ગયો. તેણે એમ કહ્યું છે કે માલિકોનો ચમત્કાર એવો છે કે "તેનાથી રેતી હોય તેનું સોનું બની જાય છે." એટલે કે આપણે મહેનત કરીએ તો એ મહેનતનું ફળ આપણને અને આપણાં છોકરાં-છૈયાંને મળશે એવી ખાતરી હોય તો માણસ ઘણી કાળજીથી અને ખંતથી તનતોડ મહેનત કરે છે. આવા ખાતેદાર ખેડુતોની મહેનતમાં અને ભાડુતી મજૂરોના કામમાં જમીન અસ્માનનું અંતર હોય છે અને તેથી જ જોકે યંત્રાદિ સાધનોનો આ ખેડુતો ફાયદો લઇ શકતા નથી તોપણ તેમની તનતોડ મહેનતનો તેમને પૂર્ણ બદલો મળે છે. અને આ મિરાસી ખેડુતો પોતાના ખેતરમાંથી પોતાને માટે વધારે પેદાશ મેળવે છે, એટલુંજ નહિ પણ જમીનની કાયમની રસાળતા પણ વધારે છે. આ મિરાસી પદ્ધતિનાં સુપરિણામો ફ્રાન્સ, ઇટાલી, વગેરે દેશોમાં નજરે પડે છે. ત્યાંનાં ખેતરોની સારી સંભાળ લેવાય છે એવું ત્યાં જનારના ધ્યાનમાં તરત જ આવે છે. પ્રેમથી ઉછેરેલા બગીચા પ્રમાણે બધાં ખેતરો દેખાય છે. જે જમીનો તદન ઉજડ, રેતાળ અને નિરુપયોગી જેવી લાગે છે તે જમીનોને પણ આ ખેડુતો દસવીસ વરસોમાં સારી સ્થિતિમાં આણી શકે છે. જે દેશમાં આ પદ્ધતિ ચાલુ હોય છે ત્યાં નીચેના જેવા દૃષ્ટાંતો ઘણી વાર નજરે પડે છે. એક તદન ઉજડ રેતાળ જમીન કેટલાક દિવસ સુધી પડતર પડેલી હોય છે. આગળ જતાં ત્યાં એક ન્હાની ઝુંપડી બાંધી એક બે ઢોર સાથે એકાદ ખેડુત રહેવા લાગે છે. પહેલાં તો તે આ જમીનમાં થનારૂં કલવર નામનું ઘાસ વાવે છે, તેનાથી ઢોરને ચારો પૂરો પડે છે અને તેનાં મૂળીયાંથી જમીન થોડીઘણી સખત બને છે. ઢોરનાં છાણમૂતરનું ખાતર તે જમીનમાં નાંખ્યા કરે છે. સારી મટોડી લાવીને ધીમે ધીમે તે જમીનમાં નાખે છે. આ પ્રમાણે જમીન સુધરે એટલે એકાદ હલકું અનાજ તે ખેતરમાં વાવે છે. જમીન વધારે સુધરે એટલે તેમાં ફુલઝાડ વાવે છે. તેનાં ઢોર પણ વધતાં જ જાય છે. આથી જમીનમાં વધારે ખાતર પડે છે અને જમીન વધારે

ફસવાળી બનતી જાય છે. પછી તે ધરૂ વાવે છે અને વળી દ્રાક્ષનો પાક કરવા માંડે છે. સારાંશ કે આશરે દસ વરસ પછી જો તે જમીન જુએ તો તેમાં થએલો અદ્દભુત ફેરફાર જોઇ માણસ આભો જ બની જાય. જે ઠેકાણે રેતી અને ખડકો શિવાય કાંઇ પણ નહતું, જ્યાં સ્વાભાવિક રીતે ઘાસ પણ ઉગતું નહતું એવે ઠેકાણે દસબાર વરસની મુદતમાં એક સુંદર બગીચો અને માંડવો થએલો નજરે પડશે. પરંતુ આ બધો પ્રભાવ મિરાસદારી પદ્ધતિનો છે. પોતે મહેનત કરે તો તેનો પૂર્ણ ફાયદો પોતાને જ મળશે એવી ખાતરી ખાનગી સ્વામિત્વની ભાવનાથી ઉત્પન્ન થાય છે. આથી આવો ખેડુત મન દઇને અને તનતોડ મહેનત કરે છે અને તેનું ફળ તેને મળે છે. આવા મિરાસી ખેડુતની આર્થિક સ્થિતિ ઘણી જ સારી હોય છે. કેટલાક સંપત્તિ-શાસ્ત્રકારો પ્રચંડ ખેતીનો પક્ષપાત કરતી વખતે ઇંગ્લંડના ખેડુતો અને ફ્રાન્સના ખેડુતો (મિરાસી)ની તુલના કરે છે; પરંતુ એ તુલના બરોબર નથી. ઇંગ્લંડના ખેડુતો મૂડીવાળા, ખેતીનાં કારખાનાં વાળાજ છે. આ લોકો ઘણા જ શ્રીમંત હોય છે. તેમની બરોબરી કરી શકે એવા ફ્રાન્સના મિરાસી ખેડુતો હોતા નથી એ દેખીતું જ છે. પરંતુ ખરી રીતે તો આ મિરાસી ખેડુતો અને ઇંગ્લંડમાં ખેતી કરનાર ભાડુતી મજૂરોની તુલના કરવી જોઇએ. કારણકે આ બે વર્ગોનાં કામ અને સામાજિક દરજ્જો સમાન જ હોય છે, અને આવી દૃષ્ટિથી જોઇએ ત્યારે ફ્રાન્સના મિરાસી ખેડુતો ઇંગ્લંડમાં ખેતી કરનારા મજૂરો કરતાં વધારે સુખી હોય છે એ શંકા વિનાની વાત છે.

આ અલ્પ મિરાસી ખેતીની પદ્ધતિ પ્રચંડ ખેતી કરતાં વધારે ફાયદાકારક છે એ બતાવવા માટે એક દલીલ કેટલાક સંપત્તિશાસ્ત્રકારો રજૂ કરે છે. તે એ કે મિરાસી ખેડુત દર એકરે જેટલો પૈસો અને વિશેષે કરીને જેટલી મહેનત વાપરે છે તેટલો પૈસો અને તેટલી મહેનતની પ્રચંડ ખેતીમાં જરૂર પડતી નથી અને તે જો તેટલાં વપરાય

તો અલ્પ ખેતી કરતાં પ્રચંડ ખેતીથી પેદાશ વધારે થશે; તેથી સંપત્તિશાસ્ત્રની દૃષ્ટિએ અલ્પ ખેતી પ્રચંડ ખેતી કરતાં વધારે ફાયદાકારક નથી. પરંતુ આ દલીલમાં એક ભૂલ એ છે કે પ્રચંડ ખેતીમાં એટલી મહેનત થવી અશક્ય હોય છે. કારણ કે એ ખેતીમાં કોઈનો જ નિકટ સંબંધ ન હોવાથી આવી તનતોડ મહેનત અને પૈસાની યોગ્ય યોજના થઈ શકતી નથી. આ મહેનત અને મૂડીની યોજના જાણે કે મિરાસી પદ્ધતિથી ઉત્પન્ન થાય છે અને તેથી વધારે થતી પેદાશ આ પદ્ધતિનું ફળ છે એમ કહેવાને હરકત નથી. આ પદ્ધતિને અભાવે ખેતીમાં જે પેદાશ થઈ શકી ન હોત તેવી પેદાશ જો થઈ હોય તો તે આ પદ્ધતિનું જ પરિણામ છે એમાં શંકા નથી.

છેવટે આ પદ્ધતિનું જે એક સામાજિક પરિણામ છે તે ધ્યાનમાં લેતાં એકંદર રીતે આ પદ્ધતિ જ શ્રેયસ્કર છે એમ કહ્યા વગર છૂટકો નથી.

પ્રચંડ ખેતીમાં દેશનો ઘણો જ મોટો વર્ગ ભાડુતી ખેતી કરનાર મજૂરોનો હોય છે. આ વર્ગને પોતાની જવાબદારી પર કામ કરવાની ટેવ હોતી નથી. આ વર્ગ કેવળ ભાડુતી અને માત્ર બતાવેલું કામ કરનારો જ હોય છે. આથી આ લોકો પરાવલંબી બને છે અને સ્વાભાવિક રીતે જ એમનો સામાજિક દરજ્જો ઘણો નીચો હોય છે. પરંતુ અલ્પ ખેતીમાં દરેક મિરાસી ખેડુત પોતે પોતાનો માલિક હોય છે; એ કોઈનો તાબેદાર હોતો નથી. એને બધા વહેવાર પોતાની જવાબદારી ઉપર કરવા પડે છે. આથી તેનામાં કેટલાક નૈતિક ગુણો ઉત્પન્ન થાય છે; હિંમત, સ્વાવલંબન, જવાબદારીની ભાવના વગેરે ગુણો ઘણા હિતકારક હોય છે અને આ પદ્ધતિમાં આ ગુણોનો ઉદ્ભવ અને પ્રગતિ થવાને ઘણી અનુકૂળતા હોય છે. અને આથી જ મિરાસી ખેડુતોનો સામાજિક દરજ્જો ભાડુતી અને માત્ર બતાવેલું જ કામ કરનારા મજૂરો કરતાં ઉંચો હોય છે. આવા મિરાસી ખેડુતોમાં દેશ પોતાનો છે એવી ભાવના વધારે દૃઢ થાય છે અને દેશનો કારભાર ઉત્તમ

રીતે ચાલવો જોઇએ તો જ તેમાં પોતાનું કલ્યાણ છે એવી બુદ્ધિ પેદા થાય છે.

ઉપરનાં કારણોને લીધે મિરાસી અલ્પ ખેતીની પદ્ધતિ એકંદર રીતે દેશના લોકોને વધારે હિતકારક છે એમ કહેવું જોઇએ. ઇંગ્લંડમાં પ્રચંડ ખેતીની પદ્ધતિ ચાલુ હોવાથી ઘણાખરા સંપત્તિશાસ્ત્રકારોનું વલણ એ તરફ હોય છે.

પરંતુ પહેલાં યુરોપમાંની મિરાસી પદ્ધતિની સારી માહિતી મેળવીને એ પદ્ધતિ પ્રચંડ ખેતી કરતાં કેવી રીતે વધારે શ્રેયસ્કર છે એ મિલે પોતાના પ્રસિદ્ધ ગ્રંથમાં બતાવ્યું ત્યારથી ઘણા લોકોનું અને લેખકોનું ધ્યાન આ પદ્ધતિની તરફેણમાં ખેંચાયું. ઇંગ્લંડમાં આ પદ્ધતિ શરૂ કરવી એવી હીલચાલ શરૂ થઇ, પરંતુ ઇંગ્લંડના જમીનોના કાયદા અને લેણદેણના કાયદા ખેતરના ન્હાના ન્હાના ટૂકડા કરવામાં વિઘ્નરૂપ હોવાથી આ પદ્ધતિનો જોઇએ તેવો પ્રચાર થઇ શક્યો નહિ. ૧૮૯૦ ની સાલમાં અલ્પ ખેતીનો પ્રચાર કરવાને લાયક સ્થાન ક્યાં ક્યાં છે વગેરે પ્રશ્નોનો વિચાર કરવા માટે એક કમિશન નીમવામાં આવ્યું અને તે કમિશનની ભલામણ પ્રમાણે ૧૮૯૨ માં કાઉન્ટી કાઉન્સીલોને મોટાં ખેતરો વેચાતાં લઇ તેનાં ન્હાના ન્હાના ભાગો પાડી લોકોને આપવાનો અધિકાર આપવામાં આવ્યો. પરંતુ સખ્તાઇના કાયદાથી ખેતરો લઇ લેવાનો અધિકાર આ કાઉન્સીલોને આપવામાં આવ્યો નહિ હોવાથી અને કાઉન્સીલોના સભાસદો આ પદ્ધતિને જોઇએ તેવા અનુકૂળ ન હોવાને લીધે આ ૧૮૯૨નો કાયદો કેવળ કાગળ પર જ રહ્યો. એ વખતે અલ્પ ખેતીની પદ્ધતિનો જે થોડોઘણો ફેલાવો ઇંગ્લંડમાં થએલો છે તે ખાનગી પ્રયત્નોનું પરિણામ છે. પરોપકારી લોકોએ ખાનગી સંસ્થાઓ સ્થાપન કરી તેમની મારફત મોટાં મોટાં ખેતરો વેચાતાં લઇ તે ગરીબ ખેડુતોને વહેંચી આપવાનું કામ કર્યું. આવા પ્રયત્નોનું કેટલાંક પરગણાંમાં સારૂં

પરિણામ આવેલું નજરે પડવા લાગ્યું છે. આ પદ્ધતિને લીધે મોટા મોટા જમીનદારોની સાંથ વધી અને એ ઉપરાંત ખેડુત—મજૂરોની સ્થિતિ પણ ઘણી સુધરી છે એમ દેખાઈ આવે છે. આ અલ્પ ખેતીથી ખેડુત—મજૂરોને કેટલો ફાયદો થવા લાગ્યો છે એ નીચેના કોઠા ઉપરથી માલુમ પડશે. નીચે એક ખેડુતનો જમા ખર્ચનો ખરડો આપ્યો છે. તે ખેડુત મજૂરી કરીને સાંજસવાર અને બીજે પુરસદને સમયે તથા તહેવારોને દિવસે કામ કરીને એક ચાર એકરના ખેતરમાં વાવેતર કરે છે. તેને કેટલો ખર્ચ આવે છે અને કેટલો ફાયદો થાય છે તેના આંકડા આ ખરડામાં આપવામાં આવ્યા છે.

## ચાર એકરના ખેતરનું જમાખર્ચ

| જ | | | | ઉ | | | |
|---|---|---|---|---|---|---|---|
| પા. | શિ. | પે. | | પા. | શિ. | પે. | |
| ૧૫ | ૧૮ | ૩ | ૬ ટન અને ૭ા હંડ્રેડવેટ બટાકાં, ૫૦ શિ. ના. દર પ્રમાણે. | ૯ | ૦ | ૦ | કર તથા ભાડું. |
| | | | | ૨ | ૧૩ | ૩ | ભાડે આણેલા ઘોડાનું ખરચ. |
| ૧૮ | ૦ | ૦ | ૬ ટન બટાકા, ૬૦ શિ. ના દર લેખે. | ૧ | ૩ | ૦ | ખેડાણ માટે. |
| | | | | ૦ | ૩ | ૯ | વાવવા માટે. |
| ૧ | ૪ | ૦ | ૪ થેલા ઘેર ખાધા. દર થેલાના ૬ શિ. | ૦ | ૩ | ૦ | બટાકાને હારબંધ |
| | | | | ૦ | ૫ | ૦ | ગોઠવવા માટે. |
| ૫ | ૦ | ૦ | ૪ થેલા બી માટે વેચ્યા. | ૦ | ૧૦ | ૦ | ખાતર લાવવા લઈ જવા માટે. |
| ૨ | ૧૦ | ૦ | ૪ થેલા બી માટે રાખ્યા. | ૦ | ૮ | ૬ | બાલી લઈ જવા માટે. |
| ૧ | ૦ | ૦ | ૪ થેલા બટાકાના કુમળા છોડવા ભૂંડોએ ખાધા તેના. | ૨ | ૦ | ૦ | કૃત્રિમ ખાતર |
| | | | | ૧ | ૧૭ | ૬ | બટાકાંના બી માટે |
| | | | | ૦ | ૧૨ | ૦ | બાર્લીના બી માટે. |

૬ ૦ ૦ બાંકી વેચી.
૬ ૦ ૦ બાંકી ઘરખરચ માટે.
૧ ૧૦ ૦ ફ્રૅરટ શાક, ઘર માટે.
૨ ૦ ૦ મેનગોલ્ડશાક ઘર માટે.

૫૯ ૨ ૩ એટલે રૂ. ૮૮૬ ૧૩ ૦

૦ ૨ ૦ ક્રેસ અને મેન-ગોલ્ડ શાકનાં બી માટે.

૧૬ ૪ ૯ એટલે રૂ. ૨૪૩ ૯ ૦

શિલક નફો

બધી મળીને ઉપજ ૪૨ ૧૭ ૬ એટલે રૂ. ૬૪૩ ૨ ૦

આ ઉપરથી જણાઈ આવશે કે ઇંગ્લંડમાં પણ આ પદ્ધતિ ફાયદાકારક નીવડી છે, અને સરકાર જો આ સુધારણા દાખલ કરવાનું મનમાં લે તો તેમાં ફતેહ મળવાના વધારે સંભવ છે એમ ઘણા માને છે.

પરંતુ અલ્પ ખેતીથી આવો ફાયદો થવાની મુખ્ય શરત એ છે, કે ખેડુતને સ્વામિત્વની અને માલિકીની ખાતરી હોવી જોઈએ. એટલે કે, એ ખેડુત ખેતરનો મિરાસદાર હોય અને જમીન ઉપરનો કર અથવા મહેસુલ પણ કાયમી હોય. તો જ તેને પોતાના ખેતરની કાળજીથી સંભાળ રાખવાનું મન થાય. પોતે કરેલી જમીનની સુધારણા પર બીજાનો હક ઉત્પન્ન થશે એવી ધાસ્તી ખેડુતને હોય તો તેના તરફથી ખેતરની માવજત થવાનો સંભવ નથી; અને કાયમનું મહેસુલ ન હોય તો એવી ધાસ્તી મનમાં રહે જ પછી આવો ખેડુત ઉપરી ખેડુત જેવો જ બની જાય છે તે અને તેને જમીન માટે પોતાપણું લાગતું બંધ થાય છે.

# પ્રકરણ ૧૦ મું

## હિંદુસ્તાનની જમાબંધીની પદ્ધતિઓ

પાછલાં ત્રણ પ્રકરણોમાં યુરોપમાં પ્રાચીન કાળમાં જે જમાબંધીની પદ્ધતિઓ પ્રચલિત હતી તેમનું વર્ણન કરી સંપત્તિશાસ્ત્રની દૃષ્ટિએ તથા સામાજિક દૃષ્ટિએ સૌથી સારી જમાબંધીની પદ્ધતિ કઇ એ પ્રશ્નનો વિચાર કર્યો. હવે આ ભાગમાં હિંદુસ્તાનમાં ચાલતી કે ચાલી ગયેલી જમાબંધીની પદ્ધતિઓનો વિચાર કરવાનો છે. પરંતુ યુરોપની અને હિંદુસ્તાનની મહેસુલની પદ્ધતિઓમાં એક મોટો ફરક છે, તે એ કે યુરોપમાં જમીન એ ખાનગી વ્યકિતની માલિકીની ગણાય છે, ત્યારે હિંદુસ્તાનમાં બધી જમીન સરકારની છે એમ મનાય છે. યુરોપમાં જે વખતે જાગીરની પદ્ધતિ ચાલતી તે વખતે રાજા અથવા દેશમાં રાજ્ય કરતી સરકાર એ રાજ્યની માલિક છે એવી માન્યતા હતી; તોપણ કાળે કરીને જાગીરની પદ્ધતિ નષ્ટ થઇ અને તેની સાથે જ સરકારની જમીન પરના સ્વામિત્વની કલ્પના પણ નષ્ટ થઇ, અને સર્વ ઠેકાણે ખાનગી માલિકીની કલ્પના પ્રચલિત થઇ. આધુનિક કાળમાં સરકાર જમીન પર કર લે છે એ ખરૂં છે, પરંતુ સર્વ ઠેકાણે આ કર કાયમના સ્વરૂપનો છે, અને તે જમીનની પેદાશના પ્રમાણમાં ઘણો જ માફકસર છે. જમીનમહેસુલનું પ્રમાણ માફકસર હોવાને લીધે યુરોપમાં જમાબંધીની પદ્ધતિઓનું વર્ગીકરણ જમીન પરના મહેસુલના તત્ત્વ પ્રમાણે બીલકુલ કરવામાં આવતું નથી, પણ તે ખેતીના પ્રકાર ઉપરથી નક્કી કરવામાં આવે છે; એ પાછળના વિવેચન ઉપરથી દેખાઇ આવ્યું જ હશે. હાલમાં પ્રચલિત એવી જમાબંધીની પદ્ધતિઓ, એટલે પ્રચંડખેતી અને અલ્પ અથવા મિરાસી ખેતી એ છે, અને સંપત્તિશાસ્ત્રની દૃષ્ટિએ કઇ પદ્ધતિ વધારે

ફાયદાકારક છે એ ત્યાંનો વાદગ્રસ્ત પ્રશ્ન છે અને એકંદર રીતે વિચાર કરતાં મિરાસી ખેતી જ વધારે સારી એ માનવા તરફ સંપત્તિ-શાસ્ત્રકારોનું વધારે વલણ હોય છે એમ પાછળના ભાગમાં બતાવ્યું. છે.

પરંતુ હિંદુસ્તાનમાં ખેતીવાડીના પ્રકારના તત્ત્વ ઉપર જમાબંધીની પદ્ધતિઓનું વર્ગીકરણ કરવામાં આવતું નથી. કારણ કે ખેતીવાડીની પદ્ધતિઓમાં જાણવા જેવો ફરક નથી. કેટલીક નાની-સુની બાબતોમાં ફરક હોય એટલું જ, બાકી સામાન્ય રીતે અહીં સર્વત્ર અલ્પ ખેતીનો જ પ્રચાર છે. અહીંનું વર્ગીકરણ સરકારી કર લેવાની પદ્ધતિ પ્રમાણે થએલ હોય છે. હિંદુસ્તાનમાં બધી જમીન સરકારની માલિકીની છે એવું અંગ્રેજ સરકારે તો પોતાના મનમાં નિશ્ચિત કરી લીધું છે; અને આ કલ્પના ઉપર જમીનોનું ધોરણ નક્કી કરવામાં આવેલું છે, પરંતુ ખરૂં જોતાં જમીન ઉપર માલિકી કોની એ અહીં એક મોટો વાદગ્રસ્ત પ્રશ્ન છે, છતાં આપણા કાર્યને સારૂ આ સ્થળે સરકારની આ માલિકીની કલ્પના ખરી છે એમ માની લઈને આગળ ચાલીએ. વાદગ્રસ્ત પ્રશ્નનો તાત્ત્વિક નિકાલ ફાવે તે હોય પણ સરકારનું જમીન બાબતનું ધોરણ અને તેણે કરેલા ધારા સરકારી માલિકીથી હકની કલ્પના પર રચાયેલાં હોવાથી આ ભાગમાં જમાબંધીનાં વર્ગીકરણની બાબતમાં એ વાદથી અથવા તેના નિકાલથી કશો લાભ નથી; તેથી ઉપર કહ્યા પ્રમાણે આ પ્રકરણમાં સરકારી માલિકીની કલ્પના ખરી છે એમ માની લઈને જ આગળ ચાલવું જોઈએ. આ સરકારી માલિકીની કલ્પનાને લીધે અહીંની જમીન પર ઘણો જ ભારે કર છે એટલું જ નહિ પણ કેટલાક થોડા ભાગો સિવાય બીજે બધે ઠેકાણે સરકાર આ કર ઠરાવેલી મુદત પછી વધાર્યે જાય છે.

ઉપરના વિવેચન ઉપરથી હિંદુસ્તાનમાં જમાબંધીનું વર્ગીકરણ જમીન પર લેવાતા મહેસુલના સ્વરૂપ ઉપરથી કરવાનો કેમ રિવાજ

પડયો તે ધ્યાનમાં આવશે. અહીં ખેતીવાડીની પદ્ધતિ એક જ હોવાને લીધે તેનું એટલું મહત્ત્વ નથી. પરંતુ જમીન પર કર ઘણો ભારે હોવાથી તે કરનું સ્વરૂપ અને વસુલ કરવાની પદ્ધતિ એ વધારે મહત્ત્વનાં છે. જમીનના મહેસુલ સ્વરૂપ પ્રમાણે જમાબંધીની પદ્ધતિના બે વર્ગ છે. એક કાયમ જમાબંધીની પદ્ધતિ અને બીજી મુદતબંધી જમાબંધીની પદ્ધતિ. પહેલી પદ્ધતિમાં સરકારનું મહેસુલ એકવાર કાયમનું જ નક્કી કરી દીધેલું હોય છે; એટલે કે સરકાર પોતાને જમીનના માલિક સમજે છે અને તેથી સરકારી અમલદાર જમીનના મહેસુલને કર ન કહેતાં સાંથ કહે છે. કાયમ જમાબંધીની પદ્ધતિમાં જમીનનું મહેસુલ સરકારે એકવાર કાયમનું નક્કી કર્યું હોય છે અને સાંથની માફક તે વધારવાનો અથવા ઘટાડવાનો પોતાનો હક છોડી દીધો હોય છે. બીજા વર્ગમાં જમીનનું મહેસુલ અમુક એક મુદતને માટે સરકાર નક્કી કરે છે. પરંતુ તે મુદત પુરી થયા પછી જમીનની ફેર તપાસણી કરી મહેસુલ વધારવાનો હક સરકારે પોતાની પાસે રાખ્યો છે. એટલે પહેલા વર્ગને 'અમે માલિકી હકની અમલ બજાવણી કરીશું નહિ,' એવું સરકારે લેખી આશ્વાસન આપીને એ પ્રમાણે પોતાને કાયદાથી બાંધી લીધી છે. અને બીજા વર્ગને 'અમે હાલ નક્કી કરેલું મહેસુલ અમુક મુદત માટે જ નક્કી કર્યું છે, આગળ ઉપર અમને યોગ્ય લાગશે તો અમે એ મહેસુલ વધારીશું' એવો ઇસારો લોકોને કર્યો છે. અને કાયદાથી આવી રીતે મહેસુલ વધારવાની છૂટ પોતે રાખી છે.

મહેસુલ વસુલ કરવાની પદ્ધતિઓ ઉપરથી જમાબંધીની પદ્ધતિઓના ત્રણ વર્ગ પડે છે. પહેલો જમીનદારી, બીજો પટવારી અને ત્રીજો રૈયતવારી. પહેલામાં સરકાર જમીનદારની પાસેથી જમીનનું મહેસુલ વસુલ કરે છે. આ જમીનદારો જાતે જમીન ખેડનારા ખેડુતો નથી હોતા. એમના હાથ તળે મોટી મોટી જમીનો અથવા આખાં ગામડાંનાં ગામડાં હોય છે. આ પદ્ધતિમાં સરકારી

અમલદારોનો પ્રત્યક્ષ ખેડુતોની સાથે બીલકુલ સંબંધ આવતો નથી. પ્રત્યક્ષ જમીન ખેડનારા તો જમીનદારોના ખેડુતો છે એવી કલ્પના હોય છે. જમીનદારો ફાવે તે રીતે જમીનનું મહેસુલ ઉઘરાવે. સરકારના મહેસુલને માટે માત્ર જમીનદારને જ જવાબદાર ગણવામાં આવે છે. સ્વાભાવિક રીતે જ આ પદ્ધતિમાં જમીનદારો જ પ્રત્યક્ષ વ્યવહારમાં જમીનના માલિક ગણાય છે એમ કહીએ તોપણ ચાલે. જમીન મહેસુલ વસુલ કરવાની બીજી રીત એ છે કે જમીનમહેસુલ એક આખા ગામડા માટે નક્કી કરવામાં આવે છે. આ પદ્ધતિમાં ગામડાના લોકોના સંઘ ઉપર મહેસુલની જવાબદારી હોય છે. અહીંઆં એક મોટો જમીનદાર પણ નથી હોતો અથવા સરકાર દરેક ખેડુત સાથે જમીનમહેસુલ માટે કરાર પણ કરતી નથી. એટલે કે આ પદ્ધતિ જમીનદારી અને રૈયતવારી એ બેની વચલી છે, આમાં જમીનમહેસુલની જવાબદારી એક એક વ્યક્તિ ઉપર ન પડતાં તે સમાજ અગર ગ્રામસંસ્થા ઉપર એટલે ગામડાના સર્વ લોકો ઉપર પડે છે. આ પદ્ધતિમાં ગામડાના સર્વ લોકોને પોતાની ગ્રામસંસ્થાના અમલદાર મારફત જમીનમહેસુલ વસુલ કરીને તે સરકારને ભરવાનું હોય છે, 'તમારા ગામ માટે સરકારે અમુક મહેસુલ નક્કી કર્યું છે, તે તમારે વસુલ કરી સરકારી તીજોરીમાં ભરી જવું' એમ સરકાર ગામડાના આગેવાનોને કહે છે. આ ગામડા દીઠ નક્કી કરવામાં આવેલી મહેસુલની રકમ ગામડાના ખેડુતોમાં કેવી રીતે ફાળવી લેવી તે ગામના આગેવાનો નક્કી કરે છે. જમીનદારી પદ્ધતિ પ્રમાણે જ આ પદ્ધતિમાં સરકારી અમલદારોનો પ્રત્યક્ષ ખેડૂતો સાથે સંબંધ આવતો નથી અને દરેક વ્યક્તિએ ભરવાનું મહેસુલ પણ સરકાર નક્કી કરતી નથી. જમીનદારી પદ્ધતિમાં એક ગામડાની મહેસુલ માટે અથવા ઘણાં ગામડાંની મહેસુલ માટે માત્ર એક જ માણસ જવાબદાર હોય છે અને તેને તે ગામડા ઉપર માલિકીનો હક હોય છે. ત્યારે પટવારી પદ્ધતિમાં

જમીનમહેસુલની જવાબદારી એક વ્યક્તિ ઉપર ન પડતાં વ્યક્તિસમુહ પર પડે છે; પરંતુ પ્રત્યક્ષ વ્યવહારમાં આ બે પદ્ધતિમાં ઘણો ફરક હોતો નથી: કારણ કે જમીનદારી પદ્ધતિમાં સરકાર જમીનદાર પાસેથી મહેસુલ વસુલ કરે છે ત્યારે પટવારી પદ્ધતિમાં ગામના પટેલ પાસેથી વસુલ કરે છે. એટલે સરકાર ગામની એક જ વ્યક્તિ સાથે પ્રત્યક્ષ વહેવાર રાખે છે. ફેર એટલો જ કે પટવારી પદ્ધતિમાં તે વ્યક્તિને પ્રાતિનિધિક સ્વરૂપ હોય છે અને જમીનદારી પદ્ધતિમાં તે વ્યક્તિને માલીકનું સ્વરૂપ હોય છે. જમીનમહેસુલની પદ્ધતિનો ત્રીજો વર્ગ રૈયતવારીનો છે. આ પદ્ધતિમાં સરકાર જૂદી જૂદી વ્યક્તિઓના ખેતરોની તપાસણી કરીને દરેક ખેડૂતની સાથે જૂદો જૂદો કરાર કરી તેનું જમીનમહેસુલ નક્કી કરે છે. આ પદ્ધતિમાં નાનાં ખેતરોમાં વાવેતર કરનારા ખેડૂતોનો અને સરકારી અમલદારોનો પ્રત્યક્ષ સંબંધ આવે છે. જમીનદાર અથવા પટેલ અથવા પટવારી જેવો મધ્યસ્થ માણસ સરકાર અને ખેતર ખેડનાર એમની વચમાં આવતો નથી. આ પદ્ધતિમાં ગ્રામસંસ્થા અથવા સંઘને સરકાર ઓળખતી નથી, પણ જમીન ખેડનાર ખેડૂતોને જ તે ઓળખે છે.

ઉપરના વિવેચન ઉપરથી એમ માલુમ પડશે, કે વર્ગીકરણનાં આ બન્ને તત્ત્વો એકઠાં કરીએ તો જમીનમહેસુલના બધા મળીને છ વર્ગ પડે છે. તે નીચેના કોટક ઉપરથી તરત ધ્યાનમાં આવશે.



હિંદુસ્તાનના જૂદા જૂદા પ્રાંતોમાં પ્રચલિત એવી જમાબંધીની પદ્ધતિઓનું શાસ્ત્રીય દૃષ્ટિથી નિરીક્ષણ કરીને જ ઉપરના વર્ગીકરણનું તાત્વિક કોષ્ટક બનાવ્યું છે, પરંતુ હિંદુસ્તાનના જૂદા જૂદા પ્રાંતોમાં મોટે ભાગે આ બધી પદ્ધતિઓ અસ્તિત્વમાં છે એમ કંઇ નથી. એક પ્રાંતમાં એક પદ્ધતિ મુખ્ય ભાગે પ્રચલિત છે તો બીજા પ્રાંતમાં બીજી પદ્ધતિ મુખ્ય ભાગે પ્રચલિત છે. એ ઉપરાંત આ જૂદી જૂદી પદ્ધતિઓના જૂદા જૂદા પ્રાંતોમાં જૂદા જૂદા નામ છે. તેથી હવે આ તાત્વિક કોષ્ટકમાં આપેલા તાત્વિક વર્ગોના ઐતિહાસિક દાખલા આપીને આ પ્રકરણ પૂરૂં કરવાનો વિચાર છે.

કાયમ મહેસુલની જમીનદારીનું બંગાળા એ મુખ્ય સ્થાન છે. પૂર્વે પણ ત્યાં સામાન્ય રીતે આ જ પદ્ધતિ પ્રચલિત હતી અને અંગ્રેજ સરકારે બંગાળા પ્રાંત પોતાના તાબામાં આવ્યા પછી એ જ પદ્ધતિ ચાલુ રાખી. લૉર્ડ કોર્નવાલિસે ૧૭૯૩માં હાલમાં જેને જમીનદારી કહે છે તે પદ્ધતિ કાયદાથી ચાલુ કરી દેશમાં મધ્યમ સ્થિતિનો પૈસેટકે સુખી એવો વર્ગ હોવાની આવશ્યકતા છે, અને એનાથી જ દેશની સુધારણા થતી જશે. અને આવો વર્ગ કાયમ જમાબંધીની પદ્ધતિથી લોકોને સરકાર માટે વધારે પોતીકાપણું લાગે છે, અને આવા લોકો સુવ્યવસ્થાના અને રાજ્યના સ્થાયીપણાનાં હિમાયતી થાય છે, એમ સમજીને લૉર્ડ કોર્નવાલિસે કાયમ જમાબંધીની પદ્ધતિ શરૂ કરી અને તે પછી પાંચ વર્ષે ઇંગ્લંડમાં પણ કાયમ જમાબંધીની પદ્ધતિ ચાલુ કરવામાં આવી. કાયમ જમાબંધીની પદ્ધતિ સારી કે મુદતબંધી જમાબંધીની પદ્ધતિ સારી એની હિંદુસ્તાનમાં હાલમાં ઘણી ચર્ચા થાય છે. સરકારીપક્ષનું કહેવું એમ છે કે કાયમ જમાબંધીની પદ્ધતિથી પ્રજાને ગેરફાયદો છે, કારણ કે જમીનની વધતી જતી સાંથ એક જ વર્ગને મળે છે; તેથી મુદતબંધી જમાબંધીની પદ્ધતિ જ સારી. આ સરકારની આવકની દૃષ્ટિથી ઠીક છે. પરંતુ લોકપક્ષનું એ કહેવું છે કે, કાયમ જમાબંધીની પદ્ધતિથી લોકોને જમીન માટે પોતીકાપણું લાગે છે

અને તેથી જમીનની માવજત સારી રહી ખેતીની પ્રગતિ થાય છે અને લોકો સુખી થાય છે. આ પ્રશ્નનો ઉત્તર ખરી રીતે અલ્પ ખેતી વાળા પ્રકરણમાં જ આવી ગએલું છે. કારણ કે એ ખેતીની વિશેષતા સ્વામિત્વની જાણ એ જ છે. જમીન પોતાની છે એવી પૂર્ણ ભાવના હોય એટલે માણસ ખેતીનું કામ કાળજીથી કરે છે. પણ ખેતીની સુધારણા પોતે કરે અને ફાયદો બીજાને મળે એવી સ્થિતિ હોય તો માણસનું મન પોતાની જમીન સુધારવા તરફ લાગશે નહિ. કેટલેક અંશે આવો પ્રકાર યુરોપમાં ભાગદારી પદ્ધતિમાં દેખાઇ આવે છે. તેથી અલ્પ ખેતીની વિશેષતા એના મિરાસીપણામાં છે, કેવળ અલ્પતામાં નથી, એ ધ્યાનમાં રાખીએ એટલે કાયમ જમાબંધીની પદ્ધતિ અને મુદતબંધી જમાબંધીની પદ્ધતિ, એ બેમાં સારી કઇ એનો તરત જ નિર્ણય થાય છે. કાયમ જમાબંધીની પદ્ધતિ હિંદુસ્તાનમાં દાખલ કરવી એવો અહીંના અધિકારીઓનો વિચાર પણ હતો. એલ્ફિન્સ્ટન, મનરો, કોર્નવાલિસ, એન્ટિક્સ, કેનિંગ વગેરે હિંદુસ્તાનના જુના અંગ્રેજ મુત્સદીઓ આ કાયમ જમાબંધીની પદ્ધતિની તરફેણમાં હતા, અને તે વખતે નવા મળેલા અલ્લાહબાદ અને અયોધ્યાના સંયુક્ત પ્રાંતોમાં આ કાયમ જમાબંધીની રીત દાખલ કરવાનું જાહેરનામું પણ ઈ. સ. ૧૮૦૩માં નિકળ્યું હતું. મદ્રાસમાં પણ રૈયતવારી પદ્ધતિમાં કાયમ જમાબંધીની પદ્ધતિ શરૂ રાખવાનો વિચાર હતો. પરંતુ બંગાળાની કાયમ જમાબંધી થયા પછી તરત જ ઇંગ્લંડનો મત તે સંબંધમાં બદલાતો ગયો અને રિકાર્ડોની સાંથની ઉપપત્તિમાં આવતી 'અનુપાર્જિત વૃદ્ધિ'ની કલ્પના પ્રચલિત થઇ. કેટલેક અંશે આ કલ્પનાના પ્રસારને લીધે અને કેટલેક અંશે કંપની સરકારના ડિરેકટરોની સ્વાર્થી દૃષ્ટિને લીધે પોતાની મેળે વધતી જતી ઉપજ હાથે કરીને ગુમાવવી એ બરોબર નથી એમ મત બંધાયો અને કાયમ જમાબંધીની પદ્ધતિ બીજા કોઇ પણ પ્રાંતમાં તે પછી દાખલ કરવામાં આવી નહિ. આથી

કાયમ જમાબંધીનું ઉદાહરણ માત્ર બંગાળા પ્રાંતનું જ મળે છે. મદ્રાસમાં 'પાળેગારી' નામથી આ પદ્ધતિ થોડીઘણી ચાલુ છે. તેમજ મુંબઇ ઇલાકામાં મોટા મોટા ઇનામદારો છે તેમને પણ કાયમના મહેસુલની સનદો આપેલી છે. સારાંશ કે, બંગાળા સિવાયના બીજા બધા પ્રાંતોમાં જમીનદારી પદ્ધતિ જોઇએ તેટલા મોટા પ્રમાણમાં કોઇ પણ ઠેકાણે પ્રચલિત થઇ નથી. કેટલાંક ખાસ કારણોને લીધે સરકારે કેટલીક વ્યક્તિઓને કાયમના મહેસુલની સનંદો આપેલી છે ખરી, અને તેથી છૂટી છવાઈ જમીનદારી સર્વ ઠેકાણે છે એમ કહી શકાય. પરંતુ એ માત્ર અપવાદ તરીકે જ છે પટવારી પદ્ધતિ મધ્ય પ્રાંતોમાં કેટલેક ઠેકાણે અને સંયુક્ત પ્રાંતોમાં કેટલેક ઠેકાણે છે; પરંતુ તેમાં કાયમ જમાબંધીની પદ્ધતિ ક્વચિત જ માલુમ પડે છે, તેમજ કાયમ મહેસુલની રૈયતદારી પણ ઘણા જ થોડા પ્રમાણમાં કેટલેક ઠેકાણે છે. ત્યાં પણ ખાસ કારણો માટે સરકારે કેટલાક લોકોને કાયમ મહેસુલની સનદો આપી છે. આપણા પ્રાંતમાં આવી જમીનોને ઇનામી જમીનો કહે છે આ જમીન પર સરકાર તદ્દન માફક એવું કાયમનું મહેસુલ લે છે, તેને કેટલેક ઠેકાણે અષ્ટમાંશ અગર ઇનામી એમ કહે છે. પરંતુ આ પદ્ધતિનાં ઉદાહરણો પણ છૂટાં છવાયાં છે. પરંતુ શાસ્ત્રીય વર્ગીકરણની પૂર્ણતા માટે ત્રણ પેટા વિભાગો પાડવાની આવશ્યક્તા હોવાથી આવા પણ વિભાગો કરવામાં આવ્યા છે.

હિંદુસ્તાનમાં હાલમાં પ્રચલિત એવી જમાબંધીની ઘણી ખરી રીતો મુદતબંધી મહેસુલના વર્ગના ત્રણ પેટા વિભાગોમાં આવી જાય છે.

સંયુક્તપ્રાંતોમાંની તાલુકદારી પદ્ધતિ, મધ્યપ્રાંતોમાંની માલગુજારી પદ્ધતિ, અને કોંકણની ખોતી પદ્ધતિ, આ બધી પદ્ધતિઓ મુદતબંધી જમાબંધીના પહેલા પેટા વિભાગમાં આવે છે. એટલે કે

આ પદ્ધતિઓમાં અને બંગાળાની જમીનદારી પદ્ધતિમાં કાયમ મહેસુલ અને મુદતબંધી મહેસુલ એટલો જ ફરક છે. બાકી બીજી બધી બાબતોમાં આ સર્વ પદ્ધતિઓમાં સમાનતા છે. આ પદ્ધતિમાં સરકાર મોટા મોટા જમીનદારો સાથે મહેસુલ સંબંધી કરાર કરે છે. એમાં સરકારનો પ્રત્યક્ષ જમીન ખેડનાર ખેડુતો સાથે બિલકુલ સંબંધ આવતો નથી. માત્ર અહીં આ જમીનદારોનું મહેસુલ ઠરાવેલી મુદત પછી વધારવાનો હક સરકારને રહે છે.

મુદતબંધી જમાબંધીનો બીજો પેટાવિભાગ પટવારી પદ્ધતિ છે. આ પ્રકાર સંયુક્તપ્રાંતોમાં વિશેષ છે. મધ્યપ્રાંતોમાં પણ થોડો ઘણો છે. આનું વર્ણન પાછળ આવ્યું જ છે.

આમાંનો છેલ્લો પેટાવિભાગ રૈયતવારી છે. બધી જમાબંધીની રીતોમાં આ જ પેટાવિભાગ ઘણા મોટા પ્રમાણમાં ચાલે છે. ઘણોખરો આખો મદ્રાસ ઇલાકો રૈયતવારી છે. પહેલાં ત્યાં જાગીરી પટવારી અને રૈયતવારી એવી પદ્ધતિઓ પ્રચલિત હતી. તેમાંની જાગીરી પદ્ધતિ અપવાદ તરીકે કોઈ કોઈક ઠેકાણે હજુ ચાલે છે. પરંતુ પટવારી પદ્ધતિ તો તદ્દન જ બંધ કરવામાં આવી છે. એમ કરવાનો સર ટૉમસ મનરોનો ઘણો આગ્રહ હતો, અને એમના આગ્રહથી એ ઇલાકામાં સર્વત્ર રૈયતવારી પદ્ધતિ શરૂ થઈ છે, પરંતુ મનરોની રૈયતવારીની કલ્પના યુરોપમાં જે ટૂંકી મિરાશી પદ્ધતિ હતી તે જાતની હતી. એટલે કે એને કાયમ જમાબંધીની પદ્ધતિ જોઈતી હતી. પરંતુ એના કહેવા પ્રમાણે માત્ર રૈયતવારી પદ્ધતિ આવી, અને એનામાં જે સારો ગુણ હતો તે માત્ર નષ્ટ થયો. આથી જ મદ્રાસ ઇલાકાના ખેડુતોની ઘણી જ દીન અવસ્થા થઈ, અને સરકારને દરેક મુદત પૂરી થતાં સરકારી મહેસુલ ઘટાડવાની જરૂર પડી. મુંબઈ ઇલાકામાં પણ મોટે ભાગે રૈયતવારી પદ્ધતિ જ ચાલે છે. તેમજ વરાડ પ્રાંત અને પંજાબમાં પણ મોટે ભાગે એજ પદ્ધતિ

ચાલે છે. માત્ર મદ્રાસ અને મુંબઈ ઇલાકાઓમાં સરકારી આંકણીની મુદત ત્રીસ વરસની છે, જ્યારે મધ્યપ્રાંતોમાં તે વીસ વરસની છે અને પંજાબમાં તો માત્ર પંદર જ વરસની છે. મુંબઇ તરફ હવે પછીથી સરકાર જમીનનું મહેસુલ વધારશે નહિ એવાં અસ્પષ્ટ વચનો પણ મળવા લાગ્યાં છે. જમીનના મહેસુલનો દર એકંદર રીતે જોતાં હવે પરાકાષ્ઠાએ પહોંચ્યો છે. તેથી હવે આ રસ્તે હિંદી સરકારની ઉપજ વધવાની ઘણી આશા નથી. તેથી હવે નવી આવકની જરૂર જણાતાં એ અપ્રત્યક્ષ કરના રૂપમાં મેળવવી જોઇએ એમ સરકારને સમજાવા માંડયું હોય એવાં ચિન્હો દેખાય છે. એથી જૂદી જૂદી જમાબંધીની રીતોને એક પ્રકારે કાયમ જમાબંધીનું સ્વરૂપ પ્રાપ્ત થવા લાગ્યું છે એ એક રીતે શુભ ચિન્હ છે. હિંદુસ્તાનમાં ખેતીના કામમાં બીજી પુષ્કળ અડચણોની સાથે સરકારનો દર વધવાનો ભય એ પણ એક ભારે અડચણ છે એમ કહેવું જોઇએ. આ અડચણ કાળે કરીને નષ્ટ થશે એવી લોકોની ખાતરી થશે તો ખેતીવાડીની પ્રગતિ થયા વગર રહેશે નહિ.

---

# પ્રકરણ ૧૧મું

## હરિફાઈ અને વહેંચણી ઉપર થતી અસર

'વહેંચણી' વાળા ભાગનો પૂર્વાર્ધ ગયાં દસ પ્રકરણોમાં સમાપ્ત થયો. ઔદ્યોગિક સુધારણાની ટોચે પહોંચેલા દેશોમાં દ્રવ્યની વહેંચણીના મુખ્ય વિભાગો કયા, અને તે કયા તત્ત્વને આધારે નક્કી થાય છે એનો આપણે અહીં સુધી વિચાર કર્યો. દ્રવ્યની ઉત્પત્તિ માટે પ્રત્યક્ષ રીતે જે જે વર્ગોની મદદ મળે છે, તે વર્ગોમાં દ્રવ્યની વહેંચણી પ્રથમ થાય છે. એવા વર્ગો જમીનદારો, મજૂરો, મૂડીવાળા અને કારખાનાંવાળા એ છે. એ વર્ગોને ભાગે જે દ્રવ્ય આવે છે, તે વર્ગોની વાર્ષિક પેદાશ કહેવાય છે. એમની પેદાશના પ્રકાર સાંથ અથવા ભાડું, મજૂરી, વ્યાજ કે નફાના રૂપમાં થાય છે. આટલું અહીં સુધીના વિવેચન ઉપરથી ધ્યાનમાં આવ્યું જ હશે. સમાજની બાલ્યાવસ્થામાં આ વિભાગો એક બીજાથી ઘણા જૂદા પડેલા હોતા નથી અને હોય તોપણ તે ઘણું ખરૂં રૂઢિથી નક્કી થએલા હોય છે. પરંતુ સમાજની કીશોરાવસ્થામાં આ વિભાગો હરિફાઈથી નક્કી થાય છે. એટલે કે આ ચાર વર્ગમાંથી દરેક વ્યક્તિનો હેતુ કરી શકાય તેટલી વધારે પેદાશ કરવાનો હોય છે. આ હરિફાઈમાં મજૂરોનો વર્ગ સંખ્યાની દૃષ્ટિએ ઘણો મોટો છે છતાં શક્તિની દૃષ્ટિએ એ ઘણો નિર્બલ છે અને તેથી હરિફાઈમાં એમને ભાગે જેટલું દ્રવ્ય આવવું જોઈએ એટલું આવતું નથી. આ વાતનાં સ્વાભાવિક કારણોનો અહીં થોડો વિચાર અસ્થાને નહિ થાય.

બધા દેશોમાં જમીનદારોની સ્થિતિ ઘણી અદેખાઈ કરાવે તેવી હોય છે, કારણ કે જમીન એ સૌથી વધારે દ્રવ્ય પેદા કરનારી

છે અને જે લોકોના હાથમાં તે હોય છે અને જેમને તેનો માલિકી-હક મળે છે તે લોકોના હાથમાં દ્રવ્યની એક મોટી ખાણ આવ્યા જેવું થાય છે. સમાજમાં પછીથી જન્મનારા લોકોને જમીન વગર ચાલી શકે એમ હોતું નથી; એટલે સમાજના બધા લોકો જમીનના ગરજૂ અને બધી જમીન થોડા જમીનદારોના તાબામાં એવી પરિસ્થિતિ ઉત્પન્ન થાય છે. આથી મહેનત વગર દ્રવ્ય મેળવવાનું બીજું સાધન ન હોય તથા તે સાધનનો ખેતીના કામમાં ઉપયોગ કરવા ઇચ્છતા હોય તેવા લોકોનો જમીનદારો જે માગે તે ભાડું આપ્યા વગર છૂટકો થતો નથી. સારાંશ એ કે, દેશની આબાદી જેમ જેમ વધતી જાય તેમ તેમ જમીનદારોની પેદાશ વધતી જાય છે અને તેમની સ્થિતિ સારી સારી થતી જાય છે; માત્ર તેવા દેશમાં ખાનગી આસામીઓ જમીનના માલિક હોવા જોઇએ. બધી જમીનના માલિક જો સરકાર હોય તેવા પ્રાન્તમાં જમીનદાર લોકોની સ્થિતિ સારી જ હોય એવો નિયમ નથી; કારણ કે આવા દેશોમાં જમીનદારોની આવક સરકાર જ લે છે અને જો સરકાર બુદ્ધિ પૂર્વક લોકોને કિફાયત ભાવે જમીનો ન આપે તો સરકાર પાસેથી બારે ભાડું ભરીને પણ લોકોને જમીનો લેવી પડે છે. આથી આવા દેશોમાં સરકાર અત્યંત ધન ભેગું કરે છે અને લોકો અત્યંત કંગાળ હાલતમાં આવી પડે છે. પરંતુ જે ઠેકાણે ખાનગી આસામીઓ જમીનના માલિક હોય છે ત્યાં દેશની આબાદી સાથે જમીનદારોની આવક વધે છે અને તેમની સ્થિતિ પોતાની મેળે જ સારી થાય છે એ રિકાર્ડોની સાંથની મીમાંસાનો વિચાર કરતી વખતે પાછળ કહેલું જ છે.

દેશમાંની સંપત્તિ વધવા લાગે એટલે દર વર્ષે ઘણું દ્રવ્ય સિલકમાં જમા થતું જાય છે, મૂડીવાળાનો વર્ગ પણ વધતો જાય છે; અને શાસ્ત્રીય શોધોને લીધે યંત્રસામગ્રીનો વિસ્તાર થાય તેમ તેમ દ્રવ્યની ઉત્પત્તિ સાથે મૂડી અને યંત્રસામગ્રીની

વિશેષ જરૂર પડતી જાય છે, અને તેના પ્રમાણમાં મનુષ્યની મહેનતની યોગ્યતા અને મહત્ત્વ ઓછાં થતાં જાય છે. યંત્રોની મદદથી સૃષ્ટિની પ્રચંડ શક્તિનો ઉપયોગ કરી શકાય છે. યંત્રો ચલાવવા માટે મનુષ્યની મહેનતની જરૂર પડે છે ખરી, પરંતુ આવી મહેનતને વિશેષ કુશળતાની જરૂર હોતી નથી. આ પ્રમાણે ઉદ્યોગધંધાની પ્રગતિ સાથે માનવીશ્રમની યોગ્યતા ઓછી થાય છે અને જમીન, મૂડી અને શાસ્ત્રીય જ્ઞાન અને એ કારણોને એકત્ર કરનારી ઘટનાશક્તિ અને યોજનાશક્તિ એ બધાંનું મહત્ત્વ વધતું જાય છે. આથી આ કારણોના માલિકોને મળનારો પેદાશનો હિસ્સો વધતો જાય છે અને માનવીશ્રમના બદલામાં ઓછો ઓછો ભાગ મળતો જાય છે. આથી મજૂરોની સ્થિતિ જેટલી સારી રહેવી જોઇએ તેટલી રહેતી નથી. યુરોપમાં આ જ સ્થિતિ જે કાળમાં ઉત્પન્ન થઈ તે કાળને ઔદ્યોગિક ઉત્ક્રાંતિનો કાળ કહે છે. એ ક્રાંતિનું થોડું સિંહાવલોકન કરવું અત્રે ઠીક પડશે; એનાથી આપણો આગળનો માર્ગ વધારે સરળ થશે.

યુરોપમાં પહેલાંના વખતમાં લગભગ બધા ધંધા ઘરગથ્થુ હતા. ખેડુતો જમીનદારો પાસેથી ન્હાનાં ન્હાનાં ખેતરો ભાડે લઈ પોતાની અને પોતાના કુટુંબનાં માણસોની મહેનત વડે ખેતી કરતા. દરેક કામદાર પોતાને ઘેર જ કામ કરતો અને જે દ્રવ્ય તે પેદા કરતો તે પાડોશના લોકોના ઉપભોગ માટે કરતો અને જેમ જેમ તેના માલની માગણી થાય તેમ તેમ તે તૈયાર કરતો. એ વખતમાં તદ્દન ભાડુતી અને બીજા પર આધાર રાખનાર મજૂરવર્ગ ઘણો જ ન્હાનો રહેતો. દરેક માણસ પર દ્રવ્યની ઉત્પત્તિની જવાબદારી રહેતી. આ ઘરગથ્થુ ધંધાની પદ્ધતિમાં દ્રવ્યની ઉત્પત્તિ નજીવી જ થતી અને આ દ્રવ્ય ઘણુ ખરૂં સરખી રીતે વહેંચવામાં આવતું, તેથી ગરીબ અને શ્રીમંત વચ્ચે ઘણું અંતર નહોતું; બધાંની રહેણી સાધારણ રીતે સરખી જ રહેતી અને બધાની પેદાશ પણ સાધારણ રીતે સરખી જ રહેતી.

થોડાઘણો ફરક રહેતો, પણ તે ધ્યાનમાં લેવા જેવો નહોતો. તે કાળના દ્રવ્યોત્પાદનની વિશેષતા એ હતી કે, તેમાં માણસની કુશળતા અને મહેનતની વિશેષ જરૂર પડતી. દ્રવ્યોત્પાદન માટે જરૂરી એવાં હથિઆરો પણ નહિ જેવાં જ હોય. પરંતુ સત્તરમા શતકથી યુરોપમાં આધિભૌતિકશાસ્ત્રોનો ઉદય થયો. અશ્રુતપૂર્વ એવી સૃષ્ટિની શક્તિની શોધ થવા લાગી, અને આ સૃષ્ટિશક્તિનો યંત્રોની મદદથી માનવી–વ્યાપારમાં ઉપયોગ કરી લેવાનો પ્રયત્ન થવા લાગ્યો; અને યુરોપને સુદૈવે કેટલાં બધાં નવાં નવાં યંત્રો નિર્માણ થવા લાગ્યાં. વૅટે વરાળની શક્તિની શોધ કરી અને તે શક્તિથી ચાલનારાં એન્જીનો તૈયાર કર્યાં. આ શોધને લીધે ઉદ્યોગધંધાઓમાં એક પ્રચંડ ક્રાંતિ થઈ અને એને લીધે પૂર્વના ઉદ્યોગધંધાઓનું સ્વરૂપ તદ્દન બદલાઈ ગયું. હવે ધંધા ઘરગથુ સ્વરૂપના રહ્યા નહિ. તેમને કારખાનાં અથવા મિલોનું સ્વરૂપ પ્રાપ્ત થવા લાગ્યું. કારણ કે વરાળનાં એન્જીનો અને બીજાં યંત્રોને લીધે શ્રમવિભાગનું તત્ત્વ અમલમાં આવવા લાગ્યું અને તેને લીધે દ્રવ્યની વૃદ્ધિ વિલક્ષણ વેગથી થવા લાગી. શાળ ઉપર જે કાપડ તૈયાર થતાં ચાર અથવા પાંચ દિવસ લાગતા તે કાપડ હવે એક અરધા કલાકમાં અથવા પંદર મિનીટમાં તૈયાર થવા લાગ્યું. આ દ્રવ્યની જે અસાધારણ વૃદ્ધિ થવા લાગી, તેને લીધે કારખાનાવાળાને કેવળ ગામના કે દેશના ગ્રાહકોથી પરવડે તેમ ન હતું; તેથી તેમનાં કારખાનાંમાંથી નિકળતા જથ્થાબંધ માલ માટે પરદેશી ગ્રાહકો શોધવાં પડયાં. પરંતુ મોટી મોટી મીલો અને કારખાનાં ચલાવવા માટે હજારો રૂપીઆની મૂડીની જરૂર જણાવા લાગી. અને આ પ્રચંડ કારખાનાં ચલાવનારા સ્વતંત્ર કારખાનાંવાળા નિર્માણ થયા, અને પહેલાંના ઘરખૂણે બેસી કામ કરનારા કામદારોના લગભગ સર્વેના સ્વતંત્ર ધંધા નષ્ટ થયા અને એમને આ મોટા પેટવાળા કારખાનાંવાળાઓને ત્યાં બતાવવામાં આવે તે મજુરી કરવાની ફરજ પડવા લાગી. પહેલાંના કાળના

વણકર, રંગારા વગેરે કામદાર લોકોના ઘરગથુ ધંધા નાશ પામ્યા અને તેમને કાપડની મીલોમાં, લોઢાનાં કે ધાતુનાં કારખાનાંમાં અથવા રંગનાં કારખાનાંમાં મજૂરો બન્યા વગર છૂટકો ન રહ્યો. યુરોપમાં શરૂ થયેલા આવા ઉદ્યોગધંધાના કાળને ઔદ્યોગિક ક્રાંતિનો કાળ કહે છે એ હમણાં જ ઉપર કહ્યું છે. આ કાળમાં પૂર્વેના કાળના હજારો કારીગર વર્ગોનું કૌશલ્ય નવાં યંત્રોએ નિરુપયોગી કરી નાખ્યું છે. સમાજમાં કારીગરોની કિંમત ઓછી થઈ ગઈ છે અને જેમની પાસે પુષ્કળ પૈસો હોય એવા લોકોનું મહત્ત્વ વધી પડ્યું છે. કારણ કે પૈસા ખરચી યંત્રો વેચાતાં લઈ મોટાં કારખાનાં કાઢવાનું એમને માટે શક્ય થયું છે. અથવા છેવટે એટલું તો થયું જ છે કે કારખાનાં કાઢવાનું જ્ઞાન ધરાવતા માણસોની પૈસા માટે માગણી વધી અને જેમની પાસે પૈસા હોય તેમની આવક વધી. પરંતુ એકલું હસ્તકૌશલ્ય જ ધરાવતા હોય તેવા લોકોને કાંઈ જ મહત્ત્વ મળ્યું નહિ. કારણ કે પૈસાનું યંત્ર બનાવવું સહેલું છે, પણ હસ્તકૌશલ્યનું રૂપાંતર થઈ શકે તેમ નથી હોતું. વળી પૈસાદાર લોકો અને કારખાનાં કાઢવા માટે જોઈતા ગુણો જેમનામાં હોય એવાં માણસો દેશમાં મર્યાદિત સંખ્યામાં હોવાથી તેઓ કરે તે પ્રમાણે એવી સ્થિતિ થઈ. આ કારખાનાંમાં ગમે તેવા મજૂરો ચાલી શકતા હોવાથી દેશના કારીગર લોકોનો ધંધો તો હવે નષ્ટ જ થઈ ગયો. તેથી એ લોકો કારખાનામાં અને મીલોમાં જમા થવા લાગ્યા. આવી પરિસ્થિતિમાં કારખાનાંવાળા મજૂરોને બને તેટલી ઓછી મજૂરી આપે અને તેમની દ્વારા બને તેટલો વધારે ફાયદો કરી લે એ માનવીસ્વભાવને અનુરૂપ જ હતું. આથી મજૂરીના દર ઓછા થતા ગયા અને કારખાનાંવાળાઓનો નફો અને મૂડી-વાળાઓનું વ્યાજ વધતાં જ ગયાં. એટલે કે, નફાનો અથવા વ્યાજનો દર વધ્યો એમ નહિ, પણ કારખાનાંનો પરીઘ અને વ્યાપ્તિ એટલાં બધાં વધી ગયાં કે લેણદેણના પ્રત્યેક વ્યવહારમાં જોકે નફો અથવા

વ્યાજ નજીવું જ હોય, તોપણ તે વહેવાર બહુ મોટા પ્રમાણમાં હોવાથી તેમ જ આવા લેણદેણના પ્રસંગો પણ ખૂબ આવવાથી મૂડીવાળાઓની અને કારખાનાંવાળાઓની પેદાશ અચંબો પમાડે તેટલી વધી અને એને લીધે એમની સિલકમાં વર્ષે વર્ષે વધારો થતો ગયો. મજૂરોની સ્થિતિ આથી ઉલટી થઇ. તેમની પેદાશ અથવા મજૂરી જેમ તેમ કરીને ગુજરાન ચાલે એટલી જ હોવાથી તેમની સ્થિતિમાં ફરક પડે એ અશક્ય હતું. આથી સમાજમાં દ્રવ્યની વિષમતા અત્યંત તીવ્ર થઇ. એક તરફ લક્ષ્મિપતિ અને બીજી તરફ ભિક્ષાપતિ દેખાવા લાગ્યા. શ્રીમંત અને ગરીબમાં પહેલાં જે થોડું અંતર હતું તે હવે જમીન-અસ્માનનું થયું. દેશની આબાદીને લીધે દેશની લોકસંખ્યા વધી; એથી અનાજના ભાવ વધતા ગયા અને જોકે મજૂરોની મજૂરી કંઇક વધી, તોપણ એમને નહિ જેવો જ લાભ થયો. કારણ કે વધેલી મજૂરી અનાજની વધેલી કિંમતમાં ડૂબી ગઈ. આથી મજૂરોની દિવસે દિવસે ખરાબ સ્થિતિ થતી ગઇ. આ પ્રમાણે ઘરગથ્થુ ધંધાની પદ્ધતિ નામશેષ થઇ. પ્રચંડ કારખાનાંની પદ્ધતિ શરૂ થવાથી માનવીશ્રમનું મહત્ત્વ ઘટી ગયું, એટલું જ નહિ પણ બીજાં પણ ઘણાં પરિણામો આવ્યાં છે કે જેનું પણ મજૂરવર્ગ ઉપર ખરાબ જ પરિણામ થયું છે.

મોટાં કારખાનાંઓની પદ્ધતિ શરૂ તેની સાથે શહેરો વધવા લાગ્યાં અને ગામડાંના લોકો શહેરમાં આવી વસવા લાગ્યા. મજૂરોને આવી ઘાડી વસતીવાળાં શહેરોમાં રહેવું પડવાથી એમના આરોગ્યતા અને એમની શક્તિ ઉપર ખરાબ પરિણામ થયું. કારણ કે ઝપાટાબંધ ફુલતાં જતાં શહેરોમાં ગંદકી તો વધે જ. ઘાડી વસતિને લીધે ઘરો પણ ખુલ્લી હવાવાળા રહી શકે એ અશક્ય જ હતું. મજૂરોને પ્રચંડ કારખાનાંની ઇમારતોમાં દિવસનો મોટો ભાગ રહેવું પડતું અને આ ઇમારતો અત્યંત કરકસરથી બાંધવામાં આવેલી હોવાને લીધે મજૂરોના આરોગ્યની દૃષ્ટિએ એ ઘણી ખરાબ

હોય. આથી મજૂર લોકોમાં જૂદા જૂદા રોગ ફાટી નીકળવા લાગ્યા. એ ઉપરાંત કુદરતની શક્તિને લીધે માણસની મહેનતનું મહત્ત્વ ઓછું થયું ખરૂં, પણ તેથી સ્ત્રીઓની અને છોકરાંઓની મહેનતની કિંમત અંકાવા લાગી. ઘરગથુ ધંધાની પદ્ધતિમાં ભારે મહેનતનાં કામો હૃષ્ટપુષ્ટ માણસો વગર થઇ શકતાં નહિ. પરંતુ કારખાનાંમાં જૂદાં જૂદાં યંત્રો પર કામ કરવા માટે શક્તિ કરતાં યંત્ર ઉપર દેખરેખની જ વધારે જરૂર હોવાથી અને એવાં કામો સ્ત્રીઓ અને બાળકો સહેલાઇથી કરી શકે તેમ હોવાથી કારખાનાં-વાળાઓ સ્ત્રીઓ અને બાળકોને રાખવાનું વધારે પસંદ કરતા, કારણ કે તેમને મજૂરી ઓછી આપવી પડે. પરંતુ આ બાબતમાં કોઈ પણ જાતના નિયમો ન હોવાથી તદ્દન કુમળાં બાળકોને પણ કામ પર નીમતા. તેમજ સ્ત્રીઓ પાસેથી અથવા બાળકો પાસેથી કેટલા કલાક કામ લેવું અથવા કારખાનાં કેટલા કલાક ચલાવવાં એ માટે કોઇ પણ જાતનો નિર્બંધ ન હતો.

સારાંશ કે આ ઔદ્યોગિક ક્રાંતિના કાળમાં જૂની પદ્ધતિ નષ્ટ થઈ નવી પદ્ધતિ દાખલ થતી હતી. પરંતુ આ સંક્રમણાવસ્થામાં સમાજમાં સર્વ રીતે અંધાધુંધી થઇ. પહેલાંના નિયમો અને રીત-રિવાજો નિરૂપયોગી થઈ પડયા. નવા નિયમો કે રીતરિવાજો હજુ નક્કી થયા ન હતા. એટલે કારખાનાંવાળાઓની સ્વાર્થવૃત્તિને પૂર્ણ છૂટ મળી. મજૂરોનો વર્ગ ગરજુ હતો. નવા યુગમાં તેઓને પરા-વલંબન પ્રાપ્ત થયું હતું અને કારખાનાંવાળાઓને પૈસાની ગરમીને લીધે અણઘટતું સ્વાતંત્ર્ય અને સત્તા મળ્યાં હતાં. એ બન્નેનાં સ્વાભાવિક પરિણામ રૂપે મજૂર લોકની દીનદશા ઉપજી. એક તરફ દેશની આબાદી વધતી જાય ત્યારે બીજી તરફ સમાજના એક મોટા વર્ગની સ્થિતિ દયાજનક થતી જાય એવી વિરોધી સ્થિતિ આવી લાગી. આ વિરોધ પરોપકારી લોકોના ધ્યાનમાં આવ્યા વગર રહ્યો નહિ. ઔદ્યોગિક ક્રાંતિનાંમો આ અનિષ્ટ પરિણામ તરફ ઘણા લોકોનું ધ્યાન

ખેચાયું અને આ અનિષ્ટ પરિણામો સરકારે કાઢી નાખવાં જોઇએ એવી હીલચાલ શરૂ થઇ. સમાજમાં આ વિષમતા કેમ ઉત્પન્ન થાય છે એનાં કારણો તરફ કેટલાક લેખકોનું લક્ષ ગયું અને દ્રવ્યની ઉત્પત્તિની પદ્ધતિને લીધે આ વિષમતા ઉત્પન્ન થાય છે તેથી એ દ્રવ્યોત્પાદનની પદ્ધતિ જ બદલવી જોઇએ, એવી જાતના વિચારો પણ કેટલાક લોકોના મનમાં આવવા લાગ્યા. ઔદ્યોગિક ક્રાંતિને લીધે સમાજમાં આ જે નવી જાગૃતિ ઉત્પન્ન થઈ હતી તેને લીધે સામાજિક પંથ એ નામનો એક નવો જ પંથ સંપત્તિશાસ્ત્રમાં નિર્માણ થયો અને એ પંથે મજૂરોની સ્થિતિ સુધારવા માટે ઘણા ઉપાયો સૂચવ્યા. આ પંથે સંપત્તિશાસ્ત્રનાં નવાં તત્ત્વો નિર્માણ કર્યાં અને તેનો પ્રચાર કરી સમાજના લોકોની દ્રવ્ય સંબંધી કલ્પનાઓમાં સુધારણા ઉપજાવી તે દ્વારા મજૂરોની સ્થિતિ સુધારવાના માર્ગનું અવલંબન કરવું જોઇએ એવી બૂમ શરૂ કરી. કેટલાક જણાએ કાયદાના આશ્રયથી મજૂરોની સ્થિતિ સુધારવાનો પ્રયત્ન કર્યો, અને તે થોડીવારમાં યશસ્વી થયો, એ આગળના વિવેચન ઉપરથી આપણે જોઈશું.

વળી શિક્ષણના પ્રચારથી, ઔદ્યોગિક ક્રાંતિથી પોતાની કેવી દુઃસ્થિતિ થયેલી છે તેની જાણ મજૂર લોકોમાં ઉત્પન્ન થઇ અને તેમણે પોતાના પ્રયત્નોથી પોતાની સુધારણાના ઘણા માર્ગો શોધી કાઢ્યા. સામાજિક પંથનો ઇતિહાસ અને તેણે સૂચવેલા માર્ગોનો વિચાર છેલ્લાં બે પ્રકરણોમાં કરવાનો છે. સ્વાલંબનના પ્રકારો મજૂરસંઘો, હડતાળ અને સહકાર એ છે. ત્રીજો માર્ગ એ છે કે કાયદાની મદદથી તાબડતોબ મજુરોની સ્થિતિ ઝટઝટ સુધારવી. આ વિષય બહુ અઘરો ન હોવાથી એનો આ ભાગમાં જ વિચાર કરી લઇશું.

ઉપર કહ્યું જ છે કે, ઔદ્યોગિક ક્રાંતિના કાળનાં દુષ્પરિણામો લોકોની નજરે આવવા લાગ્યાં ત્યારથી પરોપકારી લોકોએ તે નષ્ટ કરવાના પ્રયત્નો શરૂ કર્યા અને તે યશસ્વી થવામાં એક જ અડચણ નડતી હતી. તે એ હતી કે એ કાળમાં ઍડમ સ્મિથનું અપ્રતિહત વ્યાપારનું તત્ત્વ સર્વમાન્ય થવા લાગ્યું હતું. ઍડમ સ્મિથનું પુસ્તક પ્રસિદ્ધ થયું તે વખતે પ્રચંડ કારખાનાંઓની પદ્ધતિ નવી નવી જ શરૂ થવા લાગી હતી. એના વખતમાં ઘણાખરા ધંધાઓ ઘરગથુ સ્થિતિમાં જ હતા તેથી એને પ્રચંડ કારખાનાંઓની ખરાબ બાજુઓ દેખાય એ શક્ય નહોતું. દરેક માણસ પોતાનું હિત શામાં છે એ જોઇ શકે છે અને ઉદ્યોગધંધાઓમાં સરકારે બિલકુલ હાથ ઘાલવો નહિ એ ઍડમ સ્મિથનું કહેવું લોકોને વેદતુલ્ય લાગવા માંડયું હતું, તેથી કાયદાની સુધારણા કેમ કરી શકાય એ તરફ જ લોકોનું ધ્યાન હતું. પરંતુ આ અડચણ થોડી જ વારમાં દૂર થઇ અને કારખાનાં માટે એક પછી એક કાયદા ઇંગ્લંડમાં પસાર થતા ગયા. આ કાયદાઓનો ઉદ્દેશ અપ્રત્યક્ષ રીતે મજુરોની સ્થિતિ સુધારવાનો હતો, એટલે કે જુની ઘરગથુ સ્થિતિમાંના ધંધાઓમાં જે સામાન્ય નિયમો ધંધેદારોએ અથવા સમાજે કરેલા હોય એવી જાતની એક પ્રકારની નિયમબદ્ધતા કાયદાએ ઉત્પન્ન કરી.

કારખાનાંની અંદર કેટલા કલાક કામ કરવું એ કાયદાએ નક્કી કર્યું, તેમજ કેટલા વરસની અંદરનાં છોકરાં કારખાનામાં ન લેવાં એ વિષે પણ નિયમો કરવામાં આવ્યા. સ્ત્રીઓ પાસેથી કેટલા કલાક કામ લેવું એ બાબતના પણ કાયદા થયા. કારખાનાવાળાઓએ મજુરોને વરસમાં કેટલી નિયમિત રજાઓ આપવી જોઇએ, અઠવાડિયામાં એક-દોઢ દિવસની રજા આપવી જોઇએ, વગેરે જાતના કાયદાઓ કરવામાં આવ્યા. તેમજ કારખાનાંવાળાએ પોતાની ઇમારતો મજુરોના આરોગ્યની દૃષ્ટિએ બાંધવી જોઇએ; હવા અને અજવાળું સારી રીતે આવે એવી જાતની મીલો અને કારખાનાં હોવાં જોઇએ; કારખાનાંવાળાઓએ મજુરો માટે સારાં હવાવાળાં ઘરો બાંધી આપવાં જોઇએ; એવી જાતના નિયમો પણ કેટલેક ઠેકાણે કરવામાં આવ્યા; તેમજ મીલોમાં કામ કરનારાં છોકરાંઓની કેળવણી માટે કારખાનાંવાળાઓએ સગવડ કરી આપવી જોઇએ એવું બંધન પણ કેટલેક ઠેકાણે મૂકવામાં આવ્યું. સારાંશ કે મજુરોના આરોગ્ય તરફ લક્ષ આપવું એ સરકારનું કામ છે અને એટલી તજવીજ સરકારે કારખાનાંવાળાઓને કરી આપવાની ફરજ પાડવામાં હરકત નથી એવો હાલની બધી સુધરેલી સરકારોનો મત છે. જે પ્રમાણે જનાવરો સાથે ક્રૂરતાથી વર્તવું એ ખરાબ હોવાથી એ બંધ કરાવવું એ કોઇ પણ સુધરેલી સરકારનું કર્તવ્ય મનાય છે, જે પ્રમાણે લોકોની નીતિનું રક્ષણ કરવું એ હાલમાં સરકારનું કર્તવ્ય મનાય છે, તેજ પ્રમાણે લોકોના આરોગ્ય તરફ લક્ષ આપવું એ સરકારનું કર્તવ્ય છે એવો લોકમત હવે બંધાઇ ચુક્યો છે. આ તત્ત્વ ઉપર જ કારખાનાંને લગતા કાયદાઓ રચવામાં આવેલા છે અને આ કાયદાઓનું ઘણું સારૂં પરિણામ પણ આવેલું છે.

પરંતુ મજુરવર્ગની સ્થિતિ સુધારવાને એક મોટો ઉપાય જે સરકારે યોજ્યો તે મફત અને ફરજીઆત શિક્ષણનો છે. પ્રચંડ કારખાનાંઓની પદ્ધતિ પ્રથમ તો ઇગ્લંડમાં શરૂ થઇ અને લીધે એનાં

દુષ્પરિણામો પણ ઇંગ્લંડમાં જ પ્રથમ નજરે પડવા લાગ્યાં અને નિવારણ કરવાના કાયદાના ઉપાયો પણ ઇંગ્લંડમાં પહેલવહેલા અમલમાં આવ્યા અને ત્યાંનું અનુકરણ બીજા દેશોએ કર્યું. આ મફત અને ફરજીયાત શિક્ષણની બાબતમાં ફ્રાન્સ અને જર્મની ઇંગ્લંડથી આગળ વધી ગયાં. દેશના ઉદ્યોગધંધાની અભિવૃદ્ધિ થાય અને એકંદર રીતે પ્રજાની સ્થિતિ સુધરે તે માટે પ્રાથમિક અને ઔદ્યોગિક શિક્ષણ એ અત્યંત આવશ્યક છે એ તત્ત્વ આ સરકારે પ્રથમ સ્વીકાર્યું અને ઇંગ્લંડમાં એનું અનુકરણ થયું. શિક્ષણના પ્રચારને લીધે મજુરવર્ગમાં પોતાની સ્થિતિની જાણ વધારે સ્પષ્ટ રીતે ઉત્પન્ન થઈ અને એને લીધેજ સ્વાવલંબનના માર્ગો મજૂરવર્ગ સ્વીકારવા લાગ્યો. હવે આ સ્વાવલંબનના જૂદા જૂદા માર્ગોનો વિચાર આગળનાં ત્રણ ચાર પ્રકરણોમાં કરવાનો છે.



# પ્રકરણ ૧૨મું

## હડતાળ અને તેનાં આર્થિક પરિણામો

પ્રાણિશાસ્ત્રમાં એક એવું તત્ત્વ છે કે કોઇપણ પ્રાણીને કંઇ નવું કામ કરવાની ફરજ પડે ત્યારે તે કામને અનુરૂપ એવી ઇંદ્રિયોનો પ્રાદુર્ભાવ એ પ્રાણીના શરીરમાં થવા લાગે છે. આ જ તત્ત્વ સમાજશાસ્ત્રમાં પણ નજરે પડે છે અને આ પ્રકરણમાં આવનાર હડતાળ અને આગલા પ્રકરણમાં આવનાર મજૂરસંઘ આદિ બીજી સંસ્થાઓનો વિચાર કરવાનો છે તે આવી રીતે જ ઉદય પામેલી છે. ઘરગથુ ધંધાના કાળમાં આ સંસ્થાઓને સ્થાન જ ન હતું. એ કાળમાં દરેક કામદાર સ્વતંત્ર ધંધાવાળો હતો. એ પોતાના ઘરગથુ ધંધામાં બે ચાર ઉમેદવારો રાખતો અને જ્યારે તે ઉમેદવારો પોતાના કામમાં નિષ્ણાત થતા ત્યારે સ્વતંત્ર રીતે ધંધો કરવા લાગતા. ધંધાની આવી અવસ્થામાં સમાજના લોકોનું કારખાનાંવાળા અને મજૂરો એવું વર્ગીકરણ થએલું નહોતું. દરેક માણસ નાનો સરખો કારખાનાવાળો જ હતો. એ ઉપરાંત એ કામમાં માલના ભાવ, ધંધાવાળાઓની મજૂરી અને નફો એ રૂઢિથી અથવા કાયદાથી નક્કી કરવામાં આવતાં. તેમાં હરિફાઇનો અથવા કરારનો કે રકઝકનો સંબંધ ન હતો. પરંતુ વૈજ્ઞાનિક શોધોને લીધે અને યંત્રોની પ્રગતિને લીધે જ્યારે ધંધાનું ઘરગથુ અલ્પ રૂપ નષ્ટ થયું અને એને કારખાનાંનું વિરાટસ્વરૂપ પ્રાપ્ત થયું ત્યારે પહેલાંની બધી પરસ્થિતિ બદલાઇ ગઇ. રૂઢિનું સ્થાન હરિફાઇએ લીધું; કાયદાની જગ્યા કરારે લીધી; હંમેશની નિશ્ચિતતા નષ્ટ થઇ અને તેની જગ્યા બજારની હરિફાઇએ લીધી; સ્વતંત્ર નાના નાના કામદારોની જગ્યાએ કારખાનાંવાળા અને મજૂરો એવા

એ વિરોધી વર્ગો પેદા થયા, અને છેવટે સરકારે દેખરેખ રાખવાને બદલે તટસ્થવૃત્તિ સ્વીકારી. એવી રીતે પૂર્વેનો મન્વન્તર બદલાયો અને આ પરિસ્થિતિ બદલાવાથી કારખાનાંવાળા અને મજૂરોની વચ્ચે ઔદ્યોગિક યુદ્ધ શરૂ થયું. શરૂઆતમાં સ્વાભાવિક રીતે જ કારખાનાં-વાળાઓની બાજુ બળવાન થઇ, કારણકે દ્રવ્યની ઉત્પત્તિનું મુખ્ય સાધન જે મૂડી અને યંત્રસામગ્રી એ પહેલાં એમના હાથમાં હતી. એ ઉપરાંત કારખાનાંવાળાઓનો વર્ગ નાનો હોવાથી તેમનામાં સંપ અને એકમત એકદમ થઇ જતો. એથી મજૂરોની મજૂરી નક્કી કરવાની રસાકસીમાં મજૂરોનો પક્ષ દુર્બળ થતો. કારખાનાંવાળા અને મજૂરો એ બેના સહકાર વગર દ્રવ્ય ઉત્પન્ન થઇ શકે એમ નહોતું એ ખરૂં છે; તોપણ આ સહકાર રાક્ષસ અને વામન એ બેના સહકાર જેવો હતો. જે પ્રમાણે એમાં છેવટે વામનમૂર્તિને જ ભાગે દુઃખો અને સંકટો આવે એવી જ રીતે મજૂરીની પણ સ્થિતિ થઇ અને તેથી જ સરકારને કારખાનાંને લગતા કાયદાઓ કરવા પડયા; એમનું સ્પષ્ટીકરણ પાછલા પ્રકરણમાં કર્યું જ છે. આ પ્રકરણમાં મજૂરોએ સ્વીકારેલા સ્વાવલંબનના માર્ગોનો વિચાર કરવાનો છે. એમાંનો પહેલો ઉપાય હડતાળ છે. જેમ માણસ મોટા સંકટમાં હોય ત્યારે એની વિચારશક્તિ અને દૂરદૃષ્ટિનું એને વિસ્મરણ થાય છે અને પહેલાં તો તે તાત્કાળિક ઉપાયોનો ઉપયોગ કરે છે, એવી જ સ્થિતિ મજૂરોની થઇ. એમને સૂઝી આવેલા ઉપાયોમાં ઓછામાં ઓછો ઉપયોગી ઉપાય હડતાળનો છે. એથી ઉંચા દરજ્જાનો ઉપાય મજૂરસંઘ છે અને સર્વથી ઉચ્ચ દરજ્જાનો ઉપાય પરસ્પર સહકારનું તત્ત્વ છે. અહીંઆં ઉપાયોની તથા એમની વધુઓછી ઉપયુક્તાનો અનુક્રમે વિચાર કરવાનો છે.

હડતાળ એટલે એકમતથી એકી વખતે અને પોતાનો કરાર પૂરો થાય ત્યાં સુધી એક ધંધાના, એક કારખાનામાંના અથવા એક માલિકને ત્યાં કામ કરતા મજૂરોએ કામ પર ન ચઢવું તે.

આવી રીતે એકદમ કામ બંધ પાડવાનો હેતુ એ છે કે કારખાનાંના માલિકને પોતાની શરતો કબૂલ કરવાની ફરજ પાડવી. તેથી હડતાળ મૂળમાં કારખાનાંવાળાઓ અને મજૂરોની વચ્ચેનો અણબનાવ અથવા ટંટો હોય છે, એ દેખીતું જ છે. વેપાર અથવા ધંધો ધમધોકાર ચાલતો હોય ત્યારે કારખાનાંવાળાને પુષ્કળ નફો થાય છે. એ વખતે મજૂરી વધવાનો પણ સંભવ હોય છે. પરંતુ કારખાનાંવાળાઓની સંખ્યા નાની હોવાને લીધે એમનામાં એકમત એકદમ થાય છે અને તેઓ મજૂરીનો દર તેનો તે જ કાયમ રાખે છે અથવા તો અલ્પ પ્રમાણમાં વધારે છે. પરંતુ મજૂરોને આ વધારો પસંદ હોતો નથી, અને મજૂરોની ફરિયાદ કારખાનાંવાળાઓ સંતોષકારક રીતે ન સાંભળે તો મજૂરો હડતાળ પાડવાનો નિશ્ચય કરે છે. ઘણીવાર મજૂરી ઓછી ન થાય એટલા માટે પણ હડતાળ પાડવામાં આવે છે. એકાદ ધંધો મંદીમાં હોય ત્યારે કારખાનાંવાળા મજૂરી ઓછી કરવાનો અથવા અઠવાડિયામાં કેટલાક દિવસ કારખાનું બંધ રાખવાનો નિશ્ચય કરે છે. પરંતુ આ વાત મજૂરોને ગમતી નથી અને તેઓ પોતાની નાપસંદગી દર્શાવવા હડતાળ પાડવાનો વિચાર કરે છે. કેટલીક વખતે કયે કયે દિવસે રજા હોવી જોઇએ, દરરોજ કેટલા કલાક કામ કરવું, વગેરે બાબતો સંબંધે તકરાર ઉભી થાય છે. સારાંશ કે કારખાનાંવાળા અને મજૂરોની વચ્ચે મજૂરીનો દર, કામના કલાક, કામ કરવાનો વખત, રજાના દિવસો અને એવી બીજી ઘણી બાબતોમાં મતભેદ થવાનો સંભવ હોય છે, અને એવા મતભેદનો સંતોષકારક રીતે નીવેડો ન આવે ત્યારે હડતાળનો પ્રસંગ આવે છે. એટલે કે હડતાળ એ કારખાનાંવાળા અને મજૂરો એ બે વિરોધી પક્ષો વચ્ચે ઔદ્યોગિક યુદ્ધનો જ એક પ્રકાર છે; અને જે પ્રમાણે સમાધાન અથવા એવા જ બીજા શાંત ઉપાયોથી ટંટાનું મૂળ નષ્ટ થવાનો સંભવ જણાતો નથી ત્યારે જુદાં જુદાં રાષ્ટ્રો પોતાનો ટંટો યુદ્ધથી મટાડવા ઇચ્છે છે,

અથવા પહેલાંના વખતમાં દ્વંદ્વયુદ્ધથી જેમ બે માણસોના ટંટાનો નિકાલ લાવવાનો રિવાજ હતો, તેવી જ રીતે ઔદ્યોગિક અને વેપારના ક્ષેત્રમાં હડતાળ છે એમ કહેવાને હરકત નથી. તેથી હડતાળનો મૂળ હેતુ કારખાનાંવાળાનું કામ એકદમ બંધ પાડી એને અડચણમાં લાવવાનો અથવા લોકોને અગવડ કરી પોતાની શરતો સામા પક્ષ પાસેથી કબૂલ કરાવી લેવાનો હોય છે એ દેખીતું છે.

આવી જાતની હડતાળો ઔદ્યોગિક ક્રાંતિ પછી સર્વ સુધરેલા દેશોમાં થએલી છે. આજે ખાણોના મજૂરોએ હડતાળ પાડી તો કાલે વળી કાપડની મીલોના મજૂરોએ મીલો બંધ પાડી અને પરમ દહાડે રેલ્વેના નોકરોએ હડતાળ પાડી, એવી જાતના સમાચાર વર્તમાનપત્રોમાં હમેશાં વાંચવામાં આવે છે. હિંદુસ્તાનમાં પણ ગયા પાંચ પચીસ વરસમાં કેટલી બધી હડતાળો પડી છે તે વાચકોના સ્મરણમાં હશે. મુંબઈની મ્યુનિસિપાલિટીના ભંગી લોકોની હડતાળ, રેલ્વે પરના યુરોપિયન અને યુરેશિયન ગાડીઓ હાંકનારા અને ગાડીઓ ચલાવનારાઓની હડતાળ, મીલમજૂરોની હડતાળ, રેલ્વે તારમાસ્તરો અને સ્ટેશન માસ્તરોની હડતાળ, ભાડુતી ગાડીઓ હાંકનારાઓની હડતાળ, એવી એવી જાતની અનેક હડતાળો સાંભળવામાં આવી હશે.

ઉપરનાં ઉદાહરણો ઉપરથી પ્રચંડ કારખાનાંની પદ્ધતિ અને હડતાળ વચ્ચે કેવો કાર્યકારણસંબંધ છે એ તરત જ ધ્યાનમાં આવશે. જે જે દેશમાં પ્રચંડ કારખાનાંની પદ્ધતિ પ્રચલિત થાય છે તે દેશમાં હડતાળની પદ્ધતિ પ્રચંડ કારખાનાંની પાછળ દાખલ થાય છે જ. ઘરગથુ ધંધાની પદ્ધતિમાં આવી હડતાળની તક જ હોતી નથી. એટલે કે જે વખતે દેશમાં કારખાનાંવાળા અને મજૂરો એવા મોટા મોટા બે વર્ગો ઉત્પન્ન થાય છે ત્યારે તેમનામાં કલહનાં કારણો ઉભાં થાય છે અને તેનો નિકાલ બીજી રીતે ન

આવે ત્યારે છેવટના ઉપાય તરીકે મજૂરો હડતાળનો ઉપયોગ કરે છે. કારખાનાંવાળાઓ મજૂરોને નોટિસ આપી કારખાનામાં આવવાની બંધી કરે તે બંધી અને પોતાની મરજીથી મજૂરો કામે ન ચડે તે હડતાળ, એવો ભેદ કેટલાક લેખકો પાડે છે. પરંતુ કારખાનાંવાળાઓને બંધી કરવાના પ્રસંગો ઓછા આવે છે તેથી હડતાળ અને બંધી એવો ભેદ કરવાનું કાંઈ પ્રયોજન નથી એમ ઘણા ગ્રંથકર્તાઓનું કહેવું છે અને એ ઘણે અંશે યોગ્ય હોવાથી આ પ્રકરણમાં હડતાળ અને બંધી એવો ભેદ સ્વીકારેલો નથી. પહેલાં નોટિસ ફાવે તે આપો, પણ કારખાનાંવાળા અને મજૂરો એમની વચ્ચે અણબનાવ થઈ કારખાનાનું કામ બંધ પડે એનું નામ હડતાળ એમ સામાન્યપણે કહેવામાં કશી હરકત નથી.

હવે આવી હડતાળોનું દેશની આર્થિક સ્થિતિ ઉપર શું પરિણામ થાય છે અને દેશનાં કારખાનાંવાળાઓ અને મજૂરો એ બે વર્ગો ઉપર શું શું પરિણામ થાય છે એ જોવાનું બાકી રહ્યું. પોતાની સ્થિતિ સુધારવાના ઉદ્દેશથી અથવા છેવટે પોતાની મજૂરીનો દર ઓછો ન થાય એવી બુદ્ધિથી આ હડતાળો થાય છે એ દેખીતું છે. મજૂરવર્ગ પોતાનું કામ છોડી દઈ હઠ ઝાલી બેસે છે અને પોતાની બચત કમાણી પર કેટલાક દિવસ અથવા અઠવાડિયાં સુધી પોતાનું ગુજરાન ચલાવે છે, અથવા લોકોની સહાનુભૂતિનો લાભ લઈ તે ઉપર ગુજરાન ચલાવે છે. એટલે કે મજૂરવર્ગ ઘણો મોટો સ્વાર્થત્યાગ કરે છે અને ઘણા કષ્ટથી દિવસ ગુજારે છે. અને આ બધું કરવાનો હેતુ એ કે કારખાનાંવાળાઓને નુકસાનમાં ઉતારી તેમને પોતાની શરતો કબૂલ રાખવાની ફરજ પાડવી. હવે ધારો કે એક મોટા ધંધામાં મજૂરોના મોટા ભાગે હડતાળ પાડી. એનું પરિણામ એ આવશે કે કારખાનાંવાળાઓનાં કારખાનાં બંધ પડશે. પરંતુ શું એમાં કારખાનાંવાળાઓનું ખરેખર

નુકસાન છે? કારખાનાંવાળાઓ એમનાં કારખાનાંમાંથી જ નફો મેળવે છે એ ખરૂં છે; પરંતુ આ નફો માલની કિંમતમાંથી પેદા કરવાનો હોય છે અને પ્રચંડ કારખાનાંની પદ્ધતિમાં હજારો રૂપીયાનો માલ હમેશાં પડેલો જ હોય છે. કારખાનાં બંધ થવાથી નવો માલ ઉત્પન્ન થવાનું બંધ થાય છે એને લીધે માલની ભરતી ઓછી થાય છે અને સીલકમાં રહેલા માલની માગણી વધવાને લીધે તેની કિંમત વધે છે. એને લીધે કારખાનાંવાળાઓનો નફો વધે છે. એ ઉપરાંત કેટલાક દિવસ કારખાનાંને અને સર્વ યંત્રોને વિશ્રાંતિ આપ્યા જેવું થાય છે. સારાંશ કે થોડા દિવસોની હડતાળથી તો કારખાનાંવાળાઓનું નુકસાન નહિ જેવું જ થાય છે. એક એક રીતે તેમને ફાયદો જ થાય છે. પરંતુ મજૂરોનું ઘણું નુકસાન થાય છે. હડતાળના દિવસોમાં એમને મજૂરી મળતી નથી, તેથી તેમને પોતાની બધી બચત વાપરી નાંખવી પડે છે અથવા દેવું કરવું પડે છે. અરધે પેટે રહી બાળબચ્ચાંની સંભાળ લેવી પડે છે; અને એટલું કર્યા છતાં પણ જો હડતાળ યશસ્વી ન થાય તો એમની હાલત ઉલટી ખરાબ થાય છે અને પછી કારખાનાંવાળા કહે તે શરતો પર કામ પર જવું પડે છે અથવા એ ધંધો અથવા ગામ છોડી બીજા ધંધામાં અથવા ગામમાં જવું પડે છે. હડતાળ યશસ્વી થાય એવી કલ્પના કરીએ તોપણ તેથી એકંદર રીતે મજૂરોનું જેટલું નુકશાન થયું હોય છે તેટલું બધું ભરપાઇ થતું નથી. ધારો કે હડતાળ ચાર અઠવાડિયાં ચાલી. તો આ ચાર અઠવાડિયાંની સંપૂર્ણ મજૂરીનું નુકશાન વળી રહેવા માટે વધેલા મજૂરીના દરએક વર્ષ સુધી રહેવા જોઇએ. ધંધો ધમધોકાર ચાલે તો તો દર પોતાની મેળે જ વધે; પરંતુ જો ધંધાની મંદી થતી જાય તો દર ફરી પાછા ઓછા થવાના જ.

અને હડતાળ વારંવાર થવાથી અને તે અત્યંત લાંબો વખત ટકવાથી કારખાનાંવાળાની બધી મૂડી ખલાસ થાય, તેની બધી

યંત્રસામગ્રી પણ ખરાબ થઇ જાય તો એ ધંધો જ દેશમાંથી નષ્ટ થાય અને તેમ થાય એટલે મજૂરોને મજૂરી મળવાનું એક સાધન જ ઓછું થાય. મતલબ એ કે હડતાળનાં આર્થિક પરિણામો હમેશાં દેશને અને મજૂરવર્ગને નુકસાનકારક જ થાય છે એવું ઘણા સંપત્તિશાસ્ત્રકારોએ બતાવ્યું છે, અને તેમાં ઘણું સત્ય છે એ વાંચકો સ્હેજે સમજી શકશે.

કેટલાક સંપત્તિશાસ્ત્રકારોએ હડતાળનું નિરુપયોગીપણું તાત્વિક દૃષ્ટિથી બનાવવાનો પ્રયત્ન કર્યો છે. એમનું એમ કહેવું છે કે હડતાળનો ઉદ્દેશ મજૂરીનો દર વધારવાનો હોય છે. હવે મજૂરીનો સામાન્ય દર લોકસંખ્યા અને મૂડી એ બેના ઉપર આધાર રાખે છે અને હડતાળથી આ બન્નેમાંથી એક પણ બાબતમાં ફેરફાર થતો નથી. પણ ઉલટું કેટલાક લોકો નવરા બેસે છે અને બાકીનાઓને મજૂરી વધારે મળવાનો સંભવ હોય છે. પરંતુ ધારો કે હડતાળથી એક ધંધામાંના મજૂરોની મજૂરીના દર વધ્યા. એમ થાય તો આ ધંધામાં દેશની મૂડી વધારે રોકાશે. એટલે એના પ્રમાણમાં દેશની મૂડી બીજા ધંધાઓ માટે ઓછી મળશે. તેથી બીજા ધંધાના મજૂરીના દર ઉતરવા તો જોઇએ જ. એટલે મજૂરીનો સામાન્ય દર કાયમ જ રહ્યો. માત્ર એક ધંધાના મજૂરોએ પોતાના વર્ગના બીજા મજૂરોના મ્હોંમાંથી કોળીઓ કાઢી લીધો. એટલે કે તેઓએ કારખાનાવાળાઓનું કાંઇ પણ ઓછું નુકશાન ન કર્યું અથવા એમના નફામાંથી કાંઇ પણ ઓછું કરાવી ન શક્યા. તેથી મજૂરોનો હડતાળ માટેનો પ્રયત્ન એ સર્વ રીતે આત્મઘાતકી છે; અને એનાથી મજૂરીનો સામાન્ય દર વધારવો એ અશક્ય છે. જે પ્રમાણે પોતાની માનવી મહેનતથી નિસર્ગની શક્તિમાં વધારો કરવો અશક્ય છે તે પ્રમાણે જ સંપત્તિશાસ્ત્રના નિયમોમાં પણ ફેરફાર કરવો એ અશક્ય છે.

ઉપરની બધી દલીલોમાં મજૂરીફંડ એ વાદગ્રસ્ત બાબત માની લીધી છે એ વાચકોના ધ્યાનમાં તરત જ આવશે અને એ ઉપરથી આ દલીલોમાં રહેલો હેત્વાભાસ સહેલાઇથી ધ્યાનમાં આવશે. કોઈ પણ દેશમાં અમુક મુકરર મૂડી મજૂરીમાં વપરાવી જ જોઇએ એવો કાંઇ નિયમ નથી. તેમજ ધંધો ધમધોકાર ચાલતો હોય ત્યારે કારખાનાંવાળાઓને નફો ઘણો મળે છે અને જો મજૂરો હડતાળ કરે અને તે યશસ્વી થઈ એમની મજૂરી વધે તો તે નફાના ભાગમાંથી વધશે, અને એને લીધે બીજા ધંધાઓમાંની મજૂરી ઓછી થવી જ જોઇએ એમ નથી.

ઉપરના વિવેચન ઉપરથી હડતાળને લીધે સામાન્ય રીતે નુકશાન જ વધારે થાય છે એમ કહેવું પડે છે. હડતાળ એ મૂળમાં દ્રવ્યના નાશનો જ એક માર્ગ છે એ દેખીતું છે, કારણકે તેનાથી દ્રવ્યની ઉત્પત્તિનાં કારણો નાશ પામે છે, અને જે પ્રમાણે એન્જીનનાં પૈડાં એક બીજાથી અલગ થાય તો એન્જીન બંધ પડી જાય તે જ પ્રમાણે મહેનત અને મૂડીના અણબનાવને લીધે દ્રવ્યોત્પાદનનું મોટું યંત્ર બંધ પડવું જ જોઈએ, અને એનું પરિણામ દેશની સાંપત્તિક સ્થિતિ પર ખરાબ થવું જ જોઇએ એ દેખીતું છે. પરંતુ એકાદું ઝેર પ્રાણઘાતક હોય તોપણ એનો અલ્પ પ્રમાણમાં અને શરીર રોગગ્રસ્ત હોય ત્યારે યોગ્ય રીતે ઉપયોગ કરવાથી એ ઝેર પણ ઉપકારી નીવડે છે, એવી જ રીતે હડતાળનું પણ છે. દેશના કારખાનાંવાળાઓ ઘણા જ સ્વાર્થી થયેલા હોય; દેશના કાયદા મજૂરોને પ્રતિકૂળ અને કારખાનાંવાળાઓને અનુકૂળ હોય, અને એકંદર રીતે સમાજમાં લોકમત ઉદ્યોગધંધા વિષે તટસ્થ વૃત્તિનો હોય ત્યારે મજૂર વર્ગમાં સ્વાભાવિક રીતે જ ઐક્યનો અભાવ હોવાને લીધે તથા કારખાનાંવાળાઓમાં સ્વાભાવિક રીતે જ એકમત હોવાને લીધે મજૂરીના દર જોઈએ તેના કરતાં ઘણા ઓછા હોય છે. તેથી આવી સ્થિતિ હોય ત્યારે હરીફાઇનાં પરિણામો

દુબળા લોકો ઉપર ખરાબ થાય છે; અને તેથી અંતિમ અને એક રીતે દ્રવ્યને હાનિકારક એવા ઉપાયો યોજવાની જરૂર પડે છે અને આ પ્રખર ઉપાયો આવે વખતે પણ આવે છે. એવો જ હડતાળમાં પણ ઉપયોગ થાય છે એમ કહેવું પડે છે. ખરાબમાંથી પણ સારૂં ફળ નીકળે છે.

ઔદ્યોગિક ક્રાંતિના જમાનામાં કારખાનાવાળાઓને ઠેકાણે લાવવા માટે હડતાળોનો અપ્રત્યક્ષ રીતે ઉપયોગ થાય છે, પણ જેટલી હડતાળ પડે તેટલી બધી સફળ થાય છે જ અથવા મજૂરોની માગણીઓ એમાં કબૂલ કરવામાં આવે છે જ એમ નથી. દરેક હડતાળનાં આર્થિક પરિણામ ખરાબ જ આવે છે. પરંતુ તેનું એક પરિણામ તો બરાબર દેખાઈ આવે એવું છે. હડતાળથી કારખાનાંવાળાઓના અને મજૂરોના ભાવિ સંબંધ બહુ બગડી જાય છે. જે પ્રમાણે ગુન્હા માટે કરવામાં આવેલી શિક્ષાથી ગુન્હાથી થએલું વ્યક્તિનું અથવા સમાજનું નુકશાન વળતું નથી, પરંતુ આવી શિક્ષા ગુન્હા અટકાવવામાં મદદરૂપ થઇ પડે છે, તે જ પ્રમાણે હડતાળનું પરિણામ કારખાનાંવાળાઓના ભાવિ વર્તન ઉપર સારૂં થાય છે. આપણે જો મજૂરોની વ્યાજબી માગણીઓ અને ફરિયાદોનો યોગ્ય રીતે વિચાર નહિ કરીએ તો હડતાળ પડશે એવી બીક કારખાનાંવાળાઓને હોય છે અને બીકને લીધે કારખાનાંવાળાઓ મજૂરોની માગણીઓનો યોગ્ય વિચાર કરી તકરારનાં કારણો વેળાસર જ દૂર કરે છે. આમ થાય તો હડતાળ પડવાનો વખત જ આવતો નથી. હડતાળથી જે કાંઇ સારૂં પરિણામ આવે છે તે પ્રત્યક્ષ હડતાળથી નથી આવતું પણ હડતાળની બીકને લીધે આવે છે, એમ કહેવું જોઇએ.

સાંપત્તિક દૃષ્ટિએ હાનિકારક એવી હડતાળનું બીજું સુપરિણામ મજૂરો ઉપર થાય છે. એ સુપરિણામ એટલે એકબીજાની સાથે

સહકારથી એકત્ર રહીને કામ કરવાના તત્ત્વનું મહત્ત્વ અને ફાયદો સમજાવા લાગે છે. ઔદ્યોગિક ક્રાંતિના જમાનામાં ઘણી હડતાળો પડી હતી અને એમાંની ઘણી નિષ્ફળ ગઈ હતી. આ નિષ્ફળ જવાનું કારણ એ હતું કે ઐક્ય અને સહકારનો અભાવ હતો. મજુરો આ વાત સમજતા થયા અને ઐક્ય અને સહકારની આવશ્યકતા એમને ભાસવા લાગી. એથી એમણે હડતાળ કરતાં વધારે હિતકર એવા સ્વાવલંબનના ઉપાયો શોધી કાઢયા. તે ઉપાયો કયા તેનો વિચાર હવેનાં પ્રકરણોમાં કરીશું.

---

# પ્રકરણ ૧૩ મું

---

## મજૂરસંઘ અને તેની ઉપયુક્તતા

"**કલૌ સંઘે શક્તિઃ**" એ સંસ્કૃત કહેવતની સત્યતા અર્વાચીન કાળની ઔદ્યોગિક સ્થિતિમાં ઉત્તમ રીતે નજરે પડે છે, કારણ કે અર્વાચીન કાળમાં ઉદ્યોગધંધામાં રૂઢિનું, કાયદાનું અથવા રીતરિવાજનું પ્રાબલ્ય નષ્ટ થઇ તેને ઠેકાણે જ્યાં જુઓ ત્યાં હરીફાઇના તત્ત્વનો જ અમલ શરૂ થયો છે. હરીફાઇમાં અને આ જમાનાના તીવ્ર જીવન-કલહમાં એકલદુકલ માણસને ટકવું મુશ્કેલ થઇ પડયું છે. તેથી જ બધા વર્ગોમાં ધંધાવાળાઓમાં મંડળો ઉભાં કરવાની પ્રવૃત્તિ દેખાઈ આવે છે.

મજૂરસંઘની સંસ્થા પ્રથમ ઇંગ્લંડમાં પ્રાદુર્ભૂત થએલી છે. પાછળ કહ્યું છે જ કે, પ્રચંડ કારખાનાંઓની પદ્ધતિથી ઇંગ્લંડમાં મજૂરોનો મોટો વર્ગ અસ્તિત્વમાં આવ્યો, કારખાનાંવાળાઓ અને મજૂરોની વચ્ચે ઔદ્યોગિક કલહ ઉત્પન્ન થવા લાગ્યા અને એથી જ હડતાળના પ્રસંગો વારંવાર આવવા લાગ્યા. ઘણીવાર ઐક્યને અભાવે હડતાળો યશસ્વી થતી નથી એવું જ્યારથી મજૂરોના ધ્યાનમાં આવવા લાગ્યું ત્યારથી ઇંગ્લંડના મજૂરો પોતાની સ્થિતિ સુધારવા માટે વ્યવસ્થિત રીતે પ્રયત્નો કરવા લાગ્યા. એના ફળ રૂપે મજૂરોનાં મંડળો સ્થપાવા લાગ્યાં.

પોતાનાં ધંધાના હિતસંરક્ષણાર્થે અને કારખાનાવાળાઓ સાથે પોતાનો સંબંધ કાયમ રાખવા માટે સ્થાપન થએલાં મજૂરોનાં મંડળોને મજૂરસંઘ કહે છે. આવા સંઘ પૂર્વે ઇંગ્લંડમાં કાયદેસર

ગણાતા નહોતા, પરંતુ ૧૮૨૪–૨૫માં સંઘને પ્રતિબંધક એવા કાયદા રદ કરવામાં આવ્યા, અને ત્યારથી આ મજૂરસંઘ અસ્તિત્વમાં આવવા લાગ્યા અને એમની ઘણી જ પ્રગતિ થવા લાગી. તેથી ૧૮૬૭–૬૮માં આ સંસ્થાઓની સ્થિતિ તપાસવા માટે એક કમિશન નીમવામાં આવ્યું અને એ કમિશનમાંનાં થોડાં માણસોના રિપોર્ટ પ્રમાણે પછીથી ૧૮૭૧–૭૨માં મજૂરસંઘને લગતા કાયદાઓ થયા. ત્યારથી આ સંસ્થાઓ કાયદેસર થઇ, તેમને બંધુસમાજના કાયદાઓનો લાભ મળવા લાગ્યો અને ત્યાર પછીથી આ સંઘોની સંખ્યા અતિશય વધી. લગભગ દરેક ધંધાના મજૂરોએ સંઘની સ્થાપના કરી અને મોટાં મોટાં કારખાનાઓમાંના મજૂરોનાં મંડળો ઉભાં થયાં અને કેવળ બતાવેલું જ કામ કરનારા અને રોજે મજૂરી કરી પેટ ભરનારા મજૂરોએ પણ પોતાના સંઘ સ્થાપ્યા. સારાંશ કે, દેશમાં સર્વ મજૂરવર્ગમાં પોતાની સ્થિતિ સુધારવાની ભાવના પેદા થઇ અને સર્વ મજૂરો એ માટે સંઘટિત પ્રયત્નો કરવા લાગ્યા. હાલમાં આ મજૂરોના સંઘોને ઇંગ્લંડમાં ઘણું જ મહત્ત્વ મળેલું છે. આ સંઘોએ પોતાના પ્રતિનિધિઓ પાર્લામેન્ટમાં મોકલવાની શરૂઆત કરી છે અને ગઇ બે પાર્લામેન્ટોથી મજૂરોનો એક સ્વતંત્ર પક્ષ ઇંગ્લંડમાં બંધાયો છે, અને દિવસે દિવસે એનું વજન વધતું જાય છે.

આ મજૂરોના સંઘોનો હેતુ બેવડો છે. પહેલો હેતુ પોતાના હિતનું રક્ષણ કરવું એ. આમાં મુખ્યત્વે કરીને બે વાતોનો સમાવેશ થાય છે. કારખાનાંવાળાઓ સાથે વાટાઘાટ કરીને પોતાની મજૂરી વધારાવવી અથવા છેવટે ઘટવા તો ન જ દેવી એ એક, અને સર્વ સાધારણ મજૂરી નક્કી કરી કામ કરવાના કલાક ઓછા કરાવવા એ બીજી. આ બે સંઘોનો મુખ્ય હેતુ થયો. પરંતુ આ હેતુની સાથે સાથે જ બીજો પણ એક ગૌણ હેતુ દરેક સંઘના કાર્યક્રમમાં હોય છે. એ હેતુ બંધુસમાજના જેવા લાભ સંઘના બંધારણથી લેવા એ. દાખલા

તરીકે, મરણક્રિયાના ખર્ચમાં મદદ કરવી, માંદગી કે સંકટમાં મદદ કરવી, કામ ન મળવાથી નવરા બેસી રહેવું પડે ત્યારે મદદ કરવી, વૃદ્ધાવસ્થાને લીધે કામ ન થઇ શકે ત્યારે મદદ કરવી, વગેરે જાતના ઘણા લાભ આ સંઘના હેતુઓમાં ગણાવેલા છે. આ સંસ્થાઓ આ દરેક હેતુની સિદ્ધિ માટે સભાસદો પાસેથી લવાજમ લે છે અને આ સર્વ પ્રસંગોમાં સભાસદોને મદદ કરે છે.

આ સંઘોનું બંધારણ અને વ્યવસ્થા પ્રતિનિધિસંસ્થાઓના સામાન્ય બંધારણ અને વ્યવસ્થા પ્રમાણે હોય છે. એટલે કે, બધા સભાસદો મળીને એક સંઘ અથવા સભા થાય છે. એમાંથી મંત્રી, પ્રમુખ, ઉપપ્રમુખ, અને કોષાધ્યક્ષ નીમવામાં આવે છે. એ ઉપરાંત સંઘની એક વ્યવસ્થાપક સમિતિ પણ હોય છે. સંઘના કામદારો પગારદાર અથવા સ્વેચ્છાથી મફત કામ કરનાર હોય છે. સંઘનું બધું કામકાજ આ કામદારો જુએ છે. કારખાનાંવાળાઓ સાથે મસલત કરવાનું કામ સમિતિનું અને તેના સભ્યોનું હોય છે. કારખાનાંવાળા અને મજૂરો એકમત ન થાય અને કજીઆનું મૂળ સુલેહશાંતિથી ન પતે તો પછી હડતાળ પાડવાનો ઠરાવ કરવાનું કામ પણ આ સમિતિ જ કરે છે. ઘણાખરા સંઘોમાં આ કામ સંઘના સર્વ સભાસદોની બહુમતી ઉપર અવલંબે છે, પરંતુ હડતાળ બંધ જાહેર કરવાનો અધિકાર સમિતિને જ હોય છે. સંઘનું કામ ચલાવવા માટે અને સંઘના જૂદા જૂદા હેતુઓની સિદ્ધિ માટે સંઘનું ફંડ ભેગું કરવું પડે છે. આ પૈસા પ્રવેશ ફી અને લવાજમને રૂપે આવે છે. આ સંબંધમાં જૂદા જૂદા સંઘોના નિયમોમાં ઘણો ફરક માલુમ પડે છે. કેટલેક ઠેકાણે પ્રવેશ ફી વધારે હોય છે તો કેટલેક ઠેકાણે ઘણી ઓછી હોય છે. પ્રવેશ ફી ૬ પેન્સથી તે ૨ શીલીંગ સુધી તો કેટલેક વખતે એક પાઉંડ સુધી પણ હોય છે. લવાજમ દર અઠવાડિયે, દર પખવાડિયે દર માસે અથવા ત્રણ મહિને ભરવાનું હોય છે અને આ બાબતમાં જૂદા જૂદા સંઘોમાં

જૂદા જૂદા રિવાજ જોવામાં આવે છે. અઠવાડિયાનું લવાજમ ૧ પેન્સથી તે બે અઢી શીલીંગ સુધીનું હોય છે. લવાજમ અને પ્રવેશ ફી ભેગી કરવી, તે કોઇ બૅન્કમાં અથવા બીજે ઠેકાણે સુરક્ષિત-પણે મૂકવી, એનો સમિતિના ઠરાવ પ્રમાણે વિનિયોગ કરવો અને એમાંથી સભાસદોને મદદ કરવી—આ સર્વ કામો કાર્યવાહકોએ કરવાનાં હોય છે. એ ઉપરાંત સંઘના કાયદાઓ મજૂરવર્ગને સમજાવવા તેમજ આ તત્ત્વોનો પ્રચાર એકાદ શહેરમાં કરવો અને નવા નવા માણસોને સંઘના સભાસદો બનાવવા વગેરે કામો પણ સંઘના કાર્યવાહકોને જ કરવાં પડે છે. સંઘનું કામ આમ આખો દિવસ ચાલે એટલું હોવાથી ઘણું ખરૂં પગાર આપીને જ સભાસદોમાંથી કેટલાકને કાર્યવાહક નીમવામાં આવે છે.

આ સંસ્થાઓનાં મૂળ ઇંગ્લંડમાં હવે તદ્દન દૃઢ થએલાં છે અને તેમનો પ્રચાર સર્વ નાના મોટા ધંધામાં અને કારખાનાંઓમાં તથા સરકારનાં અને મ્યુનિસિપાલિટીઓનાં જૂદાં જૂદાં ખાતાંના નોકરોમાં થએલો છે; એટલું જ નહિ પણ આ સર્વ સંઘોની વાર્ષિક પરિષદ્ ભરવાનો પણ રિવાજ પડેલો છે. આવી પહેલી પરિષદ્ ૧૮૬૮ સાલમાં ભરાઇ હતી અને તે ઘણી ફતેહમંદ નિવડી હતી. ત્યારથી દર સાલ બધા સંઘોના પ્રતિનિધિઓની એક પરિષદ્ ઇંગ્લંડના એકાદ શહેરમાં ભરાતી રહી છે. આ પરિષદ્‌નો ઉદ્દેશ સર્વ સંઘોના સામાન્ય હિત તરફ લક્ષ આપવું અને પાર્લામેન્ટ પાસે પોતાને અનુકૂળ કાયદા કરાવવા અથવા ચાલુ કાયદામાં સુધારા કરાવવા એ છે. આ કામ માટે પરિષદ્ દર વર્ષે એક પાર્લામેન્ટરી સમિતિ નીમે છે અને પાર્લામેન્ટના સભાસદોને મળીને અને બીજી ચળવળ કરીને મજૂરોની ફરિયાદો પાર્લામેન્ટ આગળ રજૂ કરવાનું સોંપે છે. આ પરિષદ્‌માં દરેક સંઘ પોતાના સભાસદોની સંખ્યાના પ્રમાણમાં અમુક પ્રમાણમાં પોતાના પ્રતિનિધિઓ મોકલે છે. આ

પરિષદ્માં હમણાં હમણાં સામાજિક પંથના મતોની છાપ પુષ્કળ દેખાવા લાગી છે અને સંઘના કેટલાક પ્રતિનિધિઓએ સામાજિક પંથની ઘણી કલ્પનાઓનો સ્વીકાર કર્યો છે. પરંતુ એકંદર રીતે જોતાં આ સંઘમાં સ્વાવલંબનવાદી લોકો વધારે છે અને તેથી બીજા દેશો પ્રમાણે ઇંગ્લંડમાં સામાજિક પંથના લોકોનું એટલું બધું જોર નથી.

અહીં સુધી મજૂરસંઘના સ્વરૂપનું અને એનાં કામોનું વિવેચન થયું. હવે આ સંસ્થાઓથી મજૂરવર્ગો ઉપર શાં શાં પરિણામ થયાં છે અને આ સંઘસંસ્થા કેટલી ફાયદાકારક છે એનો વિચાર કરવાનો રહ્યો.

ઉપર કહેલું જ છે કે ઇંગ્લંડના જૂના કાયદા પ્રમાણે આ સંસ્થાઓ ગેરકાયદે હતી. એ જૂના કાયદા રદ થયા પછી આ સંઘ માટે લોકોમાં ઘણી જ ગેરસમજ ઉત્પન્ન થઇ અને તેના ઉપર ઘણા આક્ષેપો થવા લાગ્યા. આ સંઘોને લીધે મજૂરો અને કારખાનાંવાળાઓની વચ્ચેનાં પ્રેમ અને સહાનુભૂતિ નષ્ટ થશે; એથી હડતાળની વૃત્તિને વધારે ઉત્તેજન મળશે; એને લીધે મજૂરવર્ગ ઉદ્ધત, બેપરવા અને શિસ્તને ન ગણકારનારો બનશે; આવી રીતે કારખાનાંવાળા અને મજૂરોના સંબંધમાં સડો પેસતાં ધંધાને નુકસાન પહોંચશે અને દેશની આર્થિક સ્થિતિ બગડશે; અને છેવટે જે ઉદ્દેશથી આ સંઘ નિકળેલો છે તે ઉદ્દેશ, એટલે મજૂરી વધરાવવી અને કામ કરવાના કલાક ઓછા કરાવવા એ સિદ્ધ થશે નહિ. આવી આવી જાતના બીજા આક્ષેપો આ સંઘો વિરુદ્ધ આવવા લાગ્યા; અને તેથી જ આ સંઘોનું ઔદ્યોગિક અને સામાજિક ખરૂં સ્વરૂપ શું છે તે નક્કી કરવા માટે ૧૮૯૮માં એક કમિશન નીમવામાં આવ્યું. કમિશનના રિપોર્ટમાં આ બાબતમાં કંઇ નિશ્ચિત વિધાનો મળતાં નથી, કારણકે સાક્ષીઓએ પરસ્પરવિરોધી એવા પુરાવા આપ્યા છે. પરંતુ એકંદર રીતે આ સંઘોથી ઘણો ફાયદો

થયો છે એવો સામાન્ય અભિપ્રાય એ કમિશને આપ્યો અને તેથી આ સંસ્થાને ત્યારથી જોર મળ્યું. હવે આપણે ઉપર બતાવેલા આક્ષેપોનો ટૂંકમાં વિચાર કરીએ.

પ્રથમ આપણે સંઘ અને હડતાળ એ બેનો શો સંબન્ધ છે તે જોઇએ. સંઘની સંસ્થાને લીધે હડતાળો વધી કે ઓછી થઇ એ વાત કેવળ આંકડાઓથી સાબીત કરવી કઠણ છે. પરંતુ આંકડા ઉપરથી જો કાંઈ પણ સાબીત થતું હોય તો તે એ છે કે સંઘોને લીધે હડતાળોની સંખ્યા ઘટી છે. પોતાની હડતાળો એકતાને અભાવે ભાંગી ન પડે અને તેને ફતેહમંદ બનાવી શકાય એવા ઉદ્દેશથી આ સંઘ નિકળ્યા એ ખરૂં છે. સંઘનો ઉદ્દેશ જ જો હડતાળોનો હોય તો તો સંઘને લીધે હડતાળો વધવી જ જોઇએ એવી દલીલ કોઈ કરી શકે છે. પરંતુ તે વસ્તુસ્થિતિને અનુરૂપ નથી એ જોઈ શકાય તેમ છે. સામાદિ બધા માર્ગો ખૂટી જાય ત્યારે હડતાળ પાડવી એવો સંઘનો નિયમ હોય છે. પરંતુ સંઘ થવાથી હડતાળ સૂધી પહોંચવાના પ્રસંગો જ ઓછા આવે છે, કારણકે વ્યવસ્થિત બંધારણના બંધન વગરના મજૂરો સાથે કામ લેવું એ કારખાનાવાળાઓને ઘણું કઠણ પડે છે, એવી સ્થિતિમાં તેઓ મજૂરોનું સમાધાન કરી શકતા નથી. પરંતુ સંઘ જેવી સંઘટિત વ્યવસ્થા હોય ત્યારે કારખાનાવાળા સંઘના કાર્ય-વાહકો સાથે શાંતપણે મસલત કરી શકે છે. એ ઉપરાંત સંઘના પ્રતિનિધિઓ મજૂરો કરતાં વધારે વિચારી અને ડાહ્યા હોવાને લીધે પોતાની માગણીઓ કેટલી વ્યાજબી છે તે એ લોકોના ધ્યાનમાં જલદી ઉતરી શકે છે. સારાંશ કે આ સંઘોને લીધે કારખાનાવાળા અને મજૂરો વચ્ચેનો સંબંધ બગડ્યો નથી, ઉલટો એ સંબંધ વધારે વ્યવસ્થિત અને વધારે હિતકારક થયો છે એમ જ કહેવું પડશે. કારખાનાવાળા અને મજૂરો વચ્ચેનો વહેવાર અને ગેરસમજ નષ્ટ કરવા માટે એક નવો માર્ગ જ અસ્તિત્વમાં આવ્યો છે અને તે

સંઘની સમિતિ છે. આથી હાલના વખતમાં ઘણી તકરારોનો નિકાલ સમાધાનીથી અને સહાનુભૂતિથી જ થઈ જાય છે. આ ઉપરથી સંઘની સંસ્થા હડતાળને ઉત્તેજક નહિ પણ પ્રતિબંધક જ છે એમાં શક નથી.

હવે બીજો પ્રશ્ન એ છે કે સંઘની સંસ્થાને લીધે મજૂરોની સ્થિતિ સુધરી કે કેમ? અને બીજું આ સંસ્થાઓને લીધે મજૂરી વધવી જ જોઇએ કે કેમ? આંકડાઓ ઉપરથી સંઘની સંસ્થાને લીધે ઇગ્લંડમાં મજૂરી વધી છે એમ માલુમ પડે છે; પરંતુ સંઘના વિરોધીઓનું એમ કહેવું છે કે મજુરી વધવાનું કારણ તો હાલના વખતમાં ધંધો ધમધોકાર ચાલે છે તે છે. સંઘની મહેનતને લીધે જ તે વધી છે એમ કહેવાને સબળ પુરાવો નથી. પરંતુ આનો જવાબ એ છે કે જે ધંધામાં સંઘનો પ્રચાર પુષ્કળ થયેલો છે તે ધંધામાં જ મજૂરી વધેલી છે અને જે ધંધામાં સંઘનો પ્રચાર થયેલો નથી તે ધંધામાં મજૂરી વધી નથી. આ પ્રત્યક્ષ પુરાવા ઉપરથી એમ સાબીત થાય છે કે સંઘના પ્રયત્નોને લીધે મજૂરી થોડીઘણી પણ વધેલી હોવી જોઇએ. તાત્ત્વિક દૃષ્ટિથી વિચાર કરતાં સંઘને લીધે મજૂરી થોડીઘણી પણ વધવી જ જોઇએ, કારણકે મજૂરોના સંઘને લીધે કારખાનાંવાળાઓ ઉપર એક પ્રકારનું દબાણ રહે છે. શીખાઉ માણસ ધંધામાં કામ લાગતો નથી. કામ કરવા સંબંધી ઘણા નિયમો આ સંઘો કરે છે અને પોતાના સભાસદો પાસેથી એ પળાવે છે તેથી પણ મજૂરોની કાર્યકુશળતા વધે છે અને દ્રવ્ય વધારે ઉત્પન્ન થવાથી તેમાંનો થોડો પણ હિસ્સો મજૂરોને મળે છે. એ ઉપરાંત સંઘો વગેરે કૃત્રિમ ઉપાયોથી અને પ્રયત્નોથી મજૂરી વધવી અશક્ય છે એ વિધાન 'મજૂરી ફંડ'ની કલ્પના ઉપરથી નિકળેલું છે અને પાછળ આપણે આ કલ્પના કેવી પાયા વિનાની છે એ જોઈ ગયા છીએ. સંઘને લીધે મજૂરોના પરિશ્રમથી થતા નફાનો કેટલોક ભાગ તેમને મળી

શકે છે. એકલદુકલ મજૂરો હરિફાઈમાં કચડાઈ જાય છે અને કારખાનાંવાળા નફાનો મોટો ભાગ ખાઈ જાય છે, પરંતુ સંઘને લીધે મજૂરોમાં હરિફાઈ માટે વધારે શક્તિ આવે છે અને એથી મજૂરો પોતાને ફાયદાકારક શરતો કારખાનાંવાળાઓ પાસેથી કબૂલ કરાવી શકે છે. તેથી સંઘને લીધે મજૂરોને થોડાઘણો ફાયદો જ થાય છે એમ કહ્યા વગર છૂટકો નથી.

મજૂરી કાયમ રખાવવાના અંગર વધરાવવાના હેતુ જેટલો જ મહત્ત્વનો હેતુ કામના કલાક ઓછા કરાવી લેવાનો છે. આ બાબતમાં પણ મજૂરોના સંઘ પોતાનો હેતુ પ્રથમ સમાધાનીથી, અરજીથી અને સહાનુભૂતિથી સિદ્ધ કરવાનો પ્રયત્ન કરે છે અને આ બધા પ્રયત્નો નિષ્ફળ જાય ત્યારે હડતાળનો વિચાર કરે છે. અને આ બાબતમાં પૂરતી સાબીતી સાથે બતાવી શકાય કે ગયાં ત્રીસ ચાળીસ વર્ષોમાં ઇંગ્લંડમાં કામના કલાક હમેશાં ઓછા જ થતા રહ્યા છે. પરિણામ મજૂરસંઘોના પ્રયત્નોનું છે એમ મજૂર પક્ષનું કહેવું છે. આ બાબતમાં દિવસે દિવસ પ્રબળ થતા જતા લોકમતે તેમજ કારખાનાંના કાયદાઓએ પણ મદદ કરી છે, એમાં શંકા નથી. પરંતુ મજૂરસંઘોના પ્રયત્નોથી કેટલેક અંશે આ શુભ પરિણામ આવ્યું છે, એનો ઉત્તમ પુરાવો એ છે કે જે ધંધામાં હજી સૂધી મજૂરસંઘો સારી રીતે સ્થપાયેલા નથી તે ધંધામાં કામના કલાક ઓછા થયા નથી. તેથી મજૂરસંઘોના પ્રયત્નોથી મજૂરવર્ગની સ્થિતિ સુધરી છે એમાં શંકા નથી. અને ધંધાને નુકસાન ન પહોંચે તેમ હજુ પણ કામના કલાક ઓછા કરવામાં આવે તો તે ઠીક થશે એમ સર્વ-સાધારણ મત છે. મુકરર કરેલા વખત પછી કોઇપણ મજૂરે કામ કરવું નહિ એ નિયમ સંબંધે માત્ર પુષ્કળ મતભેદ છે. આ નિયમને લીધે ખંતીલા અને મહેનતુ મજૂરની વધારે મજૂરી મેળવવાની તક નાશ પામે છે. પરંતુ આનો જવાબ એ છે કે આ નિયમ એટલા માટે હિતકારક છે કે એને લીધે સાધારણ માણસ નુકસાનથી

બચે તેમજ મહેનતુ મજૂરોને પણ વધારે મજૂરી મેળવવાની બુદ્ધિથી પોતાના ગજા ઉપરવટ કામ કરવાનો મોહ થવાનો સંભવ હોય છે તેમાંથી તેઓ ઉગરી જાય.

મજૂરસંઘના બીજા કાર્યક્રમની ઉપયુક્તતા વિષે શંકા જ નથી. મજૂરોના કલ્યાણ માટે જે જૂદાં જૂદાં ફંડો મજૂરસંઘો એકઠાં કરે છે તેથી મજૂરોની આર્થિક સ્થિતિ ઘણી સુધરી છે. કુંટુંબમાં કોઈ માણસ મરી જાય તો તેની મરણક્રિયાને માટે પૈસાની મદદ કરવી, સંઘના સભ્ય મજૂરને કાંઈ અકસ્માત થાય અથવા તે માંદા પડે ત્યારે તેને દર અઠવાડિયે પૈસાની મદદ કરવી, કામ ન મળે ત્યારે મદદ કરવી, તેમજ જે ઠેકાણે મજૂરીના દર સારા હોય એવે ઠેકાણે જવાને મજૂરોને ઉત્તેજન આપવું અને છેવટે મજૂરોને વૃદ્ધાવસ્થા માટે પેન્શન અથવા એવી વખતે કંઈક ઉચક રકમ આપવી—આ બધી બાબતો મજૂરોની સ્થિતિ સુધારી તેમને સંકટોમાંથી છોડાવનારી છે એ દેખીતુ છે. અને આ બધું ખરી રીતે જોઇએ તો મજૂરો પોતાના જ પૈસાથી કરે છે. જે પ્રમાણે જીંદગીનો વીમો ઉતરાવવાથી લોકોને લાભ થાય છે તેજ પ્રમાણે આવી રીતની વ્યવસ્થાથી પણ થાય છે. આ ઉપરથી મજૂરસંઘને લીધે મજૂરોમાં કરકસર, દુરંદેશી-પણું અને સ્વાવલંબન એ ગુણો કેટલા બધા ખીલાયા છે એ માલુમ પડશે.

વળી કારખાનાંના કાયદાનો અમલ બરાબર થાય છે કે નહિ એની દેખરેખ રાખવાનું કામ અને આ કાયદાઓનું કોઇ ઠેકાણે ઉલ્લંઘન થતું હોય તો એ વાત સરકારી અધિકારીઓની નજરમાં લાવવાનું કામ પણ આ સંઘો દ્વારા સારી રીતે થઈ શકે છે. આ પણ મજૂરોના ફાયદાની જ વાત છે.

અહીં સુધી મજૂરસંઘોના ઔદ્યોગિક અને આર્થિક ફાયદા બતાવ્યા અને મજૂરસંઘોને લીધે મજૂરોમાં કરકસર વગેરે ગુણો કેવી

રીતે કેળવાય છે એ બતાવ્યું. પરંતુ મજૂરસંઘોને લીધે મજૂરોની વૃત્તિ કેવી રીતે સુધરે છે અને એમના બૌદ્ધિક ગુણો કેવી રીતે ખીલે છે એ હવે જોવાનું રહ્યું.

કેટલાક સંઘ પોતાના સભાસદો માટે કેળવણીની વ્યવસ્થા કરે છે. ઉદાહરણાર્થ સભાસદો માટે ભાષણો અપાવવાં, પુસ્તકાલયો કાઢવાં વગેરે પ્રત્યક્ષ શિક્ષણનાં કામો કેટલાક સંઘોએ ઉપાડયાં છે. પરંતુ એ ઉપરાંત આ સંઘોનો અપ્રત્યક્ષ ફાયદો છે તે ઘણો મોટો છે. પ્રથમ આ સંઘના સભાસદ થવાથી સંઘના નિયમો તથા શિસ્ત પાળવાં, પોતાના આગેવાનોને માન આપવું અને એમના ઉપર શ્રદ્ધા રાખવી, સભાસદોમાં એકબીજા પર વિશ્વાસ રાખતાં શીખવું વગેરે ગુણોનો મજૂરોમાં વિકાસ થાય છે. વળી મોટા મોટા સંઘોનું કામ વ્યવસ્થિત રીતે ચલાવવાના અનુભવથી મજૂરોના આગેવાનોમાં કાર્યકુશળતા ઉત્પન્ન થાય છે અને એને લીધે મ્યુનિસિપાલિટી, કાઉન્ટી કાઉન્સિલ અને એ કરતાં પણ વધારે જવાબદારીનાં કામો કરવાની શક્તિ મજૂરવર્ગમાં આવે છે. એનો પૂરાવો ઇંગ્લંડની હાલની પાર્લામેન્ટ ઉપરથી મળી આવે છે. એમાં મજૂરવર્ગોના લોકો પ્રધાનની પદવી સુધી પહોંચ્યાનાં ઉદાહરણો છે.

સારાંશ કે મજૂરસંઘ એ મજૂરોનું એક સ્થાનિક સ્વરાજ્ય જ છે અને આ રાજકીય નિશાળમાં તેમને રાજકીય શિક્ષણની, વેપારી શિક્ષણની અને કાર્યકુશળતાની બાળપોથી શીખવાડવામાં આવે છે. એ શિક્ષણને લીધે મજૂરો સુદ્ધાં પ્રજાસત્તાક રાજ્યોમાં જવાબદારીનાં કામો કરવાની જોખમદારી ઉપાડી શકે છે.

આ પ્રમાણે મજૂરસંઘને લીધે મજૂરોની આર્થિક, રાજકીય, નૈતિક અને સામાજિક એમ બધી રીતે ઉન્નતિ થઈ છે અને હજી પણ થયાં કરશે એ વિષે શંકા નથી.

મજૂરસંઘના કેટલાક નિયમોને લીધે ઉદ્યોગધંધાની પ્રગતિ પર ખરાબ પરિણામ થવાની બીક છે, અને આવી રીતે ધંધાને જો નુકસાન પહોંચે તો તેથી મજૂરોની આર્થિક સ્થિતિને પણ ધોકો પહોંચ્યા વગર ન રહે એ દેખીતું છે. પરંતુ એમાંના ઘણા નિયમો કેવળ અજ્ઞાનનું જ પરિણામ છે. મજૂરોમાં જ્ઞાનનો પ્રચાર વધશે ત્યારે આ નિયમો નાબૂદ કરવાની એમને આપોઆપ બુદ્ધિ થશે. દાખલા તરીકે, એકાદ ધંધામાં કેટલા ઉમેદવારો મજૂર તરીકે લેવા એ વિષે કેટલાક મજૂરસંઘોએ સખત નિયમો ઘડી રાખ્યા છે. આથી કોઈવાર ધંધાની પ્રગતિને વાંધો આવવાનો સંભવ છે એ ખરૂં છે. કેટલાક સંઘો કારખાનામાં નવાં યંત્રોની યોજના કરવામાં આવે તે સામે ઘણો વિરોધ કરે છે. આ વાત પણ એકંદર રીતે જોતાં ધંધાને નુકસાન કરનારી જ છે. પરંતુ આવી બાબતો જૂજ છે અને મજૂરોમાં ધંધાનું અને સંપત્તિશાસ્ત્રના નિયમોનું ખરૂં જ્ઞાન જેમ જેમ વધતું જશે તેમ તેમ આવાં અજ્ઞાનમૂલક પગલાંનો આ સંઘો ત્યાગ કરશે એમાં શંકા નથી.

---

# પ્રકરણ ૧૪મું

## સહકાર

સંઘની કલ્પના જેમ ઇંગ્લંડમાં પ્રથમ ઉદ્ભવી તેમ સહકારની કલ્પના પણ ત્યાં જ પ્રથમ ઉદ્ભવી. જે તત્ત્વને લીધે સર્વ સુધરેલાં રાષ્ટ્રોમાં મોટી સુધારણા થયેલી છે અને જેની અસર ઔદ્યોગિક હીલચાલોમાં માલમ પડે છે એ તત્ત્વનો જન્મ એક શહેરમાં થયો અને તે તદ્દન આકસ્મિક કારણોથી થયો, એ વાતનો વિચાર કરીએ છીએ ત્યારે ઘણી નવાઇ લાગે છે. ૧૮૪૦ના અરસામાં રૉચડેલ શહેર એક સાધારણ શહેર હતું અને ત્યાંના ફલાલીનના કારખાનાના વણકરો વેપારની મંદીથી ઘણી હીન દશામાં આવી પડ્યા હતા. તેમને મળતી મજૂરીથી તેઓ માંડમાંડ પેટપૂરતું મેળવી શકતા. આ સંકટના વખતમાં કેટલાક વણકરોના મનમાં એવી કલ્પના આવી કે ગાંધી લોકો આપણી પાસેથી ભારે કિંમત લઇ માલ પણ ખરાબ અને હલકો આપે છે, તેથી આપણે એક કરિયાણું વેચવાની દુકાન કાઢીએ તો આપણને માલ સારો મળે અને કિંમતમાં પણ ફાયદો પડે. આ વિચાર સૌને પસંદ પડવાથી ૨૮ વણકરોએ ૨૮ પાઉંડની મૂડી એકઠી કરી. આટલી મૂડી તેઓ એકદમ તો ન ભેગી કરી શક્યા પરંતુ દરેક માણસનો ભાગ એક પાઉંડનો ગણવો એમ નક્કી કરી આ માણસોએ 'રૉચડેલ પાયોનીઅર્સ' નામની એક સહકારી દુકાન કાઢી અને પ્રથમ જથ્થાબંધ વેપાર કરનાર વેપારીને ત્યાંથી ચહા અને ખાંડ રોકડી કિંમતે ખરીદ કરી લાવ્યા. તેઓ પોતાના સભાસદોને આ માલ હમેશના બજારભાવે વેચતા. આ ડિપોનું મુખ્ય તત્ત્વ રોકડી કિંમતે સર્વ વ્યવહાર કરવો એ હતું. એથી એમને

માલ ઉત્તમ અને પહેલાંને ભાવે મળવા લાગ્યો. વરસની આખરે દુકાનને ઘણો જ નફો થયો. એ નફામાંથી વણકરો પોતાને જોઈતો બીજો માલ પણ દુકાનમાં રાખવા લાગ્યા. આ પ્રમાણે આ ન્હાની સંસ્થાથી મજૂરોને ઘણો ફાયદો થવા લાગ્યો. આ ખબર જ્યાં ત્યાં ફેલાઈ અને આ ૨૮ વણકરોએ કાઢેલી ન્હાનકડી સહકારી તત્ત્વથી ચાલતી સંસ્થા કાળે કરીને એક સ્વતંત્ર સંસ્થાના જેવી એક પ્રચંડ સંસ્થા થઈ અને એની શાખાઓ ઘણે ઠેકાણે નિકળવા લાગી. આ સંસ્થાનો નફો ગ્રાહકોને તેમની માલની ખરીદીના પ્રમાણમાં વહેંચી આપવામાં આવતો. ઘણુંખરું ગ્રાહકો પોતાનો નફો લઈ ન જતાં દુકાનની મૂડીમાં જ જમે કરાવતા. એથી સહકારી સંસ્થાઓની મૂડી ઝપાટાબંધ વધવા લાગી. ત્યારે આ ડિપોના ઉત્પાદકોએ જથાબંધ માલ વેચવાની દુકાન સહકારી તત્ત્વ પર કાઢી. આ બે દુકાનો ચલાવીને પણ મૂડી સિલકમાં રહેવા લાગી ત્યારે તેમણે ઉત્પાદક ધંધા તરફ પોતાનું લક્ષ ફેરવ્યું. પ્રથમ લોટ દળવાના સંચા કાઢી પછીથી રોટી બનાવવાનાં કારખાનાં કાઢયાં. આ પ્રમાણે એમનું કામ વધતું જ ચાલ્યું. પછીથી જૂદે જૂદે ઠેકાણે શાખાઓ નિકળી ને કાપડની મીલો કાઢવામાં આવી; માલ લાવવા લઈ જવા માટે પોતાની માલિકીની આગબોટો ખરીદવામાં આવી. સારાંશ કે પર્વતમાંથી નિકળતા ઝીણા ઝરણામાંથી આગળ જતાં મોટી હોડીઓ ચાલી શકે એવી પ્રચંડ નદી થાય છે, તે જ પ્રમાણે આ સંસ્થાના અલ્પ ઉગમમાંથી આગળ જતાં એક પ્રચંડ સંસ્થા બની ગઈ.

પરંતુ આ સંસ્થાની આટલી આશ્ચર્યકારક ફતેહનું બીજ એના રોકડા વ્યવહારના તત્ત્વમાં છે એમ માલમ પડયા વગર રહેશે નહિ. પહેલાં તો રોકડ વ્યવહારમાં દેવું ન હોવાથી વેપારમાં ખોટ આવવાનો સંભવ જ નહિ. બીજું, રોકડી કિંમતે વ્યવહાર કરવાથી થોડી મૂડીથી ઘણો મોટો વેપાર કરી શકાય છે. એવો અનુભવ છે કે, સહકારી દુકાનમાં મૂડીનું વરસમાં દસ વખત

પરિવર્તન થાય છે. એટલે કે બીજા વેપાર કરતાં આમાં દસગણો નફો થાય છે. ત્રીજું, રોકડ વ્યવહારમાં માલ ઉછીનો લેવો પડતો નહિ હોવાથી માલ સોંઘો પડે છે એટલું જ નહિ પણ બજારમાંથી જેવો જોઈએ તેવો માલ મેળવી શકાય છે. મજૂરોની આર્થિક સ્થિતિ બગાડનારી ઉધાર ખાતા જેટલી બીજી એકે ચીજ નથી, કારણકે ઉધારે લાવવાની ટેવથી મજૂરો ઉડાઉ થાય છે અને શાહુકારોના પંજામાં સપડાય છે. આથી મજૂરને એક જ વેપારી સાથે વ્યવહાર કરવો પડે છે અને ઉધાર લેવાનો હોવાથી માલ પણ મોંઘો પડે છે, એટલું જ નહિ. પણ ખરાબ માલ સુદ્ધાં લેવો પડે છે. આમ સહકારી દુકાનોને રોકડ વ્યવહારનું તત્ત્વ ઘણું જ લાભકારક છે. એ તત્ત્વથી મજૂરોને કરકસરનો પાઠ શીખવી શકાય છે.

'રૉચડેલ પાયોનીઅર્સ'ની આ અજબ સફળતાથી સહકારી દુકાનોનું તત્ત્વ આખા ઇંગ્લંડમાં પ્રસર્યું. આ તત્ત્વથી ચાલતી દુકાનો શહેરમાં જ થઇને અટકી નહિ. તેનો પ્રસાર એટલો ઝડપથી થયો કે થોડા વખતમાં ન્હાનાં ન્હાનાં ગામડાંમાં પણ તે દેખાવા લાગી. કેટલીક સહકારી દુકાનોમાં નફો પૈસાના રૂપમાં વહેંચવામાં આવતો નહિ પણ તેને બદલે સભાસદોને ઓછી કિંમતે માલ આપવામાં આવતો. પરંતુ આ રીત કરકસરને ઉત્તેજક નથી. આ સંબંધમાં રૉચડેલ પદ્ધતિ જ વધારે હિતકારક છે એમાં શંકા નથી.

આટલે સુધી વર્ણવેલું સહકારી તત્ત્વ દ્રવ્યની વહેંચણી સંબંધી છે. પરંતુ આ સહકારી તત્ત્વ દ્રવ્યની ઉત્પત્તિની બાબતમાં પણ અમલમાં લાવવાનો પ્રયત્ન થએલો છે, તેથી એનો પણ અહીં થોડો વિચાર કરવાની જરૂર છે.

દ્રવ્યોત્પાદનની અર્વાચીન પદ્ધતિઓમાં કારખાનાંવાળા, મૂડીવાળા, અને મજૂરો એવા જુદા જુદા વર્ગો પડેલા છે અને

સમાજની ઔદ્યોગિક ઉન્નતિની સાથે આવી જાતનું પરિણામ થાય એ અપરિહાર્ય છે એમ પાછળ બતાવાઇ ગયું છે. પરંતુ આ પદ્ધતિમાં મજૂરોને તેમની મહેનતનો યોગ્ય બદલો મળતો નથી અને મૂડીવાળાને મળવો જોઇએ તે કરતાં વધારે બદલો મળે છે. હવે આધુનિક કાળમાં મૂડી અને મહેનત એ બેમાં પડી ગયેલા અંતરને કાઢી નાખવાના હેતુથી સહકારનું નવું ઉત્પાદક તત્ત્વ દાખલ થયેલું છે. સહકારના તત્ત્વથી ચાલતાં કારખાનાંમાં મજૂરો તથા મૂડીવાળા કે કારખાનાંવાળા એવા ભિન્ન ભિન્ન વર્ગો હોતા નથી. મજૂરો પોતાની જ મૂડી પર અને પોતાની જ જવાબદારી પર કારખાનાં ચલાવે છે. સારાંશ કે સહકારના તત્ત્વથી ચાલતાં કારખાનાં તે કે જેમાં મજૂરો અને માલિકો એક હોય, મજૂરોને પોતાની મજૂરી ઉપરાંત કારખાનાના નફામાંથી ભાગ પણ મળે. પરંતુ ઉત્પત્તિને અર્થે આધુનિક કાળમાં કારખાનાંવાળાઓમાં કેટલા માનસિક, નૈતિક વગેરે ગુણોની જરૂર હોય છે એ આપણે પાછળ જોઇ ગયા. એ ઉપરથી કારખાનાંમાં મૂડીવાળાઓ વગર ચલાવી શકાશે, પરંતુ કારખાનદારો વગર ઘડી પણ ચલાવી શકાશે નહિ, કારણકે તેમની દેખરેખ વગર પ્રચંડ કારખાનાંનાં યંત્ર તરત બંધ પડી જાય. મજૂરોએ સહકારી તત્ત્વ ઉપર કાઢેલાં કેટલાંક ઉત્પાદક કારખાનાં સારી રીતે ચાલે છે એ વાત ખરી છે, તોપણ એ વાત અપવાદરૂપ છે. છતાં એકંદર રીતે જોતાં સહકારના તત્ત્વને આ ઉત્પાદનની બાબતમાં જોઇએ તેટલી સફળતા મળેલી નથી અને મળવી શકય પણ નથી, એ વાત પાછળના વિવેચન ઉપરથી જણાઇ આવશે. દ્રવ્યની વહેંચણીમાં માત્ર આ તત્ત્વ ઘણું ફાયદાકારક છે અને એનાથી હિતકારક પરિણામો આવેલાં છે એ વાત નિર્વિવાદ છે.

હાલનાં કારખાનાંની પદ્ધતિમાં મજૂરો કારખાનાંમાં તન દઇને કામ કરી શકે એમ હોતું નથી, કારણકે તેમની મજૂરી બાંધણીથી

મુકરર કરેલી હોય છે. એ ઉપરાંત કારખાનાં પોતાનાં છે એ ભાવના મજૂરોમાં હોતી નથી. હાલનાં પ્રચંડ કારખાનાંની પદ્ધતિનો આ દોષ નફો વહેંચી આપવાની પદ્ધતિથી નાબૂદ કરવામાં આવેલો છે. આ નફો વહેંચી આપવાની પદ્ધતિનો વિચાર ટૂંકમાં આ પ્રકરણમાં જ કરી લઇએ.

જે પ્રમાણે સહકારની કલ્પનાના જન્મ માટે ઇંગ્લંડને માન ઘટે છે તે પ્રમાણે નફો વહેંચી આપવાની પદ્ધતિ શોધી કાઢવા માટે ફ્રેંચ લોકોને માન ઘટે છે. ફ્રાન્સમાં લેકલેઅર નામનો એક ઘર રંગનારો હતો. એ પારિસ શહેરમાં ધંધો કરતો હતો. પોતાના ધંધામાં એ ૩૮૦ મજૂરો કામે લગાડતો હતો. એણે જોયું કે મજૂરો કાળજી વગરના અને બેદરકાર હોય છે. આ કામ જો તેઓ કાળજીથી અને ખંતથી કરે તો એમની આ કર્તવ્યદક્ષતાને લીધે દરરોજ ૬ પેન્સ નફો થાય અને હથિયારો તથા રંગ વગેરે માલનો બગાડ તથા વ્યર્થ વ્યય ન કરે તો રા પેન્સ રોજના બચે. આંકડાઓ ગણીને તેણે એવું અનુમાન કાઢ્યું અને બધો વધારાનો નફો મજૂરોને વહેંચી આપવાનો વિચાર કર્યો. તેણે ૧૮૪૨માં પોતાનો વિચાર મજૂરોને જણાવ્યો. કાળજી અને ખંતથી કામ કરતાં જે વધારે નફો—દરરોજ ૮ાા પેન્સ લેખે એટલે દર વર્ષે ૧૧ પાઉન્ડ—થાય તે બધો તમને મળશે, માત્ર તમારે તે તમારી પોતાની મહેનત અને ખંતથી મેળવવો જોઇએ. મજૂરોને વિશ્વાસ બેસે તે માટે ત્યાં ને ત્યાં જ એણે ૪૪ મજૂરોને—જેમણે કાળજીથી ખંતથી અને કરકસરથી પોતાનું કામ કર્યું હતું તેમને—ગયા વર્ષ માટે એમણે મેળવેલો વધારાનો નફો વહેંચી આપ્યો. લેકલેયરની આ પરોપકારી કૃતિથી બધા મજૂરોનો તેના પર વિશ્વાસ બેઠો અને એમને રંગવાનું કારખાનું પોતાનું છે એમ લાગવા લાગ્યું. ત્યારથી લેકલેયરનું કારખાનું ધમધોકાર ચાલવા માંડ્યું. આ પદ્ધતિથી મજૂરોને ફાયદો થયો એટલું જ નહિ પણ રંગના કારખાનાના

માલિક લેકલેયરને પણ ઘણો ફાયદો થયો. એને કારખાનામાં દેખરેખ રાખવાનું ખર્ચ ઘણું ઓછું આવવા લાગ્યું, એ ઉપરાંત એનું ઘર રંગવાનું કામ બીજાઓ કરતાં ઘણું જ સુંદર અને ટકાઉ થવા લાગ્યું. આથી એને ત્યાં ઘરાકોની અતિશય ભીડ થવા લાગી. લેકલેયરે નફો વહેંચી આપવાનો આ ક્રમ એકસરખો ચાલુ રાખ્યો. આગળ ઉપર લેકલેયરના કારખાનાના મજૂરોએ એક પરસ્પર સહાયકારી મંડળ કાઢ્યું અને તેમાંથી અવસ્થાને લીધે કામ કરવાને અશક્ત થયેલાઓને પેન્શન આપવાની વ્યવસ્થા કરી, તેમજ કોઈ મજૂર માંદો પડે ત્યારે તેને કંઈક મદદ આપવાનું પણ નક્કી કર્યું. લેકલેયરના ઉત્તેજનથી મજૂરોને સુધારવાની બીજી ઘણી યોજનાઓ આ સંસ્થાએ કરી. આગળ જતાં આ સંસ્થાની બીજાં શહેરોમાં શાખાઓ નિકળી. સારાંશ કે, જે પ્રમાણે રૉચડેલ પાયોનીઅર્સ વણકરોની સંસ્થા ન્હાના પ્રમાણ પર શરૂ થઈ આગળ જતાં તેને પ્રચંડ સ્વરૂપ પ્રાપ્ત થયું, તે જ પ્રમાણે લેકલેયરના સાદા ધંધાનું પણ બન્યું. એટલા બધા પ્રચંડ ધંધાનું કામ એટલી બધી સુંદર અને વ્યવસ્થિત રીતે ચાલતું કે લેકલેયરના મરણ પછી પણ આ રંગના કારખાનાની કીર્તિ કાયમ રહી અને પ્રગતિમાં જરા પણ ખલેલ પડી નહિ.

આ નફો વહેંચી આપવાનું તત્ત્વ પણ ઘણા ધંધાઓમાં પ્રસર્યું. આ તત્ત્વથી મૂડી અને મહેનત એ બેમાં સહાનુભૂતિ રહે છે અને મહેનત કરનારાં માણસોને હોંશથી અને ખંતથી કામ કરવાનું મન થાય છે. પ્રચંડ કારખાનાંની પદ્ધતિમાં એક મોટો દોષ એ છે કે તેમાં મજૂરવર્ગનું કારખાનામાં મન ચોંટવા અને એનામાં કાળજીથી કામ કરવાની બુદ્ધિ પેદા થવા માટે કાંઈ સબળ કારણ હોતું નથી. એમના પર કોઈ પણ જાતની જવાબદારી હોતી નથી. કરાર પ્રમાણે અમુક કલાક માટે ફાવે તેમ કામ કરી આપ્યું એટલે થયું. એને નક્કી કરેલી મજૂરી તો મળવાની જ. જે

વધારે કાળજીથી કામ કરે તેને વધારે ફાયદો થાય એવું તો કંઈ છે જ નહિ. એને પણ બીજા પ્રમાણે જ મજૂરી મળવાની. જે પ્રમાણે ખેતરનો માલિક પોતે ખેતી કરે અને એક મજૂર પાસે કરાવે એ બેમાં ફરક પડે છે, એકને પોતાની મહેનતનો બદલો પોતાને જ મળશે એવી ખાત્રી હોય છે ત્યારે બીજાને ખેતીના પેદાશની સાથે કાંઇ સંબંધ હોતો નથી, તે જ પ્રમાણે ભાડુતી માણસ અને માલિકીની ભાવના વાળો માણસ એ બેની મહેનતમાં ફરક છે. આ નફો વહેંચી આપવાની પદ્ધતિથી મજૂરોની ભાડુતી વૃત્તિ કેટલેક અંશે ઓછી થાય છે અને તેમને કારખાના માટે એક પ્રકારનું પોતીકાપણું લાગવા માંડે છે. કારખાનું યશસ્વી રીતે ચાલે એની એ કાળજી રાખે છે અને પોતાનું કામ હોંશ ખંત અને કાળજી પૂર્વક કરે છે. આમ આ તત્ત્વથી તેમની કાર્યકુશળતા વધે છે અને એથી નફો પણ ઘણો વધારે થાય છે.

સહકારી તત્ત્વ જેટલો આ તત્ત્વનો પ્રચાર થયો નથી. પરંતુ જે જે ધંધામાં નફો છે ત્યાં ત્યાં કારખાનાંવાળા અને મજૂરો બંનેનો આવક વધી છે એમાં શંકા નથી. પણ આ તત્ત્વનો અમલ કરવાનું કારખાનાંવાળાઓના હાથમાં રહ્યું અને પોતાના હિતની દૃષ્ટિએ એમને એની એટલી બધી જરૂર નહિ, આથી જ સહકારી તત્ત્વ જેટલો આ તત્ત્વનો પ્રચાર થયો નથી અને થવો શક્ય પણ નથી.

નફો વહેંચી આપવાનું તત્ત્વ અમલમાં લાવવાનું કામ મજૂરોના હાથમાં હોતું નથી, એ આપણે ઉપર જોઇ ગયા. તેથી આ તત્ત્વનો અંતર્ભાવ ખરી રીતે જોતાં સ્વાવલંબનના ઉપાયોમાં થઇ શકે નહિ. તોપણ ઉત્પાદક સહકારપદ્ધતિ અને આ પદ્ધતિમાં થોડીઘણી સમાનતા હોવાને લીધે એનો આ પ્રકરણમાં વિચાર કર્યો છે.

માણસને શિક્ષણને લીધે એકવાર પોતાની દુ:ખી સ્થિતિનું ાન થાય અને એ સ્થિતિ સુધારવાની ઇચ્છા ઉત્પન્ન થાય ત્યારે ાણસ બધી બાજુએથી પ્રયત્ન કરવા માંડે છે. ઇંગ્લંડ, યુરોપ ને બીજા દેશોના મજૂરોની આવી જ સ્થિતિ થઈ છે અને થી સ્વાવલંબનના અનેક માર્ગો તેમણે ખોળી કાઢ્યા છે.

પાછલા અને આ પ્રકરણમાં મળીને જે એ પ્રયત્નોનું વર્ણન ર્યું છે, એટલે કે મજૂરસંઘ અને સહકારી સંસ્થાઓ એ બન્ને યત્નોનું પરિણામ મજૂરોની આવક વધવામાં આવે છે એ દેખીતું . પરંતુ એ ઉપરાંત બીજી બે જાતની સંસ્થાઓ યુરોપમાં અને ગ્લંડમાં નિકળેલી છે. એમનો ઉદ્દેશ મજૂરોની પેદાશ વધારવાને દલે એમના પેદાશમાંથી કરકસરથી પૈસો બચાવી મજૂરોની ાર્થિક સ્થિતિ સુધારવાનો છે. આમાંથી પહેલી જાતની સંસ્થાઓ ર બાંધવામાં મદદ કરનારી સંસ્થાઓ છે. આ મંડળો મજૂરોનાં રો બાંધવા માટે હલકે વ્યાજે પૈસા હપ્તે હપ્તે પાછા લે છે. ા મંડળોને લીધે મજૂરોમાં કરકસરના ગુણને ઉત્તેજન મળ્યું છે ને ઘણા મજૂરોને જોઇએ તેવાં હવાઅજવાળાવાળાં ઘરો ળ્યાં છે. આ પદ્ધતિનો પ્રચાર ઇંગ્લંડમાં ઘણો જ થએલો છે.

બીજા પ્રકારની સંસ્થાઓ કહી તે વીમો ઉતારવાની સંસ્થાઓ, કટના સમયમાં મજૂરોને પૈસાની મદદ કરનારી સંસ્થાઓ, અને મની બચત અનામત રાખનારી સંસ્થાઓ, તથા એકંદર રીતે ક બીજાને દરેક જાતની મદદ કરનારી 'બંધુસમાજ' નામની સ્થાઓ છે. આ સંસ્થાઓને લીધે પણ મજૂરવર્ગનું ઘણું યાણ થએલું છે. પરંતુ ઉપર જે બધી સંસ્થાઓનું સવિસ્તર ર્ણન આવી ગયું તે પછી આ સંસ્થાઓનું વધારે વર્ણન આપવાની રૂર રહેતી નથી.

આ બન્ને પ્રકરણોમાં વર્ણવેલી સંસ્થાઓ હિંદુસ્તાનમાં હજી ખલ થઇ નથી એમ કહીએ તો ચાલે. આ અભાવનાં બે કારણો

છે. પ્રથમ તો જે ઔદ્યોગિક પરિસ્થિતિમાં આવી સંસ્થાઓ નિકળે છે એવી પરિસ્થિતિ હજુ હિંદમાં ઉત્પન્ન થએલી નથી. પાછળ એક વાર કહેલું જ છે કે હિંદુસ્તાન હજી પણ ઘણુંખરૂં ખેતી પર જ નભે છે. ઔદ્યોગિક પ્રવૃત્તિ દિવસે દિવસે વધવા લાગી છે એ ખરૂં છે, પરંતુ હજી બધા ધંધા લગભગ ઘરગથ્થુ સ્થિતિમાં છે. પ્રચંડ કારખાનાંની પદ્ધતિ અહીં હજુ અપવાદરૂપે જ છે. આથી મીલોના અથવા કારખાનાંના મજૂરોનો એક મોટો વર્ગ હજુ અહીં ઉભો થયેલો નથી. કેટલાંક શહેરોમાં આવો સ્વતંત્ર વર્ગ બનતો જાય છે. બીજું કારણ એ છે કે આ મજૂરવર્ગમાં કેળવણીનો પ્રચાર થએલો નહિ હોવાથી પોતાના પ્રયત્નોથી પોતાની સ્થિતિ સુધારવાની કલ્પના તેમનામાં પેદા થઇ નથી. મુંબઇની મીલોના મજૂરો અને કામદારો બીજા મજૂરોના પ્રમાણમાં ઘણા આગળ વધેલા ગણાય. એમનામાં થોડી જાગૃતિ આવવા લાગી છે અને તેથી મુંબઇમાં હમણાં હમણાં મજૂરસંઘની શરૂઆત થએલી છે. આ મજૂરસંઘ તરફથી એક સુશિક્ષિત ગૃહસ્થ યુરોપ અને અમેરિકાના મજૂરોની સ્થિતિનું અવલોકન કરવા અને ત્યાંની મજૂર લોકોની સંસ્થાઓનું પ્રત્યક્ષ જ્ઞાન મેળવવા ગયેલા છે એ ખુશી થવા જેવું છે, પરંતુ આવી સંસ્થાઓ મજૂરવર્ગમાં કેળવણીનો પ્રચાર વધારે થયા વગર વધી શકશે નહિ અને આ પ્રચાર થવા માટે પ્રાથમિક શિક્ષણ મફત અને ફરજીયાત થવું જોઇએ. આવતા જમાનાના મજૂરવર્ગને પ્રાથમિક શિક્ષણ મળેલું હશે. કેળવણીને પરિણામે કુદરતી રીતે જ તેમને આવી સંસ્થાઓની આવશ્યકતા લાગવા માંડશે.

---

# પ્રકરણ ૧૫મું

## સહકારી મંડળો

પાછલા બે પ્રકરણોમાં જે સંસ્થાઓને વિષે કહેવામાં આવ્યું છે તે સંસ્થાઓ અને તે તત્ત્વો ઔદ્યોગિક બાબતમાં ઘણા આગળ વધેલા ઇંગ્લંડ દેશમાં ઘણુંખરૂં પ્રાદુર્ભૂત થયેલાં છે, કારણ કે ઇંગ્લંડમાં ખેતી તેમજ હુન્નરઉદ્યોગ બન્ને મોટા પ્રમાણમાં ચાલે છે. આ પદ્ધતિમાં મૂડીની આવશ્યકતા ઘણી છે. ઇંગ્લંડ દેશને યુરોપના બીજા દેશો કરતાં વહેલું ઔદ્યોગિક શ્રેષ્ઠત્વ પ્રાપ્ત થવાથી ત્યાં દ્રવ્યની ખૂબ વૃદ્ધિ થઈ અને મૂડી એટલી બધી વધી પડી કે ઇંગ્લંડ દુનિયાના ઘણાખરા દેશોને મૂડી પૂરી પાડવા લાગ્યું. પ્રચંડ પદ્ધતિમાં કારખાનાંવાળા અને મજૂરોની વચ્ચે ભેદભાવ ઉત્પન્ન થાય છે અને મજૂરોની સ્થિતિ કારખાનાંવાળા જેટલી સારી ન હોવાથી સમાજમાં દ્રવ્યની વહેંચણીમાં વિષમતા પેદા થાય છે. તે દૂર કરવા માટે પાછલાં બે પ્રકરણોમાં વર્ણવેલી સંસ્થાઓ અને તત્ત્વો ઇંગ્લંડમાં પ્રથમ ઉદ્ભવ્યાં એ યોગ્ય જ હતું.

આ ભાગમાં જે સંસ્થાનું વર્ણન કરવાનું છે તે જ માત્ર ઇંગ્લંડમાં પ્રથમ ઉદ્ભવી નથી. એ પદ્ધતિની શોધનું માન જર્મનીને છે. સહકારી મંડળના તત્ત્વનો ઉદય થયાને ભાગ્યે બાસઠ વર્ષ થયાં હશે, પરંતુ એટલા બે પેઢીના કાળમાં એણે દુનિયામાં મોટી ક્રાન્તિ કરી મૂકી છે. જગતમાં એ એક ગરીબ લોકોનાં દુઃખ ફીટાડનારી, એમની શાખ વધારનારી અને નવીન સંપત્તિ ઉત્પન્ન કરનારી પ્રચંડ શક્તિ અવતરી છે. જે

સાલમાં આ તત્ત્વનો ઉદય થયો તે જ સાલમાં કૅલિફોર્નિયામાં સોનાની ખાણ હાથ લાગી હતી. પણ એ જડ સોનાની ખાણોએ જગતમાં માત્ર લડાઈ અને ટંટાફિસાદ ઉત્પન્ન કર્યાં, જ્યારે આ તત્ત્વે તો જગતનું કલ્યાણ કરી દુનિયામાં સુખસન્તોષ અને શાન્તિનો પ્રસાર કર્યો; આટલો આ એકી વખતે શોધાએલી બે વસ્તુઓ વચ્ચેનો વિરોધ છે.

સહકારી મંડળના તત્ત્વની શોધ પ્રથમ જર્મનીમાં થઈ એ ઉપર કહેલું જ છે. જર્મનીની પરિસ્થિતિ એ તત્ત્વની શોધને અનુકૂળ હતી. જર્મનીમાં ઇંગ્લંડની પ્રચંડ ખેતીની પદ્ધતિ નહોતી. ત્યાં ખેડૂતો પોતાનાં ન્હાનાં ન્હાનાં ખેતરોમાં ખેતી કરી તેમાંથી પેટ ભરતા હતા. આ વર્ગ અતિ દરિદ્રી હતો એટલું જ નહિ પણ ભારે વ્યાજના કરજમાં ડૂબેલો પણ હતો. એ વર્ગની પાસે પોતાની ખેતી સુધારવાને મૂડીનું સાધન ન હતું, અને એ મૂડી કરજે લે એટલી એમની શાખ પણ ન હતી. મ્હોટે ભાગે એ જ સ્થિતિ ઘરગથ્થુ ઉદ્યોગ કરનારા કારીગરો અને ધંધાદારીઓની હતી. એટલે આ લોકોની સાંપત્તિક સ્થિતિ શી રીતે સુધારવી એ મોટો વિકટ સવાલ હતો. ઇંગ્લંડમાંના પ્રશ્નો કરતાં આ પ્રશ્ન બહુ જ જૂદી જાતનો હતો એ સ્પષ્ટ છે. ઇંગ્લંડમાં મજૂરવર્ગને મજૂરી ઓછી મળવા લાગી ત્યારે કારખાનાવાળાઓ પાસેથી વધારે મજૂરી મેળવવા માટે તેમણે મજૂરસંઘો કાઢયા. પણ આ લોકોની સ્થિતિ તો નિરાળી જ હતી. તેઓ સ્વતંત્ર ધંધાદારી હતા ખરા, પરંતુ એમની પાસે સંપત્તિ ઉત્પન્ન કરી પોતાની સ્થિતિ સુધારવાને સાધન ન હતાં. એમની પાસે મૂડી પણ નહોતી, તેમ મૂડી કરજે કાઢે એટલી તેમની શાખ પણ નહોતી. તેથી એવા લોકોએ પોતાના ધંધામાં સુધારો કરવાને મૂડી ક્યાંથી લાવવી એ જર્મનીમાં ભારે પ્રશ્ન થઈ પડ્યો હતો. એ પ્રશ્ન આ સહકારી મંડળોએ ઉકેલ્યો. ત્યારે હવે આ મંડળોનું મૂળ તત્ત્વ શું છે એ પહેલાં જોઈએ.

આ મંડળોની પદ્ધતિ શોધી કાઢવાનું માન બે જર્મન ગૃહસ્થોને આપવું જોઇએ. તેમનાં નામ રેફેસિન અને સ્કૉટ્સ ડેલીચ છે. બંને જણ કેટલોક વખત જર્મન સરકારની નોકરીમાં હતા. બંનેને ખેડૂતોની અને કામદારોની દીન અવસ્થા પ્રત્યક્ષ અવલોકનથી જણાઈ હતી. બંનેનાં હૃદય આ ગરીબ લોકોનાં દુઃખ જોઈ બળતાં હતાં. બંનેએ ખેડૂતોની અને કામદારોની આ ગરીબી ફીટાડવાને આખી જીંદગીભર શ્રમ કર્યો. એ શ્રમનું ફળ તે આ સહકારી મંડળો છે. આ મંડળોના બે વર્ગ છે. એ બે વર્ગ આ બે ગૃહસ્થોએ જૂદા જૂદા શોધી કહાડયા અને અસ્તિત્વમાં આણ્યા એમ કહીએ તોપણ ચાલે. બંને પ્રકારના મંડળોમાં એકંદરે સામાન્ય વ્યવસ્થા સરખી જ છે. માત્ર એકમાં સભાસદો પર મંડળની અમર્યાદિત જવાબદારી હોય છે, પણ મૂડીમાં તેમનો ભાગ હોતો નથી. બીજીમાં મૂડીમાં તેમનો ભાગ હોય છે પણ જવાબદારી મર્યાદિત હોય છે.

જર્મનીમાં ૧૮૪૮ના અરસામાં મોંઘવારી થઈ હતી. તેને લીધે ખેડૂતોની સ્થિતિ ઘણી જ કફોડી થઇ ગઇ. તે વેળા રેફેસિને પોતાની સરકારી નોકરી છોડીને ૧૮૪૯માં પહેલું મંડળ કાઢયું અને ત્યારથી તે મરણપર્યન્ત, એટલે સુમારે ચાળીસ વર્ષ સુધી, તેણે પોતાની સર્વ શક્તિ સહકારી મંડળો કાઢવામાં, તેના તત્વનો લોકોમાં પ્રચાર કરવામાં અને એના ફાયદા લોકોના મનમાં ઠસાવવામાં ગાળી. સ્કૉટ્સ ડેલીચે પણ એ જ ક્રમ આદર્યો. એકે ગામડાંના ખેડૂતો તરફ વિશેષ લક્ષ આપ્યું, તો બીજાએ શહેરના કામદારોની સ્થિતિ તરફ લક્ષ આપી તેમનામાં આવાં મંડળો સ્થાપવાનો ઉપક્રમ કર્યો. આ કારણે લૌકિક દૃષ્ટિએ ગામડાંનાં મંડળો અને શહેરનાં મંડળો એવા બે વર્ગ કરવામાં આવે છે. પણ ખરેખર એ બેમાં સામાન્ય તત્ત્વ એક જ હોવાથી આપણે અહીંઆં એ બંનેનું એકઠું જ પરંતુ વિસ્તારથી વિવેચન કરીશું.

સહકારી મંડળોમાં કયું તત્ત્વ નવીન છે અને એનો એટલો બધો શો લાભ છે એ જોવાને માટે એમાંના પ્રત્યેક પદનો થોડોક વિચાર કરવો જોઇએ. મંડળોનાં સ્વરૂપ, એમનું કામ અને એના ઔદ્યોગિક પરિણામનું વર્ણન હવેના પ્રકરણમાં કરવાનું છે. પરંતુ હમણાં આપણે એ સંસ્થાઓની વ્યાવહારિક માહીતી ગૃહીત માનીને ચાલીએ. આ મંડળો ખૂબ મોટા પ્રમાણમાં પૈસાની લેવડદેવડ કરે છે; વેપારીઓને પૈસા ધીરે છે; લોકોની થાપણો રાખે છે. પણ આ મોટાં મોટાં અને પ્રચંડ પ્રમાણ પર ચાલતાં મંડળોથી ગામડાંમાં રહેનારા અત્યંત ગરીબ લોકોને ફાયદો થઈ શકતો નથી. કારણ આ પેઢીઓ મોટા શ્રીમન્ત અને આબરૂદાર લોકોને ઘરાણે કે એવી બીજી રીતે પૈસા આપે છે, પણ ગરીબ માણસને તો શાખ જ હોતી નથી. કારણ શાખ એટલે પોતાની પાસેની સ્થિર અથવા સ્થાવર મિલ્કત તથા મૂડીના જોર પર રોકડ કરજ મેળવવાનું તથા ઠરેલે વખતે તે કરજ પાછું વાળવાનું સામર્થ્ય. હવે અત્યંત ગરીબ લોકો પાસે એવી સ્થાવર મિલ્કત અથવા સ્થિર મૂડી થોડી જ હોય છે. તેથી તેમને આવા લોકો પાસેથી કરજે પૈસા મળવા શકય જ નથી. મંડળવાળાઓને પતીજ પડે એવી શાખ આ લોકોની હોતી નથી. એટલે એવા ગરીબ ખેડૂતોને અને ગરીબ કામદારોને જો કરજે પૈસા કાઢવાનો પ્રસંગ આવે તો તેમને ભારે વ્યાજે પૈસા કાઢવા પડે છે; કારણ પોતાના પૈસા પાછા આવશે કે નહિ એની શાહુકારોને ખાત્રી નથી હોતી. જે પ્રમાણે જોખમભરેલા અથવા સટ્ટાના વેપારમાં માણસ ફક્ત વધારે નફાની આશાએ જ પડે છે તે પ્રમાણે આવા લોકોને ઝાઝા વ્યાજની લાલચે જ શાહુકારો આવાં નાણાં ધીરવાને તૈયાર થાય છે. પરંતુ આવા ભારે વ્યાજના કરજ નીચે આ ગરીબ લોકો છેક કચડાઇ જાય છે અને દિવસે દિવસે એમની દશા વધારેને વધારે કંગાલ બનતી જાય છે. તેથી એમનામાં સુધારો થવા માટે તેમને ઉત્પાદક કામ માટે બહુ હલકે વ્યાજે

પૈસા મળવા જોઇએ; એટલે તેઓ વ્યાજમાં ડૂબી નહિ જાય તેમજ તેમનાં ખેતરોની યા ધંધાની ઉપજ વધતાં તેઓ સ્હેલાઇથી કરજ અને વ્યાજ પાછાં વાળી શકશે. એમ થશે એટલે એમની સ્થિતિ દિવસે દિવસે સુધરતી જશે. પરંતુ તેમને હલકે વ્યાજે પૈસા મળે તે માટે તેમની શાખ વધવી જોઇએ. પ્રત્યક્ષ માલમત્તા વધેલી ન હોય છતાં શાખ વધારવી શી રીતે એ પ્રશ્ન પહેલાં તો વિકટ કોયડા જેવો જ ભાસે છે. પણ સહકારી મંડળના તત્ત્વે આ વિકટ પ્રશ્ન ઉકેલ્યો છે અને તેથી આ તત્ત્વને આટલું વિલક્ષણ મહત્ત્વ મળ્યું છે. સહકારી મંડળોનું રહસ્ય પણ સંઘશક્તિમાં છે. છૂટાછવાયા ખેડૂતની યા કામદારની શાખ ન હોય, પણ એવા ઘણા જ ખેડૂત અને કામદાર એકઠા થાય અને સૌના કરજની અમર્યાદિત જવાબદારી સર્વે લે એટલે એ સંકલિત સંઘની શાખ પુષ્કળ જ વધે છે. અને પછી એવા સંઘને હલકે વ્યાજે પૈસા કરજે મળે છે. આ કારણથી જ આ મંડળોમાં—નિદાન એક પ્રકારનાં મંડળોમાં તો અમર્યાદિત જવાબદારીને ઘણું મહત્ત્વ અપાયું છે. જેમ સહકારી દુકાનની સફળતાનું ખરું રહસ્ય રોકડ વ્યવહારની પદ્ધતિમાં છે તે જ પ્રમાણે આવાં નાનાં મંડળોની સફળતાનું રહસ્ય અમર્યાદિત જવાબદારીમાં છે. તેથી રૅફાઇઝન ડેલીચે આ અમર્યાદિત જવાબદારી પર ખાસ ભાર મૂક્યો છે. હાલના વખતમાં આ તત્ત્વ પર સ્થપાએલાં ઘણાં મંડળો મર્યાદિત જવાબદારી-વાળાં હોય છે એ ખરું અને રૅફાઇઝને કાઢેલાં મંડળોમાં પહેલેથી જ અમર્યાદિત જવાબદારી પર કાઢવામાં આવતાં છતાં પણ સહકારી મંડળોની યશસ્વિતાનું એક મુખ્ય કારણ અમર્યાદિત જવાબદારી છે એ નિર્વિવાદ છે. યશસ્વિતાનું બીજું કારણ સભાસદોની પસંદગી છે. હવે એવા એકાદ સહકારી મંડળનું સામાન્ય વર્ણન આપીએ એટલે એનું સ્વરૂપ ધ્યાનમાં આવશે.

ધારો કે તમારે એક ગામડામાં એવું એક મંડળ સ્થાપન કરવું છે. પછી એવા ગામડામાં જઇ ખેડુતોની એક સભા ભરી તેમની આગળ આ મંડળોના મહત્ત્વનું વર્ણન કરીને એમનું મન આવી પેઢીઓ કાઢવા તરફ તમે વાળો એટલે પાંચ પચીસ જણુ ભેગા થઇને આવા મંડળની સંસ્થા સ્થાપન કરે છે. આ સંસ્થા પૂર્ણપણે પ્રતિનિધિક તત્ત્વ પર ચલાવવાની હોય છે; અને આ વાત અત્યંત સ્પષ્ટ પણ છે. સભાસદો પોતામાંથી એક મન્ત્રી, એક પ્રમુખ અને એક સમિતિ નીમે છે. મંડળની મૂડી સભાસદો પાસેથી છેક નાના નાના ભાગો લઇને ભેગી કરવામાં આવે છે. એટલે દર મહિને ચાર આના જેટલો હપ્તો હોય અને દરેક ભાગ એક રૂપીઆનો હોય કોઈ પણ માણસ એક ઠરાવેલી સંખ્યાથી વધારે ભાગ ન લે એવો નિયમ હોય છે. એનો ઉદ્દેશ મંડળ એક શ્રીમન્ત માણસના તાબામાં જતું ન રહે એ હોય છે. ઉપર કહ્યું જ છે કે જ્યાં ભાગથી મૂડી એકઠી કરવામાં આવે છે ત્યાં મોટે ભાગે દરેકના ભાગની કિંમત જેટલી અથવા કિંમતથી અમુકગણી ખોટની જવાબદારી સભાસદ પર હોય છે. જ્યાં ભાગ નથી હોતા અથવા બહુ જ નાના હોય છે ત્યાં ઘણું કરીને અમર્યાદિત જવાબદારી હોય છે. આવી રીતે મંડળ સ્થાપન થયું એટલે ખાધેપીધે સુખી લોકોની પાસેથી તેમજ સભાસદો પાસેથી મંડળમાં થાપણુ લેવાની તજવીજ કરવામાં આવે છે અને મંડળ સારા સાચી દાનતવાળા લોકોના હાથમાં હોય એટલે એ વિશ્વાસપાત્ર તો હોય, તેથી લોકો તેમાં થાપણુ મૂકવા લાગે છે અને દેશના ગરીબ લોકોને અપ્રત્યક્ષ રીતે મદદ કરવાની આ એક નવી સગવડ સુખી અને શ્રીમન્ત લોકોને મળે છે. કારણ કે આમાં સ્વાર્થ અને પરમાર્થ એ બંને સધાય છે. પોતાની થાપણુ પર થોડુંક વ્યાજ મળે તેમજ એ મારફતે આ મંડળને એ આવશ્યક મૂડીમાં ઉમેરો થાય છે. આ મંડળોની મૂડી જમા કરવાનો બીજો રસ્તો

મંડળની સંયુક્ત શાખ પર—અને ઉપર કહ્યું તે કારણે એ શાખ સંઘશક્તિથી, અમર્યાદિત જવાબદારીના તત્ત્વથી અને સભાસદોની યોગ્ય પસંદગીથી ખૂબ વધે છે—કરજ કાઢવું એ છે. તે ઉપરાંત દરેક પેઢી પોતાના નફામાંથી રિઝર્વફંડ ઉભું કરે છે. કાળે કરીને એ મૂડી પણ મોટી થાય છે અને મંડળને બહુ ઉપયોગી થઇ પડે છે. આ પ્રમાણે થાપણ પોતાની પાસે રાખવી, પોતાની સંયુક્ત શાખ પર દેવું કરવું અને છેવટે પોતાના નફામાંથી સિલક સંઘરી રાખીને રકમ ભેગી કરવી, એ મૂડી ભેગી કરવાના ત્રણ માર્ગ થયા.

હવે નાણાં ધીરવાની રીત તપાસીએ. આવાં મંડળોનો પહેલો નિયમ એ હોય છે કે નવો સભાસદ બનાવતી વખતે એના ચરિત્રની પ્રામાણિકતાની અને હેતુની સારી પેઠે તપાસ કરીને પછી એને સભાસદ બનાવવો અને મંડળના સભાસદ વગર બીજાને નાણાં ધીરવાં નહિ. નાણાં ધીરતી વખતે એ શા માટે જોઇએ છે તેની તપાસ કરવાનો વ્યવસ્થાપક મંડળને અધિકાર હોય છે. બળદ લેવા માટે, બીઆં માટે, ભારે વ્યાજનું જૂનું દેવું પતાવવા માટે, કૂવો ખોદાવવા માટે અથવા ખેતીનું એકાદું ઓજાર લેવા માટે અથવા બીજા કોઈ ઉત્પાદક કામ માટે નાણાં ધીરવામાં આવે છે. આ નાણાં ઉચક જ આપવામાં આવે છે, એને માટે જમીન વગેરે કંઇ ગીરો લખાવી લેવામાં આવતું નથી. ખેડૂત પાસેથી માત્ર એક ચિઠ્ઠી લખાવી લેવામાં આવે છે. વ્યવસ્થાપક મંડળને ખેડૂતના હેતુની તપાસ કરવાનો પૂર્ણ અધિકાર હોવાથી નાણાં ડૂબવાનો સંભવ ઘણો ઓછો રહે છે. વ્યાજનો દર ઘણો હલકો હોય છે. જે વ્યાજે મંડળને બીજા પાસેથી નાણાં મળે છે અથવા જે વ્યાજ એમને અનામત મુકેલાં નાણાં માટે આપવું પડે છે તેમાં મંડળની વ્યવસ્થા માટે થનારા ખર્ચના પ્રમાણમાં થોડોક વધારો કરી, ખેડૂત પાસેથી લેવાનો વ્યાજનો દર નક્કી કરવામાં આવે છે. કારણ કે બીજી નાણાં ધીરનારી પેઢીઓની માફક આ મંડળોનો હેતુ ભારે નફો મેળવવાનો

નથી હોતો, પણ જેમ બને તેમ સભાસદોને હલકા વ્યાજે નાણાં મેળવી આપવાં એ જ એમનો મુખ્ય હેતુ હોય છે.

આ સામાન્ય વર્ણન ઉપરથી વાચકોને રેફેસિનનાં સહકારી મંડળો વિષે કંઇક ખ્યાલ આવી જશે. ઉપર કહ્યું છે કે આવી જાતનું પહેલું મંડળ રેફેસિને ૧૮૪૯માં સ્થાપ્યું, બીજું ૧૮૫૪માં સ્થાપ્યું અને ત્રીજું ૧૮૬૨માં સ્થાપ્યું. આ પછી એ મંડળો ઘણી ઝડપથી વધવા લાગ્યાં અને એ સૌ મંડળોની પ્રગતિ ઘણી આશ્ચર્યકારક રીતે થવા લાગી; તે એટલે સુધી કે પોતાની પાસે એકઠી થએલી મૂડીનું શું કરવું એ એમને એક સવાલ થઇ પડ્યો. આ મંડળોના ઉત્કર્ષને લીધે આખા દેશમાં વ્યાજનો દર ઘટી ગયો અને બધા ખેડુતોનું કલ્યાણ થયું.

સ્કૉટ્સ ડેલીચે મજૂરોનાં મંડળો તરફ ધ્યાન આપ્યું. એ મંડળમાં સભાસદ થવા માટે કંઇક દાખલ ફી ભરવી પડતી અને દરેક સભાસદને મંડળના કેટલાક ભાગ (શેર) લેવા પડતા. બાકીના નિયમો બંને જાતનાં મંડળોમાં લગભગ સરખા જ હતા. સ્કૉટ્સ ડેલીચનાં મંડળોમાં લાંબી મુદત માટે નાણાં ધીરવામાં આવતાં નહિ. સાધારણ રીતે દરેક વખતે ત્રણ મહિના માટે નાણાં ધીરવામાં આવતાં, પણ કંઇ ખાસ કારણ માટે એ મુદત વધારી આપવામાં આવતી. સામાન્ય રીતે ખેડુતોનાં મંડળો કરતાં આ મંડળોમાં કરજની મુદત ઘણી ટુંકી રહેતી.

બંને જાતનાં મંડળોને સરકાર ઘણી છૂટ આપતી. એમના ઉપરનો આવકવેરો માફ કરવામાં આવતો; તેમજ સ્ટૅમ્પની માફી મળતી અને નાણાં વસુલ કરવા માટે ઘણી જાતની સગવડો હતી તથા કોઇ કોઇ વાર સરકાર આવાં મંડળોને ઘણા જ હલકા દરે નાણાં ધીરતી.

આ મંડળોના પ્રચારને લીધે જર્મનીમાં બે જમાના જેટલી ટૂંક મુદતમાં તથા ગરીબ ખેડૂત તથા કામદાર વર્ગની આર્થિક સ્થિતિમાં ઘણો આશ્ચર્યકારક ફેરફાર થઈ ગયો છે એ વાત નિર્વિવાદ છે. જ્યાં પહેલાં અડધાં પડી ગયેલાં ઝુંપડાં હતાં ત્યાં સારાં વ્યવસ્થિત ઘરો નજરે પડવા લાગ્યાં. જે કુટુંબોમાં હમેશાં ખાવાપીવાના સાંસા હોવાથી છોકરાંછૈયાં ભૂખે ટળવળતાં ત્યાં હસમુખાં બાળકોથી ભરેલાં કુટુંબો દેખાવા લાગ્યાં. જ્યાં પહેલાં દેવામાં ડૂબેલાં અને શાહુકારના ગુલામ જેવાં બની ગયેલાં કુટુંબો નજરે પડતાં ત્યાં હવે સ્વતંત્રપણે સારી પેદાશની ખેતી કરતાં સ્વાવલંબી કુટુંબો દેખાવા લાગ્યાં. સારાંશ કે પહેલાં જે સ્થાનો દુઃખ, ગરીબાઇ, સંકટો ને રોગનું ઘર હતાં તેજ સ્થાને હવે લક્ષ્મીનો વાસ થયો છે. જાદુગરની જાદુઇ લાકડીની માફક આ સહકારી મંડળોને લીધે જર્મનીમાં તથા બીજે ઠેકાણે જ્યાં જ્યાં આ મંડળોએ સારી રીતે પગપેસારો કરેલો છે ત્યાં ત્યાં આમપ્રજાની આર્થિક સ્થિતિ ઘણી સુધરી ગઇ છે. એમાં તલભાર શંકા નથી.

---

# પ્રકરણ ૧૬મું

## હિંદુસ્તાનનાં સહકારી મંડળોનો ઇતિહાસ

હિંદુસ્તાનનાં સહકારી મંડળોનો ઇતિહાસ છેક હમણાં હમણાંનો છે. હિંદુસ્તાન સરકારે ૧૯૦૪ની સાલમાં સહકારી મંડળોનો કાયદો કર્યો અને ત્યારથી મંડળોની શરૂઆત થઇ. એને હજુ વીસ વરસ પણ થયાં નથી. હિંદુસ્તાન જેવા વિશાળ દેશના પ્રમાણમાં મંડળોનો આટલો પ્રચાર ઘણો થયો છે એમ કહી નહિ શકાય. સહકારી મંડળોના તત્ત્વની શોધ યુરોપમાં ૧૮૪૮ના અરસામાં થએલી તેની માહીતી અને તેના પ્રસાર હિંદુસ્તાનમાં થવાને પચાસથી વધારે વરસ લાગે એ પ્રથમ દર્શને વિચિત્ર જેવું ભાસે છે. પણ આ કાયડાનો ઉકેલ હિંદુસ્તાનની વિલક્ષણ પરિસ્થિતિથી થાય છે.

હિંદુસ્તાનનું રાજ્ય ૧૮૫૭ પહેલાં ઇસ્ટ ઇંડિયા કંપની પાસે હતું. તે વખતે કંપનીનું લક્ષ હિંદીઓની આંતરિક સ્થિતિ તરફ જવાનો ઝાઝો સંભવ ન હતો. ૧૮૫૮ની સાલમાં કંપની સરકારના હાથમાંથી કારભાર નીકળીને હિંદુસ્તાનનાં રાજ્યસૂત્ર-બહારથી રાણી સરકાર પાસે પણ વસ્તુતઃ— બ્રિટિશ પાર્લામેન્ટ પાસે આવ્યાં અને હિંદુસ્તાનના કારભાર પર બ્રિટિશ પાર્લામેન્ટ તરફથી હિંદી વજીરે દેખરેખ રાખવા માંડી. હિંદુસ્તાનમાં તે વખતથી જ આગગાડી, તાર, પોસ્ટ ઓફીસ તેમજ પાશ્ચાત્ય સંસ્કૃતિની બીજી સંસ્થાઓનો પ્રસાર થયો, પાશ્ચાત્ય વિદ્યા હિંદવાસીઓમાં ફેલાવા લાગી. આ પ્રમાણે બહારથી આ કાળમાં હિંદુસ્તાનની સર્વ પ્રકારે પ્રગતિ થાય છે એમ ભાસેલું. પણ ધીમે ધીમે સુશિક્ષિત લોકોને

દેખાવા લાગ્યું કે હિંદુસ્તાનની આમપ્રજામાં અને ખાસ કરીને ખેડૂત અને કારીગર વર્ગોમાં ગરીબાઇ અને કરજાળુપણું વધતાં જાય છે. છતાં આ બૂમ તરફ પહેલાં તો સરકારનું લક્ષ જ ગયું નહિ. પણ પાછળથી ખેડૂતોના કરજાળુપણા વિષે સરકારની ખાત્રી થઈ. છતાં આ સ્થિતિનો ઉપાય શો કરવો એવું અંગ્રેજ અમલદારોને સૂઝતું નહોતું, કારણ ઇંગ્લંડમાં જાગીરદારી પદ્ધતિ શરૂ થએલી હોવાથી ખેડુતોના દારિદ્ય અને કરજાળુપણાનો સવાલ જ નહોતો. જર્મનીમાં શરૂ થએલાં સહકારી મંડળો વિષે ઇંગ્લંડમાં કોઇને ઝાઝી માહીતી ન હતી. ઇંગ્લંડનાં પ્રચંડ કારખાનાંના કારીગરો અને મજૂરોની સ્થિતિ સારી નહોતી ખરી; પણ તેમાં સુધારો કરવાના ઉપાય કંઇક કાયદાથી ને કંઇક સ્વાવલંબના તત્ત્વ પર યોજવામાં આવ્યા હતા. હિંદુસ્તાનના ખેડુતોની સ્થિતિ સુધરવાને અંગ્રેજ અમલદારોએ પોતાને જાણીતા એવા કાયદાના ઉપાયનો આશ્રય લીધો અને તેથી ખેડવાયા લોકો વિષેનો કાયદો, ખેડૂતોની ઋણ-મુક્તિનો કાયદો, તગાવીનો કાયદો વગેરે કાયદા સરકારે ઘડયા. પણ કાયદાથી ગરીબ અને નિષ્કિંચન ખેડૂતોની શાખ શી રીતે વધે? શાખ નહિ એટલે તો તેમને ભારે વ્યાજે કરજ કરવું પડતું! કાયદાએ ભારે વ્યાજ બંધ કર્યું તોયે જ્યાં સુધી એમની શાખ વધે નહિ ત્યાં સુધી ખેડૂતોને પ્રત્યક્ષ અપ્રત્યક્ષ રીતે ભારે વ્યાજ પડવાનું જ. એટલે આ સઘળા કાયદા અફળ ગયા અને ખેડૂતોની ગરીબાઇ વધતી જ ચાલી. કાયદાનો ઉપાય ભૂલભરેલો હતો. જર્મનીમાં પ્રસાર પામેલાં સહકારી મંડળોના તત્ત્વનો અહીં પણ અંગીકાર કર્યા વિના ખેડૂતોનું અને મજૂરોનું કરજાળુપણું મટવાનું નથી. તેથી એવાં મંડળો કાઢવાની તજવીજ થવાની જરૂર છે એવી સલાહ વેડરબર્ન જેવા દયાળુ અંગ્રેજ અમલદારોએ તેમજ રા૦ સા૦ રાનડે જેવા સંપત્તિશાસ્ત્રી હિંદી સુશિક્ષિતોએ સરકારને આપી. પણ તે વેળા હિન્દી વજીર આ યોજનાની આડે આવ્યા. કર્ઝનની કારકીર્દીમાં

સરકારનું લક્ષ આ ઉપાય તરફ વળ્યું અને જર્મનીમાં સહકારી મંડળોની માહીતી મેળવીને તે ધોરણ પર હિંદુસ્તાનમાં સહકારી મંડળોનો પ્રસાર કરવાને હિંદુસ્તાન સરકારે છેવટે ૧૯૦૪માં સહકારી મંડળોનો કાયદો પસાર કર્યો અને સહકારી મંડળોની સ્થાપના કરવા સારૂ દરેક પ્રાન્ત ખાતે એક એક સહકારી મંડળોના રજિસ્ટ્રારની નીમણુક કરી. ૧૯૦૪ના આ કાયદાની મુખ્ય કલમો નીચે પ્રમાણે છેઃ—

૧. સભાસદોમાં કરકસર અને સ્વાશ્રય ઉત્પન્ન કરવા સારૂ એક જ ગામડામાં કે શહેરમાં રહેનારા યા એક જ જાતના અગર ધંધાના કોઈ પણ દશ કે દશથી વધારે માણસો પોતાનું સહકારી મંડળ બનાવીને તેને આ કાયદાની રૂએ રજીસ્ટર કરાવી શકશે.

૨. આ મંડળનું મુખ્ય કામ પૈસા જમા કરી તે સભાસદોની યા રજીસ્ટ્રારની ખાસ પરવાનગીથી બીજાં સહકારી મંડળોને ધીરવા એ છે. સભાસદો પાસેથી થાપણ લઈને તેમજ બીનસભાસદો પાસેથી, સરકાર પાસેથી કે બીજાં સહકારી મંડળો પાસેથી કરજે લઈને મંડળે પૈસા ભેગા કરવા.

૩. મંડળોના પ્રસાર માટે અને દેખરેખ માટે દરેક પ્રાન્ત ખાતે એક એક સહકારી મંડળોનો રજીસ્ટ્રાર નીમાય.

૪. દરેક મંડળનો હિસાબ રજીસ્ટ્રારે પોતે તપાસવો કે પોતાના હાથ નીચેના લોકો પાસે મફત તપાસાવવો.

૫. મંડળ પડી ભાગે ત્યારે મંડળના સઘળા કરજની જવાબદારી ગામડાના મંડળના સભાસદોને માથે રહે.

૬. ગામડાના પેટામંડળના વ્યવહારમાં થએલો નફો સભાસદોમાં વહેંચવા નહિ; પણ એ સઘળો નફો વરસે દહાડે

અલગ મૂકી છાંડવો. માત્ર આ રાખી મૂકેલું ફંડ નિયમ પ્રમાણે ઠરેલી મર્યાદાની બહાર જાય ત્યારે સભાસદને નફામાંથી કંઇક ભાગ બક્ષીસ તરીકે વહેંચવામાં હરકત નથી.

૭. શહેરનાં મંડળોની બાબતમાં વાર્ષિક નફાનો ચોથો ભાગ અનામત રાખેલા ફંડમાં ભર્યા સિવાય સભાસદોને નફો વહેંચી અપાય નહિ.

આ કાયદાની રૂએ રજીસ્ટ્રારો નીમાયા અને મંડળો કાઢવાના કામની શરૂઆત થઇ. છતાં મંડળોનો પ્રસાર બહુ જ ધીમે ધીમે થતો રહ્યો. પણ પાંચ સાત વર્ષના અનુભવથી આ કાયદાઓમાં જે ખામીઓ જણાઇ તે દૂર કરવાને સારૂ સુધારાનો ખરડો સરકારે ધારાસભા સમક્ષ આણ્યો અને એમાં કંઇ ફેરફાર સાથે અગાઉના કાયદાની જગાએ સહકારી મંડળોનો નવો કાયદો ૧૯૧૨ ની સાલમાં પાસ કરાવી લીધો. આ જ કાયદો અત્યારે ચાલુ છે. આ નવા કાયદામાં વિશેષતા નીચે પ્રમાણેની છેઃ—

૧. આ કાયદાએ કરજને બદલે જૂદા જૂદા કામને માટે (દાખલા તરીકે માલની ખરીદી વેચાણ સારૂ, અનાજ સંઘરવા સારૂ, ખેતીનાં ઓજાર વેચાતાં લઇ તે સભાસદોને આપવા સારૂ) સહકારી મંડળોની સ્થાપના કરવાનો અધિકાર આપવામાં આવ્યો. ટૂંકામાં આ કાયદાથી સહકારી તત્ત્વનો પહેલાંના કાયદા કરતાં ઘણી જ વધારે બાબતોમાં ઉપયોગ થઇ શકવા લાગ્યો.

૨. આ કાયદાએ ગામડાંનાં મંડળ અને શહેરનાં મંડળ એવા વિભાગ હતા તે કાઢી નાંખ્યા. એને લીધે સૌ મંડળોને નફાનો થોડોઘણો ભાગ સભાસદોને આપવાની છૂટ મળી.

૩. આ કાયદાથી સહકારી મધ્યવર્તી મંડળો નીકળવાની સગવડ થઇ. કારણ જેના સભાસદ સહકારી મંડળો છે એવાં

મંડળો રજીસ્ટર કરવાનો આ કાયદાથી અધિકાર મળ્યો.

૪. અનામત સારૂ નફો રાખી મૂકયા પછી રહે તે ચોકખા નફામાંથી સેંકડે દસ ટકા રકમ રજીસ્ટ્રારની પરવાનગીથી લોકોપયોગી કામમાં ખરચવાનો આ કાયદાથી અધિકાર મળ્યો. એને લીધે ગામની બીજી સાર્વજનિક પ્રવૃત્તિ સાથે સહકારી મંડળનો સંબન્ધ બાંધવાની સવડ થઈ અને મંડળથી કેળવણી જેવી જરૂરની બાબતોમાં મદદ થઇ શકવા લાગી.

૫. 'સહકારી' શબ્દ અનરજીસ્ટર્ડ એવી કોઇ પણ સંસ્થાને લગાડી ન શકાય એવો પ્રતિબન્ધ કરવામાં આવ્યો.

ખેડૂતવર્ગની કંગાલ સ્થિતિ સુધારવા માટે આજ સુધીમાં ઘડવામાં આવેલા કાયદા અને સહકારી મંડળોના કાયદામાં જમીન-આસમાનનો ફરક હતો. અગાઉના કાયદાઓનો ઉદ્દેશ ખેડૂતોને પ્રત્યક્ષ પૈસાની મદદ કરીને અને વ્યાજનો દર કાયદાથી કમી કરીને તથા બીજી સગવડો ખેડૂતોને આપીને શાહુકારોના ચીચોડામાંથી તેમને છોડાવવાનો હતો. પણ જ્યાં સુધી ખેડૂતોની શાખ વધે નહિ, જ્યાં સુધી એમના ખેતરોની ઉપજ વધે નહિ, ત્યાં સુધી બળજોરીના કાયદાથી તેમની સ્થિતિ સુધારવી અશકય હતી, કેમકે શાહુકારોની ચીચોડામાંથી છૂટવું તેમને માટે અશકય હતું; કાયદાના પ્રતિબન્ધમાંથી બારીઓ શોધી કાઢીને ખેડૂતોની પાસેથી જબ્બર વ્યાજ કેમ કઢાવવું તે શાહુકારોને બરાબર આવડતું હતું. ટૂંકામાં, હવે ખેડૂત પોતાના ખેતરનું વેચાણખત કરી આપે નહિ ત્યાં સુધી શાહુકાર તેને નાણું ન ધીરે એમ થયું; અર્થાત્ બમણી રકમનો દસ્તાવેજ કરાવી લઇને માત્ર અર્ધી જ રકમ કાયદાથી ઠરેલે વ્યાજે આપવા લાગ્યા. એટલે કાયદાથી ઠરેલા વ્યાજથી બમણો દર શાહુકારોને મળવા લાગ્યો અને ઉપરાન્ત જમીનો પણ શાહુકારોની

આલકીની થવા લાગી. સારાંશ, ખેડૂતોની સ્થિતિ આ કાયદાને લીધે વધારે જ બગડી. પણ સહકારી મંડળોનો કાયદો સાવ જૂદા જ તત્ત્વ પર હતો. એને લીધે ખેડૂત સ્વાવલંબી, નિયમિત, મહેનતુ અને ઉત્પાદક બને અને એની ખરી શાખ વધે તથા એને છેક હલકા વ્યાજે કરજ મળે એવી તજવીજ કરવામાં આવી હતી.

પહેલું આ કાયદાથી ખેડૂતોને સંઘ બનાવતાં અને 'કલૌ સંઘ શક્તિઃ' એ કહેવતનો લાભ લેતાં આવડ્યું. આથી અગાઉના શાહુકારી કરજ કરતાં સહકારી મંડળનું કરજ હલકે વ્યાજે મળવા લાગ્યું. એટલું જ નહિ પણ શાહુકારી કરજ કરતાં આ કરજ વધારે ઉપયોગી થવા લાગ્યું. એક બીનકરજી ખેડૂત શાહુકારને ત્યાંથી નાણાં ઉપાડે અને બીજો સહકારી મંડળમાંથી ઉપાડે તો તેનું પરિણામ શું થાય છે તે જુઓ. શાહુકારોની નજર ખેડૂતની જમીન પર છે, તેથી જમીનની કીંમત જેટલો ઉપાડ થાય ત્યાં સુધી શાહુકાર બેફિકર રહે છે. તે ખેડૂતને વ્યાજ ભરી દેવાનો તગાદો કરતો નથી. મુદ્દલના હપ્તા માગતો નથી. ઉપાડેલાં નાણાં શાની પાછળ ખર્ચાય છે એની તપાસ રાખતો નથી. ખેડૂતને જેમ જોઇએ તેમ વધારે નાણાં ધીરે છે. ટૂંકમાં, શાહુકારની દૃષ્ટિ સ્વાર્થી હોય છે. ખેડૂતનું ચાહે તે થાય એનાં પોતાનાં નાણાં સલામત હોય એટલે પત્યું. શાહુકારી કરજના આવા ઢંગને લીધે ખેડૂત એક વાર દેવામાં ડૂબ્યો કે ફરીથી એમાંથી છૂટવા વારો આવવાનો નહિ. ઉલટું એ દેવાના દબાણમાં તે વધારે ને વધારે ડૂબતો જાય છે અને છેવટે તેને પોતાનું ખેતર મૂકવું પડે છે. સહકારી મંડળ તેવું સ્વાર્થી નથી હોતું. એમાંથી કોઇનેય નફો મળવાનો હોતો નથી. શાહુકારની પેઠે સહકારી મંડળનો ખેડૂતની જમીન પર ડોળો હોતો નથી. તેથી મંડળના સભાસદ ખેડૂતો ખેડૂતને નાણાં ધીરતી વખતે નાણાં શા માટે જોઇએ છે, એનો યોગ્ય ઉપયોગ થશે કે નહિ વગેરે બાબતો પર લક્ષ આપે છે. વ્યાજ વખતસર લેવાની

મંડળ તજવીજ કરે છે, તેજ પ્રમાણે મુદ્દલ હપ્તે હપ્તે આપવાની સવડ હોય છે. આને લીધે ખેડૂતને નિયમિતપણાની ટેવ કેળવવી પડે છે. કરજ કાઢતી વખતે ઠરાવેલા કામમાં એટલે અલબત્ત ખેતર સુધારવાના કામમાં જ કરજની રકમ વાપરવી પડે છે તેથી ખેતરની ઉપજ વધે છે અને ધીમે ધીમે કરજ અને વ્યાજ હપ્તે હપ્તે કરીને ચુકવાઈ જતાં ખેડૂત દેવામાંથી છૂટે છે, અને તે ઉપરાંત એના ખેતરમાંથી વધારે ઉપજ આવવા લાગે છે. સારાંશ, સહકારી મંડળનું કરજ તો પોતાના પર દેખરેખ રાખનાર મિત્રમંડળ પાસેથી લીધેલા ઉછીના કરજ જેવું હોય છે, જ્યારે શાહુકારી કરજ પોતાને માટે એપરવા રહેનાર એવા પ્રતિપક્ષી પાસેથી લીધેલા જબ્બર વ્યાજના કરજ જેવું હોય છે.

અત્યાર સુધીમાં સહકારી મંડળોનો ફેલાવો અહીં કેટલો થયો છે તે નીચેના ત્રણ કોઠા પરથી જણાઇ આવશે.

આ પ્રમાણે સહકારી મંડળોના કાયદાથી ખેડૂતોની આર્થિક સ્થિતિ સુધારવી એટલો જ એનો ઉદ્દેશ નહોતો, પણ એ મારફતે ખેડૂતોની નૈતિક ઉન્નતિ થાય એવો પણ એનો ઉદ્દેશ હતો. પરન્તુ આ કાયદો અગાઉના કાયદાની માફક નિરુપયોગી જ નહિ, પણ ખેડૂતોને વધુ હાનિ કરે એવો પણ છે, એવી સુશિક્ષિત લોકોની સુદ્ધાં માન્યતા હતી. એ કારણથી આ કાયદાની રૂએ સહકારી મંડળો કાઢવાનું કામ છેક ધીમે ધીમે ચાલતું હતું. પણ પાછળથી કેટલાક સુશિક્ષિત લોકો આ કાયદાના અને સહકારી તત્ત્વના ભક્ત બન્યા. તેમણે ખેડૂત લોકોમાં જાગૃતિ આણવાનો પ્રયત્ન આદર્યો. આવી રીતે મંડળો કાઢવામાં મદદ કરનાર સુશિક્ષિત સ્વયંસેવક મળવા લાગ્યા ત્યારથી મંડળોનો ફેલાવો ઝપાટાબંધ થવા લાગ્યો. સ્થપાએલાં મંડળોનું કામ ઉત્તમ રીતે ચાલે છે અને એ દ્વારા ખેડૂતોની આર્થિક અને નૈતિક સુધારણા

થઇ છે એવું જેમ જેમ પ્રત્યક્ષપણે દીસવા લાગ્યું તેમ તેમ મંડળોનો પ્રસાર જોસભેર થવા લાગ્યો. પહેલાં તો મંડળો કરજ માટે કાઢવામાં આવ્યાં, પણ પાછળ પાછળથી બીજા ઉદ્દેશોથી પણ મંડળો નીકળવા લાગ્યાં. ગામડાંનાં અને શહેરોનાં ન્હાનાં ન્હાનાં મંડળોને પૈસા પૂરા પાડવા સારૂ પ્રાન્તિક અને મધ્યવર્તી મંડળો શ્રીમંત વેપારીઓએ કાઢયાં. સારાંશ, ઉપરથી તે નીચે સુધી સહકારી મંડળોની જાણુ પ્રસરવા લાગી. હિંદુસ્તાનની વિશાળતાના પ્રમાણમાં અને હિંદુસ્તાનની વસ્તીના પ્રમાણમાં હજુ ઘણું વધારે કામ થવાની જરૂર છે. છતાં પણ હવે સરકારી મંડળના તત્ત્વે આ દેશમાં જડ ઘાલી છે અને ખેડૂત અને મજૂર લોકમાં આ શિક્ષણનો પ્રચાર જેમ જેમ વધારે થશે તેમ તેમ આ સહકારી તત્ત્વનો પ્રસાર પણ વધારે વધારે થશે એમાં શંકા નથી.

## ૧. હિંદુસ્તાનનાં સહકારી મંડળો

| | ૧૯૦૬-૭ | ૧૯૦૯-૧૦ | ૧૯૧૨-૧૩ | ૧૯૧૫-૧૬ | ૧૯૧૬-૧૭ |
|---|---|---|---|---|---|
| મધ્યવર્તી તથા પ્રાન્તિક મંડળો અને સંઘ ...... | ૧૪ | ૩૨ | ૨૫૧ | ૬૦૫ | ૭૫૭ |
| ખેતી અને ઢોરનો વીમો ઉતારનારી સંસ્થા ...... | ૭૪૦ | ૩૧૪૫ | ૧૧૩૮૨ | ૧૮૦૫૧ | ૨૧૦૭૦ |
| શહેરનાં......... | ૮૯ | ૩૨૧ | ૬૯૧ | ૧૦૧૯ | ૧૨૦૯ |
| કુલ | ૮૪૩ | ૩૪૯૮ | ૧૨૩૨૪ | ૧૯૬૭૫ | ૨૩૦૩૬ |

## ૨. સભાસદોની સંખ્યા

| | ૧૯૦૬–૭ | ૧૯૦૯–૧૦ | ૧૯૧૨–૧૩ | ૧૯૧૫–૧૬ | ૧૯૧૬–૧૭ |
|---|---|---|---|---|---|
| મધ્યવર્તી તથા પ્રાન્તિક મંડળો અને સંઘમાંના …… | ૨૭૭૪ | ૩૭૪૦ | ૨૯૭૮૦ | ૫૩૦૭૮ | ૮૪૧૪૧ |
| ખેતી અને ઢોરનો વીમો ઉતારનારી સંસ્થામાંના …… | ૫૪૪૬૯ | ૧૬૫૫૬૦ | ૪૬૭૩૭૮ | ૭૧૭૧૬૩ | ૭૮૪૫૭૬ |
| શહેરમાંના……… | ૩૩૬૦૧ | ૬૧૩૯૮ | ૭૬૩૭૮ | ૧૪૮૧૯૫ | ૧૭૬૭૦૮ |
| કુલ | ૯૦૮૪૪ | ૨૩૦૬૯૮ | ૫૭૩૫૩૬ | ૯૧૮૪૩૬ | ૧૦૪૫૪૨૫ |

## ૩. ચાલુ મૂડી

| | રૂ. | રૂ. | રૂ. | રૂ. | રૂ. |
|---|---|---|---|---|---|
| ભાગની મૂડીમાંથી આપેલું કરજ અને લીધેલી થાપણ … … | ૫૫૫૮૦૫ | ૨૩૦૮૩૪૨ | ૮૬૧૯૭૯૩ | ૧૭૭૬૯૮૭૯ | ૨૧૨૨૩૩૨૫ |
| સભાસદો પાસેથી … … | ૫૭૬૦૨૫ | ૨૫૩૩૩૧૭ | ૯૩૫૪૬૪૫ | ૬૭૩૭૫૭૯ | ૭૯૦૦૫૮૫ |
| બિનસભાસદો પાસેથી … … | ૬૫૬૦૯૨ | ૩૮૮૨૬૯૧ | ૧૩૩૬૨૭૮૮ | ૩૩૫૩૩૫૬૧ | ૩૮૮૩૭૧૮૬ |
| સંસ્થાઓ પાસેથી … … | ૨૪૦૪૨૫ | ૩૦૧૬૧૦૬ | ૧૯૩૬૧૩૪૫ | ૨૬૧૯૯૨૫ | ૩૨૨૯૫૯૭ |
| પ્રાન્તિક અને મધ્યવર્તી મંડળો પાસેથી … … | … | … | … | ૩૩૧૨૭૮૭૪ | ૪૦૧૭૨૫૫૦ |
| સરકાર પાસેથી … … | ૨૮૪૭૩૮ | ૭૨૧૭૭૫ | ૧૧૨૭૫૪૭ | ૧૫૯૮૭૦૫ | ૧૭૨૪૮૫૯ |
| અનામત રાખેલું ફંડ … … | ૫૮૫૯૮ | ૩૩૬૪૫૧ | ૧૬૦૮૧૪૩ | ૭૮૭૯૬૨૬ | ૯૨૦૪૧૩૮ |
| કુલ | ૨૩૭૧૬૮૩ | ૧૨૩૯૭૬૮૨ | ૫૩૪૩૪૨૬૧ | ૧૦૩૨૬૯૧૪૯ | ૧૨૨૨૯૨૧૮૦ |

# પ્રકરણ ૧૯મું

---

## સામાજિક પંથનો ઇતિહાસ

અર્વાચીન કાળની સંપત્તિની ઉત્પત્તિની વિશેષતા પ્રચંડ કારખાનાંની પદ્ધતિમાં રહેલી છે, એ આપણે પાછળ જોઈ ગયા. એ પહેલાં ઘરગથ્થુ ધંધાની પદ્ધતિ પ્રચલિત હતી. આ ઘરગથ્થુ ધંધાની પદ્ધતિમાં સમાજના લગભગ બધા વર્ગોની આર્થિક સ્થિતિ સાધારણ રીતે સરખી જ હોય છે. આ પદ્ધતિમાં ઘણું ખરું અત્યંત શ્રીમંત અને અત્યંત ગરીબ એવો ભેદ પેદા થતો નથી. પરંતુ પ્રચંડ કારખાનાંની પદ્ધતિમાં શ્રીમંત અને ગરીબ વચ્ચે જમીન આસમાનનું અંતર પડે છે. જે લોકો શ્રીમંત થાય છે તે લોકો બેહદ પૈસો ભેગો કરે છે અને જે ગરીબ હોય છે તેમને ખાવાનાં પણ સાંસા પડે છે. એટલે પ્રચંડ કારખાનાંનું અને અર્વાચીન ઔદ્યોગિક ક્રાંતિનું એક પરિણામ એ થાય છે કે એથી સમાજમાંની સંપત્તિની વહેંચણીમાં ઘણી વિષમતા પેદા થાય છે અને એવી પરિસ્થિતિ ઉભી થતાં સામાજિક પંથનો જન્મ થાય છે. એવી જ સ્થિતિ યુરોપમાં પણ થએલી છે.

આ ગ્રંથના પ્રારંભના પ્રકરણમાં સંપત્તિશાસ્ત્રના જૂદા જૂદા પંથોનું વર્ણન કરતી વખતે સામાજિક પંથનું વર્ણન ખાસ કારણસર નથી કરવામાં આવ્યું; કારણકે એ પંથનું વર્ણન અને એ પંથે સૂચવેલી સંપત્તિની સરખી વહેંચણીના ઉપાયોનો સામટો વિચાર કરવાથી ઘણી સગવડ સચવાય છે અને તેથી આ જ સ્થળે એ વિષયનું વર્ણન કરવા માટે યોગ્ય છે. તેથી સામાજિક પંથ તથા

એણે સૂચવેલા ઉપાયોનો આ ભાગનાં છેવટનાં બે પ્રકરણમાં વિચાર કરી આ સંપત્તિની વહેંચણીનો ભાગ સમાપ્ત કરવાનો વિચાર છે.

સામાજિક પંથ એ અભિમત પંથમાંથી જ નીકળેલો એક સ્વતંત્ર પંથ છે. અર્વાચીન કાળમાં એ પંથના સાહિત્યનો બહોળો વિસ્તાર થયો છે અને એ સંપત્તિશાસ્ત્રની એક સ્વતંત્ર શાખા જ બની ગઇ છે. સામાજિક પંથ એ શબ્દ છેક આધુનિક કાળમાં વપરાશમાં આવેલો છે. ૧૮૩૫માં ઇંગ્લંડના પ્રખ્યાત સમાજસુધારક ઓવેને સર્વ મજૂરોની જે એક પરિષદ્ ભરાવી હતી તે સંબંધમાં પ્રથમ આ શબ્દ વાપરવામાં આવ્યો હતો; અને પછી થોડા વખતમાં જ એ એક પારિભાષિક શબ્દ બની ગયો; કારણ કે સંપત્તિશાસ્ત્રની પ્રગતિની સાથે સાથે કેટલીક ખાસ કલ્પનાઓ, –સંપત્તિની ઉત્પત્તિ તથા વહેંચણીના સંબંધમં–અને તે વિષેના પ્રયત્ન શરૂ થયા હતા. આ કલ્પનાઓ અને આ પ્રયત્નોમાં ઘણું સામ્ય હતું. તેથી આવી એક જાતની કલ્પનાઓ તથા પ્રયત્નોને એક સામાન્ય નામની જરૂર હતી. તેથી ‘સામાજિક પંથ’ એ નામ પ્રથમ બહાર આવતાં વેંત ભાષામાં જણાતી એક ઉણપ પૂરાઇ ગઈ અને આ શબ્દનો સર્વત્ર એકદમ પ્રચાર થયો તથા ઉપર જણાવ્યા પ્રમાણે એને લગતા સાહિત્યની ‘સામાજિક પંથ’ એ નામની સંપત્તિશાસ્ત્રની એક સ્વતંત્ર શાખા બની.

ઉપર જણાવ્યા પ્રમાણે ‘સામાજિક પંથ’ એ શબ્દ પ્રચારમાં આવ્યો અને જોકે દરેક જણે એનો ઉપયોગ કરવા માંડયો તોપણ એ શબ્દની વ્યાખ્યાના સંબંધમાં માત્ર બધાની એકમતી થઇ નહિ. કારણ અર્થશાસ્ત્રમાં જે વિશિષ્ટ પ્રકારના વિચારો ઉદ્દભવ પામ્યા હતા તથા જે પ્રયાસો ચાલી રહ્યા હતા તે એક જાતના જણાતા હતા ખરા અને તેથી જ એ સર્વનો સમાવેશ કરવા માટે એક શબ્દની જરૂર હતી ખરી, તોપણ શબ્દપ્રયોગ નક્કી થયા પછી

એનો અર્થ શો એ વિકટ પ્રશ્ન તો ઉભો જ રહ્યો. જૂદા જૂદા લોકોએ આ શબ્દની જૂદી જૂદી વ્યાખ્યાઓ કરી. કારણ કે દરેક લેખકે પોતાને શ્રેયસ્કર લાગતી પદ્ધતિ જેમાં અંતર્ભૂત થાય તેને સામાજિક પંથ કહેવાની શરૂઆત કરી. આમ સમાજમાં સામાજિક પંથની જૂદી જૂદી વ્યાખ્યાઓ પ્રચલિત થઇ અને એ પંથની જૂદી જૂદી શાખાઓ નીકળી. તેથી સામાજિક પંથની કલ્પનાઓની માહીતી મેળવવા માટે એ પંથની જૂદી જૂદી શાખાઓનું વ્યવસ્થિત રીતે વર્ગીકરણ કરવું જોઇએ, જેથી પછીથી એમનું યથાક્રમે વર્ણન કરી શકાય. આવા વર્ગીકરણ માટે સામાજિક પંથની સૌથી વધારે વ્યાપક વ્યાખ્યા લેવી એ જ ઇષ્ટ છે.

ઔદ્યોગિક ક્રાંતિનું પરિણામ સમાજમાં આર્થિક વિષમતા ઉત્પન્ન થવામાં આવ્યું અને આ તીવ્ર વિષમતા લોકોને અન્યાયી લાગવા માંડી તેથી સમાજમાં સમતાના તત્ત્વ ઉપર સંપત્તિની વહેંચણી કરાવવાના ઉદ્દેશની છેવટે સમાજમાં જણાતી તીવ્ર વિષમતા ઓછી કરવાના ઉદ્દેશથી—સમાજના રીતરિવાજોમાં તથા ઔદ્યોગિક વ્યવસ્થામાં જે ફેરફારો સૂચવવામાં આવ્યા તથા એ દિશામાં જે પ્રયત્નો થયા એ સંબંધી મીમાંસા કરી તેમનું સમર્થન કરનારો પક્ષ તે સામાજિક પંથ; પછી એ ફેરફાર કરાવવાના રસ્તા ફાવે તે હોય. એ ખાનગી વ્યક્તિઓની પરોપકારબુદ્ધિ હોય કે આપખુશીના હોય; અથવા સરકારી કાયદાના સ્વરૂપમાં હોય કે સંપત્તિની ઉત્પત્તિની પદ્ધતિમાં ફેરફાર કરવાના હોય અથવા ક્રાંતિકારક હોય. આવા વ્યાપક અર્થમાં સામાજિક પંથ તથા સામાજિક પંથની ચળવળો એ શબ્દોનો પ્રયોગ કરીએ તો પહેલાં તો એના બે વર્ગ પડે છે. પહેલો વર્ગ શાંતિમૂલક સામાજિક પંથી ચળવળનો તથા બીજો વર્ગ ક્રાંતિમૂલક સામાજિક પંથી ચળવળનો. પહેલા વર્ગની બધી ચળવળો સમાજમાંની આર્થિક વિષમતા દૂર કરવા માટે હોય છે ખરી, પણ તે શાન્તિ અને કાયદેસર માર્ગોથી.

આ પહેલા વર્ગના ચાર પેટાવિભાગ પડે છેઃ—(૧) વૈયક્તિક સામાજિક પંથ, (૨) રાષ્ટ્રીય સામાજિક પંથ, (૩) સમાષ્ટિક સામાજિક પંથ અને (૪) સંયુક્ત સામાજિક પંથ. ક્રાંતિકારક સામાજિક પંથના અરાજક પંથ તથા વિધ્વંસપંથ એવા બે પેટાવિભાગ પડે છે. આ વર્ગીકરણ નીચેના કોઠા ઉપરથી તરત ધ્યાનમાં આવશે.




આ છ પેટાવિભાગમાંથી છેવટના બે પેટાવિભાગને સામાજિક પંથના પેટાવિભાગ માનવા કે નહિ એ વિષે મતભેદ થવાનો સંભવ છે. કારણ કે અરાજકપંથ તથા વિધ્વંસકપંથ એ બંનેના મત પ્રમાણે બધી સમાજવ્યવસ્થા જ માણસના હિતની વિરુદ્ધ છે. સમાજ પર રાજ્ય કરતી સરકાર એ જ સર્વ દુઃખોનું મૂળ છે અને એ મૂળ નષ્ટ થઈ બધા માણસોને સ્વાભાવિક સ્વતંત્રતા મળે એટલે માણસજાત સુખી થશે; એટલે કે સમાજ એ એક કૃત્રિમ ચીજ છે અને તે માણસની ગુલામગીરી તથા દુઃખનું કારણ થાય છે; આ કૃત્રિમ સ્થિતિ દૂર થઈ જો બધા માણસોને એમની સ્વાભાવિક સ્થિતિ પ્રાપ્ત થાય તો જ માણસની ગુલામગીરી નાબૂદ થાય અને એમના સુખની વૃદ્ધિ થાય એમ આ લોકો માને છે. અરાજક પંથ અને વિધ્વંસક પંથ એ એક રીતે માનવજાતિની નિરાશામાંથી ઉત્પન્ન થએલા છે. સમાજમાંની કેટલીક ખરાબ બાબતોનું મન પર વિલક્ષણ પરિણામ થવાથી, બધો સમાજ જ

ખરાબ છે અને દેશમાં રાજ્ય કરતી સરકાર પણ ખરાબ જ છે તથા આ બંને સંસ્થાઓનો નાશ કરવો એ આપણી ફરજ છે અને એ પાર પાડવા માટે ગુપ્ત મંડળીઓ સ્થાપવી તથા અન્ય ક્રાંતિકારક માર્ગોનો આશ્રય લેવાની જરૂર છે એવો આ પંથનો મત છે. પરંતુ આ પંથ સામાજિક પંથમાં કેવી રીતે અંતર્ભૂત થાય છે એ આગળના વિવેચન ઉપરથી માલમ પડશે.

ઉપરના કોઠા ઉપરથી શાંતિમૂલક સામાજિક પંથના ચાર પેટાવિભાગો છે એ જણાઇ આવશે. એમાંથી પહેલો પેટાવિભાગ વૈયક્તિત સામાજિક પંથનો છે. ઔદ્યોગિક ક્રાંતિને લીધે મજૂર લોકોની આર્થિક સ્થિતિ ઘણી કફોડી થઇ છે અને એને લીધે સમાજમાં સંપત્તિની વહેંચણીમાં ઘણી જ વિષમતા ઉત્પન્ન થઇ છે એ જોઇ આ વિષમતા દૂર કરવા માટે કેટલીક પરોપકારી વ્યક્તિ-ઓએ એ સંબંધી કેટલીક કલ્પનાઓ અને યોજનાઓ ઘડી કાઢી. આ યોજનાઓ જ વયક્તિક સામાજિક પંથ એ નામથી ઓળખાવા લાગી. આ યોજનાઓ અમલમાં લાવવા માટે આ માણસો પોતાની હિંમત પર જ ઝૂઝયા. મજૂર લોકોનાં કાન ભરી પોતાની યોજનાને અનુકૂળ એવી સંસ્થાઓ કાઢવાની આ લોકોએ શરૂઆત કરી. આમ આ પંથે વિષમતા નષ્ટ કરવા માટે આદરેલો માર્ગ આપખુશીનો તથા ખાનગી પરોપકારનો હતો. આ પંથના દાખલાઓ આગળ આપવામાં આવશે તે ઉપરથી આ પંથનું સ્વરૂપ વધારે સ્પષ્ટ થશે.

શાંતિમૂલક સામાજિક પંથનો બીજો પેટાવિભાગ 'રાષ્ટ્રીય સામાજિક પંથ' એ નામથી પ્રસિદ્ધ છે. અર્વાચીન ઔદ્યોગિક પદ્ધતિને લીધે સમાજમાં સંપત્તિની વિષમ વહેંચણીની શરૂઆત થઇ પરંતુ સંપત્તિના ઉત્પાદનની પદ્ધતિનું આ અનિવાર્ય પરિણામ છે અને સંપત્તિની વૃદ્ધિ થાય એ ઇષ્ટ છે એટલા માટે આ સંપત્તિની

પદ્ધતિમાં ફેરફાર થઈ શકે એ શક્ય નથી; તોપણ કાયદાની મદદથી સામાન્ય જનસમાજમાંના ગરીબ લોકોની સ્થિતિ ઘણી બાબતોમાં સુધારી શકાય તેમ છે. તેથી સમાજમાં ઔદ્યોગિક પદ્ધતિને લીધે ઉત્પન્ન થએલી વિષમતાની તીવ્રતા જેટલી ઓછી કરી શકાય તેટલી ઓછી કરવી એ રાષ્ટ્રીય સામાજિક પંથના કાર્યનો એક ભાગ છે. વૈયક્તિક સામાજિક પંથ ખાનગી વ્યક્તિઓની આપખુશીથી તથા બીજા ખાનગી પ્રયાસોથી આ દિશામાં સુધારો કરાવવાનો પ્રયત્ન કરે છે ત્યારે રાષ્ટ્રીય સામાજિક પંથનો ભરોસો દેશની સરકાર તથા કાયદો એ બંને પર ઘણો છે. સરકારની ફરજ માણસોની જીંદગી તથા માલમતાનું સંરક્ષણ કરવું એટલી જ નથી પણ આમવર્ગને સુખ આપવું તથા એને સુસ્થિતિ તરફ લઈ જવો એ પણ સરકારનું કર્તવ્ય છે, એમ આ પંથને લાગે છે, તથા એમ કરાવવા માટે કાયદા જેવું બીજું અમોઘ શસ્ત્ર નથી તેથી સરકારે આ શસ્ત્રનો ખુલ્લા દિલથી તથા છૂટે હાથે ઉપયોગ કરવો જોઈએ એમ આ પંથનું કહેવું છે.

શાંતમૂલક સામાજિક પંથના પેટાવિભાગનું નામ 'સમાઇક સામાજિક પંથ' છે. રાષ્ટ્રીય પંથની માફક જ આ પંથ એમ માને છે કે સમાજમાં સંપત્તિની વહેંચણીની વિષમતા વિરાટસ્વરૂપી કારખાનાંની પદ્ધતિને લીધે ઉભી થાય છે, તથા વિરાટસ્વરૂપી કારખાનાં દેશની મૂડી તથા જમીન-સંપત્તિની ઉત્પત્તિનાં બે સાધનો થોડા લોકોના હાથમાં આવવાથી અસ્તિત્વમાં આવે છે. આમ મૂડી તથા જમીન એ દેશના ન્હાનકડા વર્ગના હાથમાં સંપૂર્ણરીતે જવાથી તથા આ મૂડી વગર તથા જમીન વગર મજૂરો પોતાના શ્રમનો ઉપયોગ કરી શકે એમ ન હોવાથી મજૂરોની મહેનતનું ફળ એમની પાસેથી છીનવી લેતાં આ મૂડીવાળાને તથા જમીનદાર વર્ગને ફાવે છે. તેથી દેશની સઘળી મૂડી તથા સઘળી જમીન એ ખાનગી વ્યક્તિઓના હાથમાં હોવી ન જોઈએ. પણ બધી જાતની મૂડી તથા જમીન પર રાષ્ટ્રની માલીકી જ હોવી જોઈએ. એટલે કે

આ પંથના મત પ્રમાણે બધાં કારખાનાં તથા હુન્નર ઉદ્યોગ રાષ્ટ્રની અથવા સરકારની માલીકીનાં હોવાં જોઇએ. એટલે કે બધા હુન્નર ઉદ્યોગો એ સરકારનાં જૂદાં જૂદાં ખાતાં બનવાં જોઇએ. એમ થાય તો દરેક માણસને પોતપોતાની લાયકાત તથા કામ કરવાની શક્તિ પ્રમાણે સંપત્તિમાં ભાગ મળે. આ પદ્ધતિમાં બધાં કારખાનાં સરકારી બની દરેક માણસ સરકારી નોકર બનવાનો, એટલે કોઇને પણ કામ કર્યાં વગર પૈસા મળશે નહિ અને સંપત્તિની વહેંચણી સમતાના તત્ત્વ ઉપર થશે. ઉપભોગ્ય વસ્તુઓ તથા જંગમ મિલ્કતના સંબંધમાં માત્ર ખાનગી માલીકીની સંસ્થા હોવી જોઇએ, પણ ઉત્પત્તિનાં સાધનો ખાનગી માણસોની માલીકીનાં ન હોવાં જોઇએ એમ આ પંથનું કહેવું છે.

ચોથો પંથ 'સંયુક્ત સામાજિક પંથ'ના નામથી ઓળખાય છે. આ પંથ ખાનગી માલીકીની સંસ્થા એ જ સર્વ અનર્થોનું મૂળ છે એમ માનનારો છે. કારણ કે આ ખાનગી માલીકીની સંસ્થાઓને લીધે જ સમાજમાં સર્વ વિષમતા ઉત્પન્ન થઈ છે એમ આ પંથનું કહેવું છે. તેથી સર્વ સંપત્તિ સૌ લોકોની સંયુક્ત થાય એવી આ પંથની ઇચ્છા છે. જેવી રીતે કુટુંબમાં બધી ચીજો સંયુક્ત માલીકીની હોય છે, કુટુંબની જૂદી જૂદી વ્યકિતઓની ખાનગી માલમિલ્કત હોતી નથી. કુટુંબમાંનાં સર્વ માણસો પોતપોતાની આવક એકઠી રાખે છે તથા બધા સરખી રીતે જ એનો ઉપભોગ કરે છે; ટૂંકમાં જેમ એક કુટુંબમાં બધા માણસો સાવ એકરૂપ હોય છે અને ત્યાં વિષમતા કે સંપત્તિની વહેંચણીનો પ્રશ્ન ઉભો થતો નથી; તેવી રીતે આખા સમાજની સંપત્તિ સંયુકત હોય તો હાલના બધા અનર્થ અને વિષમતા નષ્ટ થાય. તેથી આ પંથે સમાજમાં આવી સંયુકત સંપત્તિની સ્થિતિ લાવવાનું ધ્યેય પોતાની નજર આગળ રાખ્યું છે.

આ સર્વ પંથોનો સામટો વિચાર કરીએ તો સામાજિક પંથોની એક પછી એક એવી માળા જ બની રહે છે. વૈયક્તિક સામાજિક પંથ સમાજમાંના મજૂરવર્ગની ગરીબાઈ આપખુશીને રસ્તે અને વ્યક્તિઓના પ્રયાસથી ફીટાડવા મથે છે. તેથી છેલ્લાં બે પ્રકરણમાં વર્ણવેલા મજૂરસંઘ, સહકારી સંસ્થાઓ, સહકારી મંડળો વગેરે મજૂરવર્ગની સ્થિતિ સુધારનારા સર્વ પ્રકારોનો સમાવેશ વૈયક્તિક સામાજિક પંથમાં થઈ શકશે. કારણ કે એ સંસ્થાઓ પણ વૈયક્તિક સામાજિક પંથની જેમ આપખુશીને માર્ગે તથા ખાનગી વ્યક્તિઓના ઉદ્યોગથી મજૂરોની સ્થિતિ સુધારવાનો પ્રયત્ન કરે છે. પરંતુ સ્વાવલંબન પર ઉભી કરેલી આ સંસ્થાઓનો ઘણુંખરૂં સામાજિક પંથના ઉપાયોમાં સમાવેશ કરવામાં આવતો નથી. રાષ્ટ્રીય સામાજિક પંથ એક ડગલું આગળ જાય છે. સમાજમાંના ગરીબ લોકોની સ્થિતિ સુધારવાના સરકારી કાયદાદ્વારા કરવામાં આવતા બધા પ્રયત્નોનો એમાં સમાવેશ થાય છે. આ દૃષ્ટિથી જોતાં કારખાનાંના કાયદા, ફરજીયાત કેળવણી વગેરે ઉપાયો સામાજિક પંથમાં જ આવી જાય છે. હાલના વખતમાં આ પંથ સુધરેલી સરકાર પર પોતાની છાપ પાડી શકે છે એમાં શંકા નથી. આ દૃષ્ટિથી વ્યક્તિસ્વાતંત્ર્યનું ઘર જે ઇંગ્લંડ ત્યાં પણ સામાજિક પંથનું વજન પડયું છે એમ કહેવામાં વાંધો નથી. સામાજિક પંથોના સર્વ પંથમાં આ જ ખરેખર સુસાધ્ય પંથ છે એ આગળના વિવેચન ઉપરથી જણાઇ આવશે.

સમાજિક પંથનો ત્રીજો પ્રકાર જે સમાષ્ટિક પંથ તે તો રાષ્ટ્રીય સામાજિક પંથથી પણ આગળ ગયો છે. આ પંથ એમ માને છે કે ઉત્પત્તિનાં બધાં સાધનો સરકારની માલીકીનાં હોવાં જોઇએ તથા સૌ માણસોની સંપત્તિની વહેંચણી કાયદા મારફતે સમાનતાનાં તત્ત્વ ઉપર નક્કી થએલી હોવી જોઇએ. આ પંથના મત પ્રમાણે સર્વ હુનર ઉદ્યોગની આગેવાની સરકારે પોતાના હાથમાં લેવી જોઇયે અને

સર્વ વ્યવસ્થા એણે જાતે કરવી જોઇએ. આ પંથનો લોકોની સ્થિતિ સુધારવાનો એક મુખ્ય ઉપાય દેશમાંની જમીન સરકારી માલીકીની કરવી એ છે. આ ઉપાયની યોગ્યાયોગ્યતાનો વિચાર આગળ ઉપર કરવાનો હોવાથી અહીંઆં એનો માત્ર નામનિર્દેશ જ બસ થશે.

સંયુક્ત સામાજિક પંથને હાલની સમાજરચના જ પસંદ નથી; કારણ કે હાલની સમાજરચના ખાનગી માલીકીની કલ્પના પર રચાએલી છે. આ પંથના મત પ્રમાણે આ સંસ્થા જ સર્વ અનર્થોનું મૂળ છે. તેથી 'मूले कुठारः' એ ન્યાયે એનો હેતુ આ સંસ્થાનો જ નાશ કરી બધી સંપત્તિ સંયુક્ત માલીકીની કરવાનો છે.

આ માલીકી તરફ નજર નાંખીએ તો અરાજક પંથ તથા વિધ્વંસક પંથ એ બે પંથો આની આગળનાં જ પગથિયાં છે એમ માલુમ પડશે; કારણ જ્યારે સંયુક્ત સમાજિક પંથને ખાનગી માલીકી એ જ સર્વ અનર્થોનું મૂળ લાગે છે ત્યારે અરાજક પંથ સમાજ તથા સરકાર એ સંસ્થાઓ જ સમાજનાં અનર્થ તથા આપત્તિઓનું મૂળ છે એમ માને છે. આમ સમાજરચના તથા સરકાર બન્નેને લીધે જ બધે વિષમતા ઉત્પન્ન થાય છે તેથી આ મુખ્ય મૂળને જ જડમૂળથી ઉખેડી નાંખવાં જોઇએ એમ આ પંથો માને છે.

ઉપરના વિવેચન પરથી સંયુકત સામાજિક પંથ તથા અરાજક પંથ એ બેમાં ઘણી સમાનતા છે એમ જણાઇ આવશે. એમના ઉપાયો તથા સાધનોમાં ફરક હશે, પણ દુનિયામાં દેખાઈ આવતી બધી સંસ્થાઓ જ અનર્થનું મૂળ છે એમ આ પંથના લોકોનું માનવું છે. આ પંથને મનુષ્યસ્વભાવની પારખ નથી તેથી આવી જાતની કલ્પના એમના મગજમાં આવે છે એમ કહેવું પડે છે.

સંયુક્ત સામાજિક પંથને પ્રખ્યાત ગ્રીક તત્ત્વજ્ઞાની ઍરિસ્ટોટલે પોતાના 'રાજનીતિ' (Politics) નામના ગ્રંથમાં ઉત્તમ રીતે જવાબ આપ્યો છે. મનુષ્યસ્વભાવ જ એવો છે કે પોતાપણાની ભાવના પેદા થયા વગર એનાથી હોંશ અને જીગરથી મહેનત થઇ શકતી નથી. બધાનું કામ તે કોઇનું નહિ એ હમેશનો અનુભવ છે. તેથી ઍરિસ્ટોટલે ખાનગી માલીકીની કલ્પના એ જ માણસની સુધારણા કરાવનારી સંસ્થા છે એમ કહ્યું છે. આ ઉપરથી સમાજની જે હાલમાં સારી સ્થિતિ છે એ ખાનગી મિલ્કતને લીધે જ છે અને ખાનગી મિલ્કતનું સંરક્ષણ કરનારી સમાજ તથા સરકાર એ બે સંસ્થાઓને લીધે જ સર્વ માનવી સુધારણા થએલી છે એમ કહ્યા વગર ચાલે તેમ નથી. તેથી સામાજિક પંથમાંના આ પંથો આત્મઘાતકી-પણાના છે અને સમજુ લોકોને પસંદ પડે એવા નથી એ દેખીતું છે. હવે આ સામાજિક પંથના ઇતિહાસ તરફ વળીએ.

સામાજિક પંથ એ શબ્દ અર્વાચીન હોય તોપણ આ પંથના મૂળમાં રહેલી કલ્પના સર્વત્ર નજરે પડતી હોવાથી જણાય છે કે આવા પંથો ઘણી જગ્યાએ અને પહેલાંના વખતમાં પણ નીકળેલા છે. સમાજમાં કંઇ અનર્થ દેખાઇ આવે, ખાસ કરીને કેટલાક લોકો શ્રીમંત અને કેટલાક લોકો ગરીબાઇમાં સબડતા માલમ પડે એટલે સ્વાભાવિક રીતે જ એનાં કારણો તરફ માણસોનું ધ્યાન ખેંચાય છે અને એ સ્થિતિ કેમ સુધારી શકાય એ વિષે માણસ વિચાર કરવા મંડે છે અને ઘણી વખત એને ચાલુ સ્થિતિ કરતાં ભિન્ન જાતના ઉપાયો સુઝે છે. ગ્રીક લોકોમાં પ્લેટોએ સમાજ-સુધારાની જે કલ્પના પોતાના પ્રજાસત્તાક (Republic) નામના ગ્રંથમાં આપેલી છે તે ઘણે અંશે સંયુક્ત સામાજિક પંથ જેવી છે અને આ કલ્પના પર ટીકા કરતી વખતે જ ઍરિસ્ટોટલે ઉપર જણાવેલા વિચારો પ્રદર્શિત કર્યા છે. એ જ પ્રમાણે ખાનગી માલમિલકત એ અનર્થોનું મૂળ છે તેથી એને નષ્ટ કરવાના પ્રત્યક્ષ પ્રયત્નો થયેલા

છે. દાખલા તરીકે યહુદી લોકોમાં આવી સંયુકત માલીકીની સંસ્થાઓ હતી. ખ્રિસ્તી ધર્મમાં પણ ખાનગી મિલ્કત પર કટાક્ષ કરેલો છે. માનવી સમાજની બાલ્યાવસ્થામાં ગ્રામસંસ્થા જેવી સંસ્થાઓ હતી અને એમાં જમીન ઘણુંખરૂં સંયુકત એટલે સૌ ગ્રામવાસીઓની માલીકીની રહેતી. પરંતુ આ પ્રત્યક્ષ પ્રયત્નોનો ઇતિહાસ અહિં આપવાનું બની શકે તેમ નથી. અર્વાચીન કાળમાં સંપત્તિશાસ્ત્રમાં જે સામાજિક પંથ નીકળેલા છે તેમનો સંક્ષિપ્ત ઇતિહાસ અહીંઆં આપી શકાય તેમ છે અને એમ કરવાથી પ્રાસ્તાવિક પુસ્તકમાં આપેલો ઉપોદ્ઘાત તથા આ ભાગ મળીને સંપત્તિશાસ્ત્રનો આખો ઇતિહાસ આપ્યા જેવું થશે.

ઉપર કહ્યું જ છે કે સામાજિક પંથ એ શબ્દપ્રયોગ પ્રથમ ઓવેન નામના અંગ્રેજ સમાજસુધારકના પ્રયત્નોના સંબંધમાં કરવામાં આવ્યો હતો. તેથી આપણા ઇતિહાસની એ વખતથી જ શરૂઆત કરીએ તો ઠીક.

રૉબર્ટ ઓવેન મ્હોટો સુધારક હતો. એનાં પોતાનાં કારખાનાં હતાં; એમાં એણે નિરાધાર છોકરાંઓને કામે લગાડી એમના આરોગ્ય તથા શિક્ષણ તરફ ધ્યાન આપ્યું. મીલમજૂરોને કેળવણી આપવા માટે રાત્રિશાળા કાઢવાની કલ્પના એની છે. એણે કારખાનાંને લગતા કાયદા પસાર કરવામાં ઘણી મહેનત કરી અને પોતાની બધી પુંજી મજૂર લોકોની સ્થિતિ સુધારવામાં અને પોતાની કલ્પના પ્રમાણેની એક સામાજિકપંથી સંસ્થા કાઢવામાં વાપરી નાંખી. એની સામાજિકપંથી કલ્પના કેટલેક અંશે ગ્રામસંસ્થા જેવી હતી. એનું કહેવું એમ હતું કે લગભગ ૧૨૦૦ માણસે આશરે ૧૨૦૦ કે ૧૮૦૦ એકર જમીન ખરીદવી અને પોતાનો એક સમાજ સ્થાપવો. આ સમાજે એક જ મકાનમાં રહેવું અને બધી જમીનની ખેતી બધાએ સાથે મહેનત કરી કરવી તથા પોતાની

મહેનતની પેદાશ પણ સાથે મળી આવી. ફેરીઅર અને સેંટ સાયમનની યોજનાએ પણ આવી જાતની જ હતી. ફેરીઅરનો મત આમ હતોઃ આખા સમાજની ન્હાની ન્હાની ટોળીએ બનાવવી. દરેક ટોળીએ એક જ મ્હોટા મકાનમાં રહેવું. આ ટોળીનો મુખ્ય ધંધો ખેતીનો. પણ મનગમતા બીજા કોઇ ધંધામાં તે પડે તોપણ હરકત નહિ. આ ટોળીમાં ખાનગી મિલ્કત તથા કુટુંબવ્યવસ્થા રહે, પરંતુ શ્રીમંત અને ગરીબોએ એકઠા રહેવાનું, કે જેથી શ્રીમંત અને ગરીબમાં હાલ માલમ પડતો ભેદભાવ રહે નહિ. બધાના સંયુક્ત શ્રમથી ઉત્પન્ન થએલી સંપત્તિનો એક મુકરર ભાગ દરેક માણસને મળવાનો જ અને બાકીની પેદાશમાંથી મહેનત કરનારાઓને પાંચબારાંશ મહેનતનો બદલો મળવાનો. ચારબારાંશ મૂડી રોકવા માટે મૂડીવાળાઓને આપવાનો તથા ત્રણબારાંશ બુદ્ધિમત્તા અને કલ્પકતા એ ગુણો દાખવનારા લોકોને આપવાનો. આ યોજના પ્રમાણે ખાનગી રીતે સમાજ સ્થાપના કરવાના પ્રયત્નો થયા, પણ તે જોઇએ તેવા યશસ્વી નીવડયા નહિ.

ફરડિનંડ લૅસૅલી એ નામનો જર્મન સામાજિક પંથોનો મોટો હિમાયતી હતો. લૈપ્સિકમાં ભરાયલી ગરીબ લોકોની પરિષદ્‌ના અધ્યક્ષનું માન તેને મળેલું હતું. અભિમત પંથે ઘડેલા મજૂરીના નિયમોમાંથી મજૂરોને છૂટા કરવાના માર્ગમાં સાર્વત્રિક મતાધિકાર એ પ્રથમ પગથિયું છે. સૌથી આ માગણી મજૂરો તરફથી તેણે પહેલવહેલી આ જ પરિષદ્‌માં કરી. મજૂરોને આવો મતાધિકાર મળશે એટલે મૂડીવાળાઓના જુલમમાંથી પોતાનો છૂટકારો કરવા માટે મજૂરવર્ગ સરકારી તીજોરીમાંથી નાણાં આપવાની સરકારને ફરજ પાડી શકશે, એમ તેનું કહેવું હતું. સને ૧૮૬૩ માં લૅસૅલીએ મજૂરવર્ગની એક પ્રચંડ સંસ્થા ઉભી કરી. તેના પરિશ્રમને લીધે જર્મનીમાં સામાજિક પન્થને ભારે પુષ્ટિ મળી. આ વિષય પર તેણે ઘણું લખ્યું છે. તેમાંથી તેના મતનો નીચે આપેલો સાર નીકળે છે.

લૅઝેલીના મત પ્રમાણે અર્વાચીન યુરોપના ઇતિહાસના ત્રણ વિભાગ પડે છે. પહેલો યુગ તે જહાંગીરી યુગ. તેનો કાળ સને ૧૭૮૯ સૂધીનો છે. આ સમયમાં સાર્વજનિક સત્તા સમાજમાંના જમીનદારવર્ગના હાથમાં હતી અને તેનો ઉપયોગ એ વર્ગ પોતાના જ લાભ માટે કરતો. આ યુગ એ વર્ગના હક્કો તેમજ સુખ સગવડનો કાળ હતો. બાકીના સર્વ પ્રકારના શ્રમ અને ઉદ્યોગ માટે તે સમયમાં તિરસ્કારબુદ્ધિ હતી. મજૂરવર્ગ પણ મ્હોટે ભાગે જમીનદારવર્ગની ગુલામીમાં હતો. સારાંશ કે એ સમયમાં સત્તા, માન સૌ કંઈ જમીનદારવર્ગને મળતાં, મજૂરવર્ગને ભાગે તેમાંનું કંઇ જ આવતું નહિ.

સને ૧૭૮૯ થી સને ૧૮૪૮ સૂધીના બીજા સમયને નાગરિક-કાળ કહી શકાય. આ સમયમાં જંગમ માલમિલ્કતને સ્થાવર મિલ્કતના જેટલું જ માન મળવા લાગ્યું. છતાં હજુ પણ અધિકાર અને સત્તા મનુષ્યમાં રહેલા ગુણો કરતાં તેની સંપત્તિને આધારે જ નક્કી કરવામાં આવતાં હતાં. આ કાળમાં નાગરિક વર્ગના લાભાર્થે કાયદા ઘડવામાં આવતા હતા.

જન્મ પામવાની એટલે અસ્તિત્વમાં આવવાની અને કામદેસર બનવાની ખૂબ ધમાચકડી મચાવ્યા બાદ કામદાર વર્ગનો કાળ તો સને ૧૮૪૮થી જ શરૂ થયો છે એમ કહેવામાં હરકત નથી.

આ કાળમાં શ્રમને પોતાના સર્વ હક પાછા મળશે અને તે સમાજને કબૂલ પણ રાખવા પડશે. લોકસંખ્યાનો ૯૬ ટકા જેટલો ભાગ કામદારવર્ગનો બનેલો હોય ત્યારે ખરેખર તેમનું જ રાષ્ટ્ર બની રહે છે. તે વખતે તેમનો રાષ્ટ્રનો એક વિભાગ રહેતો નથી. તેથી રાજસત્તા જ્યારે કામદારવર્ગના હાથમાં આવશે ત્યારે તે સત્તા આખા રાષ્ટ્રના હાથમાં ગયા જેવી થશે.

પહેલા એ કાળમાં પરોક્ષ કરની પદ્ધતિ હતી. પોતાની સાથે કામદારવર્ગને માથે પણ કર ઠોકી બેસાડવાની શ્રીમંતવર્ગની આ યુક્તિ હતી. પરંતુ હવે પછીના કામદારવર્ગના કાળમાં દરેક વર્ગની સ્થિતિના પ્રમાણમાં જ કર ઠરાવવામાં આવશે.

ઉપર વર્ણવેલા દરેક કાળની રાષ્ટ્રના ઉદ્દેશ વિષેની કલ્પના ભિન્ન ભિન્ન છે. પૂર્વકાળમાં એવી કલ્પના હતી કે માનવી સ્વાતન્ત્ર્ય અને સંપત્તિનું સંરક્ષણ કરવું એટલું જ માત્ર સરકારનું કર્તવ્ય છે. બીજાના ધંધાને નુકસાન ન થાય તેવી રીતે પ્રત્યેક વ્યક્તિ જેટલી સ્વતન્ત્રતાથી પોતાનો ધંધો કરી શકે તેટલી તેને છૂટ આપવી એટલું જ સરકારનું કર્તવ્ય, એવી બીજા કાળની કલ્પના હતી. આ કલ્પના પ્રમાણે દુર્બળ લોકો સબળના તાબેદાર બની જાય. કામદારયુગમાં સરકારની ફરજ વિષેની કલ્પના સાવ જૂદી છે. આ કાળની કલ્પના એવી છે કે અજ્ઞાન, વિપત્તિ, દારિદ્ય અને દુર્બળતા એ સર્વ પર દરેક મનુષ્ય વિજય મેળવી શકે તેવી યોજના કરવી એ જ સરકારની ખરી ફરજ છે. ટુંકમાં અર્વાચીન કાળના પ્રયત્નનું રહસ્ય જ પ્રગતિની કલ્પના છે. પ્રત્યેક યુગની પ્રધાન કલ્પના હોય છે વર્તમાન યુગની પ્રધાન કલ્પના માનવજાતિની નૈતિક ઉન્નતિ છે. પ્રથમ યુગના અંતમાં ગુલામગીરીના એટલે એક મનુષ્ય પ્રાણી પર બીજા મનુષ્ય પ્રાણીનો માલીકીનો હક નાશ પામ્યો; એટલે આ કાળમાં માનવી સ્વાતંત્ર્ય એ એક નૈસર્ગિક હક છે એમ સિદ્ધ થયું. નાગરિક યુગમાં મનુષ્યનો જ્ઞાન પ્રાપ્ત કરવાનો હક સાબીત થયો; અર્થાત્ લોકશિક્ષણ એ સરકારનું કર્તવ્ય ગણવામાં આવ્યું. હવે કામદારયુગમાં મજૂરોનો સંપત્તિ પર હક સાબીત થવાનો છે. મનુષ્યને ગમે તે કામ કરવાનો હક મળ્યા સિવાય, જ્ઞાન પ્રાપ્ત કરવાનો હક મળ્યા સિવાય, અને છેવટે સંપત્તિ મેળવવાનો હક મળ્યા સિવાય મનુષ્યને ખરૂં સ્વાતન્ત્ર્ય મળ્યું ગણાય નહિ. ટુંકમાં કામદારવર્ગની ચળવળનો

હેતુ વ્યક્તિને ખઇ સ્વાતન્ત્ર્ય મેળવી આવવાનો છે. સમતા એ તેનો મુખ્ય હેતુ નથી; તોપણ સ્વાતન્ત્ર્ય તો છે જ. અત્યારે મનુષ્ય અર્ધો સ્વતન્ત્ર છે. પહેલા યુગમાં તેને બિલકુલ સ્વાતન્ત્ર્ય નહોતું એ કાળમાં એક મનુષ્ય બીજા મનુષ્યને ગુલામ બનાવી શકતો. આ શરીરપરની માલીકીનો હક હવે નાબૂદ થયો છે. બીજા યુગમાં મનુષ્ય જોકે સ્વતન્ત્ર હતો તોપણ તેના શ્રમ ઉપર જમીનદારનું સ્વામિત્વ હતું. એ હક પણ અત્યારે નાબૂદ થયો છે. પોતાનો શ્રમ ગમે તે માણસને વેચવાનો હક તેને હવે છે. પરંતુ તેનું સ્વાતન્ત્ર્ય હજુ પૂર્ણ થયું નથી, કારણ શ્રમ એકલો સંપત્તિ ઉત્પન્ન કરવા અસમર્થ છે. શ્રમને સાધનોનો તથા ઓજારોનો સાથ મળવો જોઇએ. પરંતુ આ સાધનો અને ઓજારો મૂડીદારોના હાથમાં હોય છે અને તેથી જ મજૂરવર્ગને મૂડીદારોની તાબેદારી નીચે રહેવું પડે છે અને તેઓ જે મજૂરી આપે તે સ્વીકારવાની ફરજ પડે છે. સામાજિક પન્થનું કહેવું એ છે કે ઉત્પત્તિનાં આ સાધનો અને ઓજારો મનુષ્યની ખાનગી માલીકીનાં નહિ પણ સમાજનાં હોવાં જોઇએ. અર્વાચીન કાળમાં સંપત્તિની ઉત્પત્તિ પણ સામાજિક બની ગઇ છે. મૂડી અને શ્રમ પરસ્પરાવલંબી છે. પણ સંપત્તિની વહેંચણી માત્ર વૈયક્તિક પદ્ધતિની છે. સમાજમાં સંપત્તિની હાલની વહેંચણી અન્યાયી છે એવું રિકાર્ડોનાં નીચેનાં બે તત્ત્વોના આધારે સિદ્ધ કરવાનો પ્રયત્ન લૅઝેલીએ કર્યો છે.

રિકાર્ડોના મત પ્રમાણે વસ્તુની કિંમત આખરે શ્રમ પર આધાર રાખે છે. અમુક કલાકની અમુક મજૂરી એ જ વસ્તુનું મૂલ્ય. સમાજને પડેલો શ્રમ એટલે મૂલ્ય. માટે શારીરિક અને માનસિક શ્રમને જ સંપત્તિની ઉત્પત્તિનો સઘળો બદલો મળવો જોઇએ. પરંતુ અત્યારની ઔદ્યોગિક પદ્ધતિમાં શ્રમનું મહેનતાણું ઠરેલું હોય છે. માત્ર ગુજરાન માટે જેટલું ખર્ચ થાય તે કરતાં મજૂરીના દર વધવા અશક્ય છે; કારણ મજૂરીના દર વધવાથી લગ્નો વધુ થવા

લાગશે અને તેથી લોકસંખ્યા વધશે, અને પરિણામે મજૂરીના દર પાછા હતા તેના તે થશે.

અભિમત પંથે ઠરાવેલા આવા મજૂરીના નિર્દય કાયદાથી છૂટા થવાની મજૂરવર્ગની ઇચ્છા છે. તેમ કરવા માટે બધી મૂડી સરકારની જ કરવી એ સિવાય બીજો માર્ગ નથી. આ હેતુસિદ્ધિના માર્ગનું પ્રથમ પગથીઉં એ છે કે સરકારની મદદથી મજૂરવર્ગનો એક ધનોત્પાદક સંઘ બનાવવો. લૅઝેલીના સામાજિક પંથની આવી જ યોજના હતી.

લૅઝેલીનો એવો મત હતો કે પ્રત્યેક રાષ્ટ્રના મજુરવર્ગે પોત-પોતાની સ્થિતિ સુધારવાનો માર્ગ કાઢવો; અને તેથી તેની ચળવળ રાષ્ટ્રીય હતી. પરન્તુ તેનો આ નિશ્ચય તેની પાછળ ટક્યો નહિ. તેના અનુયાયીઓએ આ ચળવળને સાર્વરાષ્ટ્રીય બનાવી દીધી.

માર્ક્સ નામના ગ્રન્થકારે લખેલો 'મૂડી' નામનો ગ્રન્થ અર્વાચીન સામાજિક પન્થનો પ્રમાણ-ગ્રન્થ છે. આ ગ્રન્થમાં તેનાં સઘળાં પ્રમાણો આપવામાં આવેલાં છે. ગ્રન્થરચના ભારે કુશળતાપૂર્વક કરવામાં આવી છે એમાં શંકા નથી. એ ગ્રંથના વાચનથી ગ્રન્થકર્તાની વિચારશક્તિ, સંપત્તિશાસ્ત્રના સાહિત્યનું તેનું જ્ઞાન, તેની શોધકબુદ્ધિ અને તાર્કિક પૃથક્કરણબુદ્ધિ સ્પષ્ટ દેખાઇ આવે છે. છતાં તે ગ્રન્થમાં કંઇક દોષો પણ છે. પ્રથમ તો ભાષા સારી નથી; વળી સાદી અને સ્પષ્ટ બાબતો પર લાંબાલચક વિવેચનો કર્યાં છે, તેમજ વાદગ્રસ્ત મુદ્દાઓ પણ ગૃહીત માની લીધેલા છે.

'મૂડીનો ઉદય અને તેનું સામાજિક પરિણામ, એ જ આ ગ્રન્થનો વિષય છે. માર્ક્સે 'મૂડી'નો અર્થ તદ્દન જૂદો જ કર્યો છે. ભાવિ ઉત્પત્તિ માટે સીલક રાખેલી સંપત્તિ એટલે મૂડી એવો અર્થ સામાન્યરીતે સંપત્તિશાસ્ત્રીઓ કરે છે. આવો અર્થ કરીએ તો એક

ખેડૂત પાસે જે જે સાધનો અને ઓજારો હોય તેનો પણ મૂડી-સંગ્રહમાં સમાવેશ થઇ શકે. પહેલાં મજૂરોના હાથમાં જ મૂડી રહેતી. પોતાના ઉપભોગ માટેની સંપત્તિમાંથી બી વગેરે માટેનાં સાધનો ખેડૂત પહેલેથી જ જૂદાં કાઢતો. આ રીતે પોતાના નિર્વાહ માટે તે સંપત્તિ ઉત્પન્ન કરતો અને મૂડી શ્રમને તાબે રહેતી. પરંતુ ઔદ્યોગિક ક્રાન્તિ પછી અને વેપારની વૃદ્ધિ પછી સંપત્તિના ઉત્પાદક ધંધામાં જાતે ન પડનારા પણ પોતાની મૂડી કારખાન-દારોને ધીરનારા લોકોના હાથમાં મૂડી જઇ પડી અને કારખાનદારો મજૂરોને પોતાનાં કારખાનાંમાં કામે વળગાડવા લાગ્યા. માર્ક્સના મતાનુસાર મૂડી એટલે ફક્ત પૈસો જ છે. સંપત્તિ વધારવા માટે જે જે સંપત્તિનો ઉપયોગ કરવામાં આવે તે પૈસો જ છે. મૂડી-વાળા કંઇ પોતાના ઉપયોગ માટે સંપત્તિ ઉત્પન્ન કરતા નથી, પણ બીજાને માટે કરે છે, અર્થાત્ પોતાની સંપત્તિ વધારવાને તે બીજાને વેચે છે. સંપત્તિનો વધારો શી રીતે થાય છે અને ક્યાંથી થાય છે તે શોધી કાઢવું એ માર્ક્સના પુસ્તકનો મુખ્ય પ્રશ્ન છે.

વિનિમયથી પદાર્થનું મૂલ વધતું નથી; કારણ વિનિમય એટલે સરખા મૂલની વસ્તુઓની અદલાબદલી છે. વિનિમયથી પદાર્થની ઉપયોગિતા વધે ખરી, કારણ વિનિમયદ્વારા પોતાને ન જોઇએ એવી વસ્તુની પોતાને જોઇએ એવી વસ્તુ સાથે આપણે અદલાબદલી કરીએ છીએ; પરન્તુ એ સરખી વસ્તુઓની અદલા-બદલી હોય છે તે જ પ્રમાણે મૂળનો વધારો મૂડી વગેરે જડ સાધનોથી થતો નથી, પણ માનવી શ્રમથી થાય છે. ખરૂં જોતાં વસ્તુના મૂલ્યનો વધારો થાય તે મજૂરોને જરૂરી ગુજરાનનાં સાધનોની કિંમત અને મજૂરોના શ્રમથી ઉત્પન્ન કરેલી વસ્તુઓનું મૂલ્ય એ બેની બાદબાકીથી નીકળે છે. અને આવો મૂલ્યનો વધારો હાલની ઉદ્યોગપદ્ધતિમાં મૂડીદારો કરી લે છે. માર્ક્સે પોતાના ગ્રન્થના આગલા ભાગમાં મજુરવર્ગના શ્રમનાં ફળ તે વર્ગની પાસેથી કઈ

કઇ રીતે ખૂંચવી લેવામાં આવે છે તેનું વિવેચન કરેલું છે. માર્ક્સનું વિવેચન સંપત્તિશાસ્ત્રનાં બે પ્રમેયોના પાયા પર રચાએલું છે. તે પ્રમેયો આ પ્રમાણે :— (૧) શ્રમમાંથી મૂલ્યની ઉત્પત્તિ થાય છે; અર્થાત્ ઉત્પત્તિના ખરચ પર માલનું સ્વાભાવિક મૂલ્ય આધાર રાખે છે. અને (૨) શ્રમ ઉત્પન્ન કરવાના ખરચ પર મજૂરોની સ્વાભાવિક મજૂરીનો આધાર છે; અર્થાત્ મજૂરોના ગુજરાનને માટે જેટલો ખર્ચ અત્યન્ત આવશ્યક હોય તેના પ્રમાણમાં તેની મજૂરી હોય છે.

માર્ક્સે પોતાનો મત નીચેની રીતે પ્રતિપાદન કર્યો છે :—

**કિંમત**—વિનિમય-મૂલ્ય અને ઉપયુક્તતા-મૂલ્ય એવા મૂલ્યના બે ભેદ કરવામાં આવે છે. પણ વસ્તુનું ખરૂં મૂલ્ય આ બંનેથી જૂદું છે. કારણ ઉપયુક્તતામૂલ્ય એટલે કેવળ ઉપયુક્તતા છે. અને બીજું, પોતાને જોઇતી વસ્તુઓ જ્યાં માણસ જાતે જ તૈયાર કરે છે એવી સમાજની બાલ્યાવસ્થામાં અથવા જ્યાં સૌ વસ્તુ સહીઆરી ગણવામાં આવે છે ત્યાં વિનિમયમૂલ્યને અસ્તિત્વ જ હોતું નથી. પણ એટલું ખરૂં કે અર્વાચીન સમાજમાં મૂલ્ય વિનિમયમૂલ્યને રૂપે જ દૃષ્ટિગોચર થાય છે. ત્યારે, વિનિમયમૂલ્ય એટલે શું? એક ઉપયોગી પદાર્થની બીજા ઉપયોગી પદાર્થ સાથે જે પરિમાણથી અદલાબદલી થાય છે તેના પર વિનિમયમૂલ્યનો આધાર રહે છે. અને આ પરિમાણનો પદાર્થની ઉપયોગિતા પર લેશ પણ આધાર નથી; કારણ ઉપયોગિતા એ ગુણ છે, જ્યારે પરિમાણ એ સંખ્યા છે. બીજું, ઉપયોગિતાના બે પ્રકારની તુલના કરવી અશક્ય છે, કારણ એ અતુલ્ય છે. તે ઉપરાંત ઘણી ઉપયોગી વસ્તુઓને વિનિમયમૂલ્ય હોતું નથી: દાખલા તરીકે હવા, પાણી, નવી જમીન. એટલે જે વસ્તુઓને વિનિમયમૂલ્ય છે તે બધીમાં રહેનારો સામાન્ય ગુણ તે એની કષ્ટસાધ્યતા કે શ્રમસાધ્યતા છે. હવે શ્રમ એ ગણી શકાય તેવી વસ્તુ છે અને વસ્તુનું મૂલ્ય તે ઉત્પન્ન

કરવાને લાગેલા શ્રમના પરિમાણુ પર આધાર રાખે છે. અને શ્રમનું પરિમાણુ એટલે શ્રમનો કાળ. આ ઉપરથી ખરૂં મૂલ શ્રમનો કાળ અને પદાર્થની ઉત્પત્તિ એના સંબન્ધ પરથી નીકળે છે. મજૂરને ખરેખાત લાગેલા વખત પરથી વસ્તુનું મૂલ ઠરાવાય નહિ એ ઉઘાડું છે. કારણુ એક મજૂર બીજા કરતાં વધારે આળસુ હોવાનો સંભવ છે. પરન્તુ તે વખતે મળેલાં સાધનોનો ઉપયોગ કરીને સરાસરી જેટલો શ્રમ વસ્તુઓ ઉત્પન્ન કરતાં લાગે તેના પર મૂલનો આધાર રહે છે, આ સરાસરી એક ધંધામાંની મજૂરોની સંખ્યા અને તેમણે ઉત્પન્ન કરેલા સઘળા માલની સંખ્યા એના ઉપરથી કઢાય. આ પ્રમાણે માર્ક્સના વિવેચનનો સિદ્ધાન્ત એ થયો કે પદાર્થનું મૂલ એટલે માલમાં સંઘરી મૂકેલું શ્રમનું પરિમાણુ.

આ મૂલની મીમાંસા પર બે આક્ષેપ આવે છે. પહેલો એ કે આ ઉપપત્તિ પ્રમાણે જે વસ્તુ માટે શ્રમ લાગ્યો નથી તેને મૂલ હોવાની જરૂર નથી; અને બીજો એ કે જે વસ્તુને માટે શ્રમ પડયો છે તેને મૂલ હોવું જોઇએ. પહેલા આક્ષેપને માર્ક્સે મૂલ અને કિંમત વચ્ચેના ભેદની મદદથી ઉત્તર આપવાનો પ્રયત્ન કર્યો છે. નવી જમીન માટે શ્રમ પડયો નથી. અને તેથી તેને મૂલ નથી, પણ તેને કિંમત છે. બીજા આક્ષેપને માર્ક્સનો જવાબ એ છે કે જે શ્રમનું ફળ શ્રમ કરનારને યા બીજાને નિરુપયોગી છે તેને મૂલ નથી.

**મજૂરી**—અર્વાચીન સમયની ઔદ્યોગિક પદ્ધતિમાં મજૂરના શ્રમનું મૂલ તેણે ઉત્પન્ન કરેલા માલ પરથી ઠરતું નથી, પણ મજૂરના શ્રમની ઉત્પત્તિના ખર્ચ પરથી ઠરે છે; એટલે મજૂર અને તેના કુટુંબના ગુજરાનને માટે જેટલું ખર્ચ જરૂરી હોય છે તે પરથી તેના શ્રમનુ મૂલ ઠરે છે. આ ગુજરાનને માટે શી વસ્તુઓ જરૂરની છે તે દેશના રીતરિવાજ પ્રમાણે અને આબોહવા પ્રમાણે ઠરે છે.

મજૂરના શ્રમના બે ભાગ કરી શકાય. પોતાના ગુજરાનને અર્થે જરૂરી વસ્તુ ઉત્પન્ન કરવાને લાગેલા શ્રમનો કાળ એ આવશ્યક કાળ પૈકીનો છે. શ્રમનો બાકીનો કાળ એ શ્રમનો વધારાનો કાળ છે. આ વધારાનો કાળ યા આ વધારાનું મૂલ્ય કામના કલાક વધારીને અથવા મજૂરોની મજૂરી ઓછી આપીને વધારી શકાય, પરન્તુ અમુક એક મર્યાદાથી આગળ આ કરવું મૂડીદારોને માટે ઝાઝું શકય નથી હોતું. તોપણ આ બે મર્યાદાની વચ્ચે સારી પેઠે અવકાશ છે. હાલમાં મજૂરીની પદ્ધતિથી એવી સ્થિતિ થાય છે કે મૂડીવાળાઓ પોતે મજૂરીનું બધા વખતનું વળતર આપે છે એમ સમજે છે. પરન્તુ વાસ્તવિકપણે તેઓ આ વખતના એક ભાગનુ જ મજૂરોને વળતર આપે છે. જહાંગીરી પદ્ધતિના કાળમાં મજૂર પોતાના ધણીને માટે અઠવાડિયામાં એક દિવસ આપતો. પરન્તુ બાકીના દિવસે તે સાવ છૂટો રહેતો. હવે મજૂરી પદ્ધતિમાં માત્ર જીંદગી ટકી રહે એટલી મજૂરી પર બધો વખત મૂડીવાળાઓને માટે મહેનત કરવી પડે છે. મજૂરો સ્વતન્ત્ર હોય છે એમ મનાય છે. પણ વસ્તુતઃ તેઓ સ્વતન્ત્ર નથી. ખરૂં જોતાં મજૂરોના શ્રમના એક ભાગને બદલે તેમને મહેનતાણું આપી તેમની પાસેથી તેમના શ્રમનું સઘળું ફળ મૂડીવાળાઓ ઝુંટવી લે છે.

શ્રમનો સામાન્ય દિવસ એટલે કામનો દિવસ ૧૮થી ૮ કલાક સુધી જુદો જુદો હોય છે. માર્ક્સનો મત એવો છે કે સરકારે આ બાબતમાં જોગી દેવું વચ્ચે પડી ૮ કલાકનો દિવસ ઠરાવવો જોઇએ. આ પછી માર્ક્સે ઇંગ્લંડનાં કારખાનાંના કાયદાનો ઇતિહાસ આપીને આ કાયદા સારા છે એવો પોતાનો મત આપ્યો છે. યન્ત્રો અને તે વિષેની શોધ એ બેઉએ મૂળથી શ્રીમન્ત બનેલા મૂડીદારોને વધારે જ શ્રીમન્ત બનાવ્યા છે. આ સુધારો અને શોધ મૂડીએ કર્યાં નથી, પણ

શાસ્ત્રજ્ઞાનને લીધે થયાં છે. છતાં આ શોધનો સઘળો ફાયદો એકલા મૂડીદારોને મળે છે. ઔદ્યોગિક સુધારાનું સ્વાભાવિક પરિણામ એ આવ્યું છે કે મજૂરોની મજૂરી ઘટી છે, તેમના કામના કલાક વધ્યા છે, મજૂરોના અડધા વર્ગને નકામો શ્રમ પડે છે, બાકીના મજૂરો નવરા રહે છે અને આખરે સઘળા વત્તા મૂલ્યનો સંગ્રહ ગણ્યા ગાંઠયા મૂડીદારોના હાથમાં ગયો છે.

ઔદ્યોગિક સુધારાનું પરિણામ શ્રમની મજૂરી ઘટાડવામાં આવે છે; કારણ આ સુધારાથી બૌદ્ધિક, નૈતિક અને શારીરિક ગુણોનું પૃથક્કરણ થાય છે. તેનાથી ઝાઝી મહેનતનાં કામ ઓછાં થાય છે અને તેથી કારખાનાંમાં સ્ત્રીઓ અને છોકરાંના શ્રમને પસંદગી આપવામાં આવે છે; કારણ તેમ કરવાથી સરખી જ મજૂરીમાં આખા કુટુંબનો શ્રમ મળે છે. બીજું, ઔદ્યોગિક સુધારાથી કામનો દિવસ મ્હોટો થયો છે; કારણ યન્ત્રો રાતદિવસ ચાલી શકે છે અને મૂડીદારો મજૂરોના શ્રમનો વખત ૫ મિનિટ વધારે તોપણ એમનો ફાયદો કેટલોયે વધી જાય. ઐચ્છિક કામની પદ્ધતિ મજૂરોને અતિશય ઘાતક છે, કારણ મજૂરોને વધારે કામ કરવાનો મોહ થાય છે. અને મૂડીદારોને અમુક વખતમાં અમુક કામ થાય છે એનો અંદાજ જણાય છે, એટલે પછી તેઓ એટલું જ કામ મજૂરો પાસેથી કરાવી લેવાની ધારણા રાખે છે; અને એમ ન થાય તો કાંતો એમને મજૂરી ઓછી આપે છે અથવા કાઢી મૂકે છે. આ પ્રમાણે ઐચ્છિક કામ કદાચ થોડાક મજૂરોને ફાયદાકારક હોય તોપણ મજૂરોના આખા સમૂહને તો તે અત્યન્ત ઘાતક છે.

**લોકસંખ્યાના વધારાની સાપેક્ષતા**—માર્ક્સ એ મૅલ્થસનો અનુયાયી નહોતો. તેનો મત એવો છે કે દરેક દેશનો લોકસંખ્યાનો નિયમ નિરનિરાળો છે. એકંદર લોકસંખ્યાની વૃદ્ધિનો ભય પાયા વિનાનો છે. અત્યારે જણાતી લોકસંખ્યાની બીન જરૂરી વૃદ્ધિ તે સાપેક્ષ વૃદ્ધિ છે. અર્થાત્ પ્રંચડ મૂડીની પદ્ધતિનું એ પરિણામ

છે, કારણ આ પદ્ધતિથી સમાજમાંના અર્ધા લોકોને સઘળા લોકોનું કામ કરવું પડે છે. કામની યોગ્ય વહેંચણી થાય તો સૌને ભરપૂર કામ મળે. પરન્તુ યન્ત્રનો પ્રચાર, વ્યાપારનાં સંકટ અને લોકોની અભિરુચિમાં ફેરફાર, એ કારણોથી પુષ્કળ કામદારો બેકાર બની જાય છે, અને તેથી મજૂરોમાં મજૂરી માટે ચડસાચડસી શરૂ થાય છે અને પરિણામે મજૂરીના દર ઘટે છે. દરેક દેશમાં મજૂરોના બે વર્ગ હોય છે; એક નવરા મજૂરોનો અને બીજો કામવાળા મજૂરોનો. આ નવરા મજૂરોનો વર્ગ મજૂરીના સારા દરના વખતમાં અવિચારથી થએલા લગ્નમાંથી ઉભો થાય છે, એવો અભિમતપન્થી સંપત્તિ-શાસ્ત્રીઓનો મત છે. પરન્તુ આ ઉપપત્તિમાં એક વાત ભૂલાઈ જાય છે, કે તે એ કે મજૂરોની નવી લોકસંખ્યા થવાને ૧૮ વર્ષ લાગે છે. અને આ લાંબી મુદતમાં મજૂરીના દરમાં કેટલીયે વેળા વધઘટ થઇ ગએલી હોય છે. તેથી વધુ મજૂરીને લીધે લોકસંખ્યાની વૃદ્ધિ થાય છે એમ કહેવું ખરૂં નથી. વ્યાપારની મંદીતેજી પ્રમાણે ધંધામાં મૂડી ઓછીવત્તી રોકાય છે, તેથી લોકસંખ્યા હદથી વધારે થઇ પડી છે એવો કોઇ કોઇ વાર ભાસ થાય છે.

કાર્લ માર્ક્સના ગ્રન્થનો આ સાર સહેજ વિસ્તારથી આપ્યો છે; કેમકે સામાજિક પન્થની ઘણીખરી શાખાઓ પર માર્ક્સના મતની છાપ પડેલી છે. સમાઇક સમાજિક પન્થ, સંયુક્ત સામાજિક પન્થ એ બધાં માર્ક્સના મતનાં જૂદાંજૂદાં પ્રતિબિંબ છે. અભિમત પન્થના કેટલાક સિદ્ધાન્તોમાંથી અને ખાસ કરીને રિકાર્ડોના મૂલ વિષેના એક તરફી સિદ્ધાન્તોમાંથી માર્ક્સના મતનો ઉદ્‌ભવ થયો છે, એ વાત વાચકવર્ગના ધ્યાનમાં સહેજે આવી હશે. સર્વ સંપત્તિ શ્રમને લઇને ઉત્પન્ન થાય છે અને મૂડીદારો વચ્ચેથી જ બધો નફો ઉડાવી જાય છે; મજૂરવર્ગને તેની મજૂરી બદલ ઘટતું મહેનતાણું પણ આપાતું નથી. એ બધું ખાનગી માલીકીની સંસ્થાઓને જ આભારી છે. આથી જમીન પરથી ખાનગી માલીકી ઉઠાવી લઇ

સઘળી જમીન રાષ્ટ્રીય બનાવી દેવી જોઇએ તેમજ સઘળાં કારખાનાં અને મૂડી પણ સરકારી બનાવી દેવાં જોઇએ, એવા એવા ઉપાય મજૂર-વર્ગની સ્થિતિ સુધારવા માટે સામાજિક પંથાનુયાયીઓએ આગળ ધર્યા છે.

માર્ક્સની પછી, પરંતુ કેટલેક અંશે તેના જ શિક્ષણથી સામાજિક પંથ ધીમે ધીમે ક્રાંતિમૂલક બનતો ગયો. કારણ તેણે સૂચવેલા ઉપાયો અમલમાં મૂકવા માટે તે સમયની સરકાર તૈયાર નહોતી. આથી. ફેર સરકારનો નાશ કરીને તેની જગાએ નવી રાજ્ય-વ્યવસ્થા નિર્માણ કરવાનો પ્રયત્ન કેટલાક સમાજપંથી લોકોએ કર્યો; અને આનાથી આગળનું પગથીઉં એટલે અરાજક પન્થ.

બકુનિન અને પ્રુઢો એ આ પન્થના જનક હતા. તેમના મત પ્રમાણે ખાનગી મિલ્કત એ ચોકખી ચોરી છે અને તેનું સંરક્ષણ કરવાનું કામ સરકાર કરે છે. તેથી જો ખાનગી મિલ્કતની કલ્પના જ સમાજમાં મૂળે વિષમતા ઉત્પન્ન કરે છે તો તેવી સંસ્થાઓની સંરક્ષક સરકાર પણ અનિષ્ટ જ ગણાય. આથી આમ વર્ગને જો સુખ, સમતા જોઇતાં હોય તો તે મેળવવાનો ખરો ઉપાય સરકાર એ સંસ્થાનો નાશ કરવો એ છે. વળી જે કારણથી આ સરકારના હાથમાં સઘળી સત્તા આવેલી છે તે કારણથી તેનો નાશ સામોપચારથી કે કાયદાની પદ્ધતિથી તો કદાપિ થવાનો નથી. કારણ એ સંસ્થાની સત્તા કબૂલ રાખવી એ વાત તો એ કાયદાઓમાં પહેલી કલમ હોય છે. અને તેથી મનુષ્યની દાસ્યશૃંખલા આવા પ્રયત્નોથી વધારે મજબૂત જ બનતી જાય છે. આવી પ્રચંડ સંસ્થાનો નાશ કરવાનો ઉત્તમ ઉપાય ક્રાંતિકારક માર્ગનું અનુકરણ કરવું એ છે. આથી આ પન્થના લોકોએ દારૂગોળો, બોંબ, કાવતરાં અને ખૂન વગેરે જેવા માર્ગોનું અવલંબન કરેલું છે. દરેક સુધરેલા દેશમાં આવા પન્થના લોકોને સમાજના શત્રુ અને ભારે ગુન્હેગાર ગણવામાં આવે છે. સને ૧૮૮૨માં જીનોઆમાં ભરાયેલી આ પંથના લોકોની પરિષદમાં

વંચાએલા જાહેરનામાના નીચેના ઉતારા પરથી આ પન્થના મત સરસ રીતે જણાય છે, તેથી તેમાંની એક કલમનું ભાષાન્તર આપીએ છીએ.

"અમારો રાજા અમારો શત્રુ છે. અમે અરાજકપન્થી લોકો કોઇ પણ પ્રકારની સત્તા ધારણ કરનારા કે ધારણ કરવાની ઇચ્છાવાળા લોકોની સામે વિરોધ જ કરવાના. જે જમીનદાર પોતાના નફા માટે ખેડૂતની પાસે ગદ્ધાવૈતરૂં કરાવે છે. તે સૌ અમારા શત્રુ છે. જે જે કારખાનદાર ગુલામ જેવા મજૂરોથી પોતાનાં કારખાનાં ભરી દે છે તે પણ અમારા શત્રુ છે. સરકાર–પછી તે એકસત્તાક હોય, અલ્પસત્તાક હોય, બહુસત્તાક હોય યા મજૂરસત્તાક હોય,–તેના અમલદારો, તેનાં જૂદાં જૂદાં ખાતાં, તેના ન્યાયાધીશો અને પોલીસ, એ સઘળાંની બનેલી સરકાર અમારી કટ્ટી શત્રુ છે. જેના નામનો આશ્રય લઇને પાદરીઓએ આટલાં વરસ સારા સારા લોકોને પોતાને અધીન રાખ્યા તે સેતાન યા ઇશ્વરના નામથી નાશ પામનારી તાત્ત્વિક સત્તા પણ અમારી શત્રુ છે. ગુન્હાને પવિત્રતા અર્પનારો, તેનું સમર્થન કરનારો, નિર્બળનો છળ કરનારો અને બળવાન લોકોએ ઘડેલો કાયદો પણ અમારો શત્રુ છે."

ઉપરના ઉતારાથી અરાજકપન્થીઓનો ઉદ્દેશ સ્પષ્ટ જોઇ શકાય છે. હાલની સમાજમાંની સર્વ સંસ્થાઓ અને સત્તાનાં સ્થાનો જુલમગાર અને અન્યાયી લાગે છે અને તેમનો નાશ કર્યા વગર સમાજને ખરૂં સુખ ને ખરૂં સ્વાતન્ત્ર્ય મળવાનું જ નથી એમ તેઓ માને છે; અને તે પાર પાડવા માટે સર્વ પ્રકારના ક્રાન્તિકારક ઉપાયો અજમાવવામાં તેઓ બિલકુલ પાછી પાની કરતા નથી.

રશિયામાં વિધ્વંસક નામનો જે પન્થ ઉભો થએલો છે તેનાં અને આ અરાજક પન્થનાં તત્ત્વો સામાન્યતઃ સરખાં જ છે. તેમણે લીધેલા માર્ગ પણ મ્હોટે ભાગે સરખા છે. પરંતુ વિધ્વંસક પન્થ અરાજક પન્થ કરતાં વધારે જુસ્સાદાર હોઈ ગમે તે ક્રાન્તિકારક

માર્ગનો સ્વીકાર કરવા તૈયાર હોય છે એટલું જ. અરાજક પન્થનો પ્રવર્તક બકુનિન આ વિધ્વંસક પન્થીઓ ઉપર પણ સારૂં વજન ધરાવતો હતો. અરાજક પન્થનો ઉદ્દેશ હાલની સમાજસંસ્થાઓનો નાશ કરીને તેની જગ્યાએ નવી માનવીસૃષ્ટિ નિર્માણ કરવાનો છે, જ્યારે વિધ્વંસક પન્થીઓને તો ફક્ત વર્તમાન સ્થિતિનો નાશ જ કરવો છે.

રશિયાની અસાધારણ પરિસ્થિતિને લઈ આ પન્થ ત્યાં બહુ બળવાન થઇ ગયો અને તેથી તેને એક સ્વતંત્ર નામ મળ્યું. પરંતુ તાત્ત્વિક દૃષ્ટિથી જોતાં અરાજક અને વિધ્વંસક એ પંથોમાં ઝાઝો ફેર નથી. આથી એ પન્થનું વિશેષ વિવેચન કરવાની જરૂર નથી.

ક્રાન્તિકારક માર્ગનું અવલંબન કરનારા સામાજિક પન્થ, તેમજ સમાષ્ટિક પન્થ, તથા સંયુક્ત સામાજિક પન્થ, એ સઘળાનો ઉદ્દેશ સામાજિક પુનર્ઘટના કરવાનો છે. આ સૌને સમાજની મુખ્ય સંસ્થાઓ જ મૂળે અનિષ્ટકારક ભાસે છે. પરંતુ સામાજિક પુનર્ઘટના કરવાની તેમની કલ્પના શકય કોટિની નથી, તેથી તેમને હાથે કંઈ પણ પ્રત્યક્ષ કલ્યાણકારક કાર્ય થયું નથી, તેમજ સમજુ લોકોનો આ પન્થોને બિલકુલ ટેકો નથી એમ કહીએ તોપણ ચાલે.

પરંતુ જે સામાજિક પન્થ ઘણે અંશે શકય કોટિનો છે અને જે પન્થની છાપ દિવસે દિવસે થોડેઘણે અંશે સઘળી સુધરેલી સરકાર પર પડતી જાય છે એ પન્થ તે રાષ્ટ્રીય સામાજિક પન્થ. આ પન્થનો ઉદય જર્મનીમાં થયો હતો. એ દેશમાં ક્રાન્તિકારક પન્થોનો પ્રસાર ખૂબ થવા લાગ્યો. એ પન્થનો મારક ગણીને ત્યાંની સરકારે તેમજ તેના પ્રસિદ્ધ મુત્સદ્દી પ્રિન્સ બિસ્માર્કે રાષ્ટ્રીય સામાજિક પન્થનો સ્વીકાર કર્યો તેમજ તદનુરુપ કાયદાથી સુધારો કરાવવાનો ઉપક્રમ કર્યો.

આ બાબતમાં પ્રિન્સ બિસ્માર્કનો સલાહકાર અને રાષ્ટ્રીય સામાજિક પન્થનો અધિકારી લેખક વાગનર હતો. આ પન્થનાં

સ્વરૂપ અને કાર્ય તેમજ આ પન્થ પ્રમાણે કરાવવાનો સુધારો, એ વિષેની સ્પષ્ટ અને મુદ્દાવાર માહિતી વાગનરના જ ગ્રન્થમાંથી મળે છે. સમાજના જૂદા જૂદા વર્ગોમાં હિતૈક્ય અથવા પ્રેમસંબંધ ઉત્પન્ન કરવો, અન્યાયનો પ્રતિકાર કરવો, બની શકે તેટલી સંપત્તિની વ્હેંચણી સમતા અને ન્યાયપુરઃસર કરવી તથા કનિષ્ઠ અને મધ્યમ વર્ગની નૈતિક અને આર્થિક સ્થિતિ સુધારીને એકંદરે સમાજ પ્રગતિમાર્ગ તરફ વળે તેવી જાતની વ્યવસ્થા કાયદા મારફતે કરાવવી, એ બધાં રાષ્ટ્રીય સામાજિક પન્થનાં કર્તવ્ય છે. આ પન્થનું કહેવું એ છે કે અગાઉની સરકારની પોતાના કર્તવ્ય વિષેની સંકુચિત કલ્પના છોડી દેવી જોઇએ. કનિષ્ઠ વર્ગની સ્થિતિ સુધારવા માટે ઉદ્યોગધંધામાં સરકાર હાથ ઘાલે તેમાં વાંધો નથી. સ્વાવલંબન, સહકાર, મજૂરસંઘ વગેરે તત્ત્વો સારાં છે અને એ સઘળાંને બની શકે તેટલું ઉત્તેજન આપવું જોઇએ. પરંતુ આટલેથી બધું કર્તવ્ય પતી જાય છે એમ નથી. કાયદા મારફતે મજૂરોની સ્થિતિ સુધારવાનો પ્રયત્ન સરકારે કરવો જોઇએ. દાખલા તરીકે કામના કલાક ઠરાવવાનું, રજાના દિવસો નક્કી કરવાનું, મિલનો કાયદો, તેમજ કારખાનાવાળાની સારાં હવાઉજાસ વાળાં અને આરોગ્યકર કારખાનાં રાખવાની ફરજ, એવા એવા ઇંગ્લંડમાં પસાર થએલા કાયદા રાષ્ટ્રીય સામાજિક પંથોનાં તત્ત્વોને અનુરૂપ જ છે. આમ છતાં, સરકારે મજૂરોને પેન્શન મળે તેવી ગોઠવણ કરવી, તેમની જીંદગીનો વીમો ઉતરાવવાની વ્યવસ્થા કરવી, તેમની બિમારીમાં અગર અકસ્માતના પ્રસંગે તેમના ભરણપોષણ વિષે તજવીજ રાખવી, એ બધાં કામ સરકારે પોતાને હસ્તક લેવાં જોઇએ એવો આ પન્થનો મત છે. તેમજ જે ઠેકાણે અગર જે ધંધામાં એક જ વ્યક્તિના કે સંઘના હાથમાં તમામ સંપત્તિ જવાથી મજૂરવર્ગ પર જુલમ થવાનો સંભવ હોય તેવા ધંધાઓ પણ સરકારે હાથમાં લેવા એ પણ સરકારનું કામ છે. તે ઉપરાન્ત સમાજમાં વિષમતા ઉત્પન્ન થવાનું એક મુખ્ય કારણ સ્થાવર

મિલ્કતની ખાનગી માલીકી અને તેમાંથી થવાનું અનુપાર્જિત જ છે. તેથી તેવે ઠેકાણે માલીકી સરકારને હાથે હોવી જરૂરની છે, એવો રાષ્ટ્રીય સામાજિકપન્થી ગ્રન્થકારોનો મત છે. આ વિષે વાગનરે પોતાના ગ્રન્થમાં નીચેની યોજના રજૂ કરેલી છે.

૧. દેશનાં સઘળાં જંગલો પર સરકાર કે સાર્વજનિક સંસ્થાની માલીકી હોવી જોઇએ; કારણ આવી સ્થાવર ઉત્પન્નમાં અનુપાર્જિત વૃદ્ધિ પુષ્કળ થાય છે. આ વધારો સરકારને મળવાથી લોકોને માથેથી એકંદરે કરનો બોજો ઓછો થાય છે.

૨. વાવેતરની જમીનની મોટી મોટી મિલ્કતો થોડા લોકોના હાથમાં જવાથી જ જમીનનો સાર્વજનિક ઉપયોગ ઓછો થઇ જાય છે. આથી ગરાસદારોની જમીન થોડી હોવી જોઇએ તે અને તેમને તેમની જમીનની પૂર્ણ સ્વતંત્રતા આપવી જોઇએ.

૩. શહેરમાંની જમીન પર ખાનગી માલીકી કદિ ન હોવી જોઇએ; એવી માલીકીથી જમીનની કિંમતમાં કલ્પનાતીત વધારો થઇ જાય છે અને શહેરમાં રહેનાર ગરીબ લોકોને ઘર મળવાં બહુ મુશ્કેલ થઈ પડે છે.

૪. ઉદ્યોગધંધાનાં સાધનો, જેવાં કે રસ્તા, રેલ્વે, નહેરો એ તમામ પર માલીકી સરકારની હોવી જોઇએ. રેલ્વેનો ઉદ્દેશ આવક કરવાનો ન હોય, પરંતુ લોકોને પ્રવાસનાં સાધન આપવાનો હોવો જોઇએ. રેલ્વે રાષ્ટ્રીય કરવાથી રેલ્વે કંપનીઓ લોકોને રંજાડી શકશે નહિ, તેમજ આવકમાં જે કંઈ અનુપાર્જિત વૃદ્ધિ થશે તેનો લાભ આખી સમાજને મળશે.

૫. ગ્યાસતેલ, મીઠું, કોલસા વગેરે સામાન્ય ઉપયોગની વસ્તુઓની ખાણો સરકારના તાબામાં હોવી જોઇએ.

વાગનર પ્રિન્સ બિસ્માર્કનો મુખ્ય સલાહકાર હતો એ ઉપર કહ્યું જ છે, અને તેથી વાગનરની પુષ્કળ કલ્પનાઓ પૈકી મ્હોટા ભાગને જર્મન સરકારે તરત જ ટેકો આપ્યો હતો.

ઉપરના વિવેચન પરથી જોઇ શકાશે કે સામાજિક પન્થના છયે પેટાવિભાગમાંથી રાષ્ટ્રીય સામાજિક પન્થે સુધરેલી સર્વ સરકારો પર સારી છાપ પાડેલી છે; તેમજ એ પન્થની કલ્પનાઓ પૈકીની ઘણી તો સુસાધ્ય પણ છે એ હવે પછીના પ્રકરણની હકીકતથી જોઇ શકાશે.

---

## પ્રકરણ ૧૮મું

---

## સામાજિકપન્થી યોજનાઓનો વિચાર

ગયા પ્રકરણમાં સામાજિક પન્થનો ઇતિહાસ અને તેનાં જૂદાં જૂદાં સ્વરૂપોની માહિતી આપી. હવે આ પન્થે સૂચવેલી યોજનાઓનો વિચાર આ ભાગના છેવટના પ્રકરણમાં કરવાનો રહ્યો. ક્રાન્તિમૂલક પન્થે સુચવેલા ઉપાય તે ઉપાય નહિ પણ અપાય જ છે; કારણ આ પન્થના મત પ્રમાણે તો માનવી સંસ્કૃતિનું મૂળ જે સમાજવ્યવસ્થા તેનો જ નાશ એ જ એક સર્વોત્તમ ઉપાય છે. આ પન્થની યોજનાઓમાં વિધાયક જેવું કંઈ છે જ નહિ. તેને મતે તો છે તે સ્થિતિ દૂર કરો એટલે પત્યું. પછી આપોઆપ સારી સ્થિતિ ઉત્પન્ન થશે. આ પન્થ ત્રાગાનો છે; એક દૃષ્ટિથી તે ચોખ્ખો દૈવવાદી છે. તેથી તેની યોજનાઓમાં વિચારના ભાગ કરતાં કેવળ વિકાર અને ત્રાગાનો ભાગ વિશેષ હોય એ સ્વાભાવિક છે. આવા પન્થના મત તેમજ તેના ઉપાય સાથે કોઈ પણ સમજુ માણસ સંમત થાય નહિ એ દેખીતું છે. તેથી આ પન્થના ઉપાયોનો વિચાર સુદ્ધાં કરવાની જરૂર નથી.

સંયુક્ત પન્થે સૂચવેલી યોજનાઓની પણ લગભગ ઉપરના જેવી જ સ્થિતિ છે. આ પન્થને તો વળી ખાનગી માલીકીની સંસ્થા બિલકુલ જોઈતી નથી. તેને તો આખા સમાજની મિલ્કત સંયુક્ત જોઇએ છીએ. 'મારૂં અને તારૂં' એ કલ્પનાને સમાજમાંથી

ઉખેડી નાંખવી એમ એ પન્થનું કહેવું છે. પૂર્વકાળમાં ધાર્મિક કલ્પનાઓને લઇને આવી કેટલીક નાની નાની સંસ્થાઓ સર્વત્ર અસ્તિત્વ ધરાવતી હતી. દાખલા તરીકે કૅથોલિક ધર્મમાં સ્રાઇટ નામનો એક પન્થ છે. એ પન્થમાં દાખલ થનારાઓને કુટુંબ તેમજ ખાનગી મિલ્કત બંનેનો ત્યાગ કરવો પડે છે. તે જ પ્રમાણે બીજી પણ પરોપકારી સંસ્થાઓમાં સાર્વજનિક મિલ્કત રાખવાનો રિવાજ ક્યાંક ક્યાંક હોય છે. ઉપરાંત સમાજની બાલ્યાવસ્થામાં જમીન જેવાં સંપત્તિના ઉત્પાદનનાં સાધનો સંયુક્ત માલીકીનાં હતાં એમ જણાય છે. આવાં દષ્ટાંતો પરથી સંયુક્ત સામાજિક પન્થવાળાને એમ લાગે છે કે આખા સમાજની સંયુક્ત મિલ્કતના તત્ત્વની વ્યવસ્થા થવાથી સમાજ સુખ પામશે અને તેને દુઃખ, હાલહવાલ અને ગરીબાઇ નહિ ભોગવવી પડે. બાહ્ય દૃષ્ટિએ જોતાં આ માર્ગ સારો લાગે છે એમાં કંઇ જ શંકા નથી. કારણ કે, પ્લેટો જેવા તત્ત્વજ્ઞાનીએ પણ ઉત્તમ સમાજ સંબંધી ચિત્રપટ દોરતાં ખાનગી મિલ્કતની સંસ્થાનો નાશ કરીને તેને બદલે સંયુક્ત મિલ્કતવાળી સંસ્થાની યોજના દર્શાવી છે. પરંતુ આવા પ્રકારની યોજનામાં માનવ-સ્વભાવની અજ્ઞાનતા દેખાય છે. કોઇ કોઇ અવિવાહિત રહેલા માણસો સુખી દેખાય છે, તેઓ નીતિમાન રહેલા છે અને લોકોપયોગી કામ પણ કરે છે, તેને લીધે બ્રહ્મચર્યની સંસ્થા ઉત્તમ દેખાય છે અને વિવાહ એ ગૌણ અને દુઃખોત્પાદક હોવાનો ભાસ થાય છે. પરંતુ માનવસ્વભાવ જોતાં બ્રહ્મચર્ય એ કંઇ સ્વાભાવિક સ્થિતિ નથી. જ્યાંસુધી તે અપવાદ તરીકે હોય છે ત્યાં સુધી જ તે પ્રશંસનીય દેખાય છે. પરંતુ જો તે સાર્વત્રિક થાય તો તેનાથી અનીતિ અને અનર્થ ઉપજ્યા વિના રહે જ નહિ, એવો અનુભવ સર્વ કાળમાં થતો આવ્યો છે. આથી વિવાહ એ જ મનુષ્યસ્વભાવને ઉન્નત દશાએ લઇ જનારી સંસ્થા છે, એમ સારાસારનો વિચાર કરતાં સમજાય છે; અને તેથી જ તે બ્રહ્મચર્યની સંસ્થા કરતાં સારી છે

એમ પણ કહેવું જ પડે છે. ખાનગી અને સંયુક્ત મિલ્કતની સંસ્થાઓનું પણ એમ જ સમજવું. જ્યાં સુધી સંયુક્ત મિલ્કતની સંસ્થા અપવાદરૂપ છે ત્યાં સુધી જ તે સારી દેખાય છે; અને તેનું સુપરિણામ પણ ભાસે છે. પરંતુ તે સાર્વત્રિક થઇ કે તુરત જ તે અનર્થ કરનારી નીવડવાની અને સમાજ–સુધારણાનો નાશ કરવાની. એટલે ખાનગી માલમિલ્કતની સંસ્થા જ સમાજની ઉન્નતિ કરનારી છે એ સ્પષ્ટ છે.

ઉપરના વિવેચનથી સિદ્ધ થાય છે કે, અરાજક અને વિધ્વંસક પન્થની પેઠે સંયુક્ત સામાજિક પન્થની સમાજ–સુધારણાની ઉપાય યોજનાઓ પણ આત્મઘાત કરનારી જ છે. વળી બાહ્ય દૃષ્ટિએ તે સુંદર દેખાય છે ખરી, પણ તેનો પ્રચાર સમાજની ઉન્નતિ કરી શકશે નહિ. તેથી તો સમાજ ઉલટો જંગલી બની જશે અને 'બળીઆના બે ભાગ' જેવો જ ન્યાય શરૂ થશે. આથી આ પન્થની ઉપાય યોજના સાથે પણ સમજુ મનુષ્યો સંમત નહિ થાય એ વાત સ્પષ્ટ છે.

સમાષ્ટિક સામાજિક પન્થનો અભિપ્રાય એવો છે કે, ખાનગી મિલ્કતની સંસ્થા ફક્ત જંગમ મિલ્કત પૂરતી જ રાખવી, પરંતુ સંપત્તિની ઉત્પતિનાં બધાં સાધનો તો સરકારની માલીકીનાં હોવાં જોઇએ. આનો અર્થ એ જ કે, દરેક મનુષ્યે સરકારી નોકર બનવું અને દરેક ધંધો એક સરકારી ખાતું જ બની રહે. આવી રીતે તો સંપત્તિની વહેંચણી ગુણાનુરૂપ બની જશે અને સમાજમાંનો શ્રીમંત પરંતુ આળસુ વર્ગ તો કદાપિ નજરે પણ નહિ પડે. કારણ કે, કોઈ પણ માણસને કામ કર્યા વગર પગાર જ મળશે નહિ. આવા પન્થની યોજનાઓનું પરિણામ સમાજમાંથી સ્વાવલંબન અને તેથી વ્યક્તિ વિશેષત્વનું જડમૂળ કાઢી નાંખે એ સ્પષ્ટ જ છે. આવો સમાજ તો કાયદાથી જકડાયલો અને રૂઢિબદ્ધ ગણાય; અને તેથી

વ્યકિતના વિશેષ ગુણો કે જે સમાજની પ્રગતિ રૂપ છે તે તો સમૂળગા અદૃશ્ય થાય. વળી આ પન્થની માન્યતા એવી હોય એમ પણ ગણાય કે સરકાર અને પ્રજા બન્નેમાં વિલક્ષણ પ્રકારનો ભેદ હોવો જોઇએ. સરકારને સર્વજ્ઞાની, શાણી અને સંપૂર્ણ ન્યાયી માનવી જોઇએ. અને તેથી સરકારમાં અસમતા કે એના જેવા બીજા દુર્ગુણો રહેવા પામે નહિ. પરંતુ આ માન્યતા વાસ્તવિક ન ગણાય, આ તો એક અપવાદ જ ગણાય. કેમકે તેમ થવાથી તો થોડા મૂઠીભર અને બહુ સુધરેલા લોકોનો અમલ જંગલી અને પશુવૃત્તિ-વાળા લોકો પર બેઠો હોય તેવું જ થાય. આવી વસ્તુસ્થિતિમાં સરકારે બધી બાબતમાં માથું મારવું જોઇએ; અને સામાજિક હિતની દૃષ્ટિથી તેમ થવાની જરૂર પણ ખરી. પરંતુ આ સ્થિતિ તો અપવાદરૂપ જ ગણાય. સામાન્ય રીતે તો રાજાપ્રજા ઉભયનો દરજ્જો સમાન જ જોઇએ. વળી ઔદ્યોગિક વ્યવસાય સરકાર હસ્તક મૂકવાથી સમાજ સુખી થાય એમ માનવાનું તો કારણ જ નથી. સામ્પ્રત સમયમાં સંપત્તિની ઉત્પત્તિની જવાબદારી એક જ વ્યકિતના શિર પર હોઇને તેમજ તેના ઉપર જ તેનો નફો અવલંબી રહેલો હોઇને જે લાગણી, કાળજી અને અંગમહેનત અત્યારે દેખાય છે તે આ સમાઇક ઔદ્યોગિક પદ્ધતિમાં અદૃશ્ય થશે, તેમજ એવી વ્યકિતઓ હતાશ પણ થાય. વળી અત્યારના સમાજમાં જે થોડી ઘણી વ્યક્તિઓ સાધનસંપન્ન દેખાય છે તે પણ અદૃશ્ય થાય અને આખો સમાજ ગરીબ અને કંગાલ બની રહે. આથી આ પન્થની યોજનાઓ પણ અમલમાં મૂકી શકાય તેવી નથી.

વૈયકિતક સામાજિક પન્થની યોજના પણ સમાજને બાલ્યા-વસ્થા પ્રતિ દોરનારી છે. કારણકે, આવી ગ્રામસંસ્થાની સ્થિતિમાંથી વર્તમાન સમાજસ્થિતિનો વિકાસ થયેલો છે. અને જેમ પાણીનો પ્રવાહ

બદલાતો નથી તેમ ઉત્ક્રાન્તિનો પ્રવાહ પણ ન બદલાય. આથી આ યોજના પણ બહુ વિચારણીય નથી.

સામાજિક પન્થના પેટાભેદો પૈકી હવે રાષ્ટ્રીય સામાજિક પન્થ રહ્યો. પાછળ આપણે જોઇ ગયા છીએ કે આ પન્થની છાપ ઘણીખરી સુધરેલી સરકારો પર પડી છે, કારણકે એ પેટાભેદ વધારે વ્યવહારૂ છે. એનું મુખ્ય કારણ એ છે કે ચાલુ ઔદ્યોગિક પરિસ્થિતિમાં વિશેષ હાથ ઘાલ્યા વગર જ પોતાનું શ્રેય માત્ર કાયદાની સહાયથી કરી લેવાનો પ્રયત્ન આ પન્થ કરે છે. બીજા બધા પન્થો હાલની ઔદ્યોગિક પદ્ધતિમાં ફેરફાર કરવાનો પ્રયત્ન કરે છે. પરંતુ તેનું પરિણામ સંપત્તિનો ઝરો સૂકવી નાખનારૂં જ નીવડે. અંતે સમાજમાં સંપત્તિ રૂપી જળનો કાળ પડે. આવો કાળ સૌને સરખો જ નડે, ત્યારે એમ બધા એક કોટીના થવાથી લોકોને સંતોષ તો ન જ થાય. રાષ્ટ્રીય સામાજિક પન્થ સંપત્તિ રૂપ ઝરાને બિલકુલ હાથ પણ અડાડતો નથી. એ પન્થ તો ઉલટો એ ઝરાને સલામત રાખે છે; એટલું જ નહિ પરંતુ તેનાં જળ વધારવાનો પ્રયત્ન કરે છે. એ ઝરામાંથી જે કાદવવાળું પાણી આવે છે તેને એ પન્થ કાયદારૂપી ગળણીથી ગાળે છે. અને સઘળી જમીનને સરખું પાણી મળે એ હેતુથી તેના એક જ દિશામાં વહેતા પ્રવાહને જુદે જુદે માર્ગે વાળવાનો પ્રયત્ન કરે છે. ટુંકામાં, હાલની ઔદ્યોગિક પદ્ધતિમાંની સંપત્તિની અણુસરખી વહેંચણી તે કબૂલ રાખે છે. તે અણુસરખી વહેંચણી દૂર કરવા ખાતર આખી ઔદ્યોગિક પદ્ધતિનો નાશ કરવા માટે તો તે તૈયાર જ નથી. કારણકે, એ પન્થ જાણે છે કે તેમ કરવાથી તો ઉલટી સંપત્તિની ઉત્પત્તિ જ બંધ પડે. અને તેથી જ સંપત્તિની એવી અણુસરખી વહેંચણી કાયદાની મદદથી ઓછી કરવી એવી આ પન્થની યોજના છે. એટલે આ પન્થની યોજના સૌથી વિશેષ વ્યવહારૂ છે અને તેની પ્રગતિ દિનપ્રતિદિન વધતી જ ચાલી છે.

વળી તેની પ્રગતિનું બીજું એક કારણ એ છે કે, સરકારની કામ કરવાની હાલની રુઢિબદ્ધ પદ્ધતિનો લોપ કરી તેને બદલે ઉદાર અને વિસ્તૃત પદ્ધતિ નિર્માણ કરવાની કલ્પના તે પન્થમાં છે. એટલે સમાજમાં જ્યાં જ્યાં દુઃખ કે અસંતોષ જણાય તે મટાડવાનું કામ સરકારનું જ છે, એવો અર્વાચીન મત છે; અને આથી જ કાયદાઓથી સુધરેલી સરકારો આવાં કામ બેધડકપણે કરી રહી છે. સામાજિક યોજનાઓ જ્યારે પોતાનું બળ બતાવે છે ત્યારે તેમાંની ઘણીખરી યોજનાઓનો સરકારોને સ્વીકાર કરવો પડે છે, તેનું પણ ઉપર કહ્યું તે જ કારણ છે.

સામાજિક પન્થોના જુદાજુદા પેટાભેદોની યોજનાઓ અને તેના સામાન્ય પરિણામ સંબંધી વિચારો આપણે આહીં સુધી કર્યા. હવે તેની થોડી વિચિત્ર યોજનાઓ અને ઉપાય સંબંધી વિચાર કરવાનો રહ્યો. એટલું કરી રહીએ એટલે આ ભાગની પૂર્ણાહુતિ થઇ.

આ પૈકીની ઘણીખરી તો સઘળા સામાજિક પન્થી લોકોને મન ભાવતી—સર્વ જમીન સરકારની માલીકીની બનાવવાની—છે. રિકાર્ડોની જમીન સંબંધીની ભાડાની આવકના સાક્ષાત્ પરિણામરૂપ આ યોજના છે. એ સંબંધમાં મિ. વોલેસ અને હેન્રી જ્યોર્જ એ બે લેખકોનાં પુસ્તકોથી ઇંગ્લંડમાં ભારે ચળવળ જાગી હતી. મિલને પણ આ યોજનાનાં મુખ્ય તત્ત્વો પસંદ પડયાં હતાં. એ રીતે જમીન સંબંધી સુધારણા કરવા માટે ઇંગ્લંડમાં એક સભા પણ સ્થાપવામાં આવી હતી. તે સભાએ ચળવળ કરવા માંડી હતી અને મિલ તેનો અધ્યક્ષ બન્યો હતો. દેશમાંની સઘળી જમીન સરકારની માલીકીની બનાવવી એ જ આ ચળવળનો હેતુ હતો. સામાજિક પન્થોને પણ આ ચળવળ ભારે મહત્ત્વની લાગતી હતી. કારણકે, તેમની માન્યતા પ્રમાણે સંપત્તિની અણસરખી વ્હેંચણી

એ જ બહુજનસમાજના દારિદ્ર્યનું કારણ હતું; અને તે કારણ એ જમીનની ખાનગી માલીકી.

રિકાર્ડોનો સિદ્ધાંત એવો હતો કે, લોકસંખ્યાના વધારા સાથે જમીનનો વધારો પણ થયે જવો જોઇએ; અને ખાનગી માલીકીની સંસ્થાઓ તે આધારે જમીનદારોને જ વધુ આવક આપનારી બનતી જાય એમ તે માનતો હતો. આ રીતે જમીનદારવર્ગને આવક મેળવવા માટે કંઈ જ શ્રમ કરવો પડતો નથી. ઉલટું તેમને દેશમાં વધતી જતી આવકનો હિસ્સો વગર શ્રમે મળ્યે જ જાય છે. સામાજિક પન્થના લોકોને આ જ મોટી અસમાનતા લાગે છે. રાતદહાડો સખ્ત મહેનત કરીકરીને મરી જવા છતાંયે દેશમાં જેમ જેમ આવક વધતી જાય છે તેમ તેમ મજૂરવર્ગની મજૂરી ઘટતી જાય છે; એટલું જ નહિ, પરંતુ ઉલટા જમીનદારો વધતા જ જાય છે. આથી જો સઘળી જમીનની માલીકી સરકારને સ્વાધીન કરવામાં આવે તો એવી વિષમતાનું કારણ દૂર થાય. વળી તેમ થવાથી ખાનગી જમીનદારોને મળનારો લાભ આખા દેશને મળે. સઘળી જમીન સરકારી થઈ એટલે સરકાર તેનું વેચાણ સસ્તી કિંમતે ગરીબ મજુરવર્ગને આપે. આમ થવાથી જમીનનો ફાયદો ઘણા લોકોને મળે અને તેને લીધે વિષમતાનું મોટું કારણ પણ નાબૂદ થાય.

સામાજિક પન્થી લોકો આ બાબતમાં એકતરફી જ વિચારો ધરાવતા લાગે છે. તેઓ એમ માનતા લાગે છે કે સરકાર એકલી જ જમીનની માલિક બને તો એક નાનો વર્ગ જે વગર મહેનતે લાભ મેળવે છે તે બંધ થાય અને તેથી સંપત્તિની વિષમ વહેંચણી વિષયક મોટો અન્યાય દૂર થાય. મિલ જેવો સંપત્તિ-શાસ્ત્રી આ યોજનાને જૂદી જ દૃષ્ટિથી જુએ છે. સુધારણા કરવા તૈયાર થયેલા દરેક દેશમાં જમીનનું ઉપજ વધેલું જ હોય છે. એ વધારો કિંવા ઉત્પન્ન પર ખાનગી વ્યક્તિનો કોઈ પણ પ્રકારનો

હક હોતો નથી; કેમકે તે વધારો સુધરેલી અને વ્યવસ્થિત રાજ્ય-પદ્ધતિને આભારી છે. આથી એ વધારાના ઉત્પન્ન પર સરકારનો જ હક હોય છે. જમીન ઉપરનો ખાનગી માલીકીનો હક કહાડી નાંખીને તે સરકારી બનાવી દેવી એટલે સરકારને આવક વધારી આપવી અગર તે વખતોવખત તેને વધારી શકે તેવી સરકારને બનાવવી. આથી તો સહજ પણ શ્રમ ન પડે તેવી રીતે આવક ઉત્પન્ન કરવાનો હીરો જ સરકારને પ્રાપ્ત થાય. આ સંબંધમાં મિલની સુધારણાનો હેતુ એવો હતો કે, કાયમી ધારાની પદ્ધતિ છોડીને તેને બદલે મુદ્દતી ધારાની પદ્ધતિ ચાલૂ કરાવવી. જમીન સંબંધી ધારાઓમાં તેમજ મોટી ખેતીની પદ્ધતિમાં ફેરફાર કરવાનો તેનો બિલકુલ જ ઇરાદો નહોતો. હેન્રી જ્યૉર્જ જેવો લેખક પણ મોટી ખેતીની પદ્ધતિનો નાશ કરીને તેને બદલે નાની નાની ખેતીપદ્ધતિ દાખલ કરવાનો હિમાયતી હતો. અને તેમ કરવા માટે બધી જમીનની માલીકી સરકારને હસ્તક મૂકાવી જ જોઇએ એમ તેનું કહેવું હતું. અર્થાત્ સામાજિક પન્થી લોકોને જમીન સંબંધી સરકારી માલીકી એ ફક્ત એક જ સાધન લાગતું હતું. પરંતુ મિલની યોજનાનું ધ્યેય તો સરકારી માલીકી સ્થાપિત કરવાનું જ હતું.

સામાજિક પન્થોની યોજનામાં જમીન ઉપરની માલીકી સરકારની કરવા માટે બે માર્ગો સૂચવ્યા હતા. એક તો એ કે, હાલ જમીનના જે જે ખાનગી માલીકો હોય તેમને તેમની જમીનની કિંમત આપીને સરકારે તે વેચાતી લેવી. બીજા માર્ગના સંબંધમાં સામાજિકપન્થી લેખકો એમ કહે છે કે પૂર્વ કાળમાં જમીનની માલીકી સમાજની હતી એમ લાગે છે; એટલે કે, જમીનનું વાવેતરનું કામકાજ તો ખેડૂત જ કરે; પરંતુ જમીન દરેક ગામમાં સંયુક્ત જ ગણાતી. આથી મૂળ જમીન સમાજના માલીકીહકની હતી. હવે જ્યારે સરકાર નામક સંસ્થા ઉત્પન્ન થઇ અને તેને

વ્યવસ્થિત સ્વરૂપ પ્રાપ્ત થયું ત્યારે સરકારને પ્રતિનિધિ તરીકે એ માલીકીહક પ્રાપ્ત થયો. યુરોપમાં કેટલેક સ્થળે આ માલીકીહક ખાનગી વ્યક્તિઓને પણ આપવામાં આવ્યો હતો. પરંતુ સરકારને તેમ કરવાનો બિલકુલ હક નથી. અર્થાત્ સરકાર જો તેમ કરે તો એ ગેરકાયદેસર છે. તે જ પ્રમાણે હાલ જે જે ખાનગી વ્યકિતઓ જમીન ઉપર હક ધરાવે છે તે પણ ગેરકાયદેસર જ છે. આવી ખાનગી વ્યક્તિઓ પાસેથી કાયદાની રૂએ જમીન ખૂંચવી લેવાનો સરકારને હક છે. તે જમીન બદલ ખાનગી વ્યક્તિઓને કંઈ પણ કિંમત આપવાની સરકારને જરૂર નથી.

ઉપરનો ક્રાટિક્રમ કેટલો ભ્રામક છે તે આપણે આગળ ઉપર જોઈશું. અત્યારે જે જે માણસોના તાબામાં જમીન છે તે તેમણે પૂર્ણ કિંમત આપીને ખરીદ કરેલી છે. પૂર્વ કાળમાં ગમે તે સ્થિતિ હોય, પરંતુ જે લોકોએ ખાનગી માલીકીના હકથી તે જમીન આજ પેઢી દર પેઢી ભોગવી છે તેથી તેના ઉપર તેમની અત્યારે માલીકી જ છે એમ કહેવું પડે છે. સરકારને જો તે જમીન જોઈતી હોય તો તેણે તે બજારભાવથી ખરીદવી જોઈએ એ સ્પષ્ટ જ છે. જો એમ ન થાય તો તો સરકાર લોકોની ખાનગી મિલકત હજમ કરી જાય છે એમ જ થયું. વળી જો સરકાર એમ જ કરવા માંડે અને તે પણ કાયદાની સહાયથી, તો તો પોતાની માલમિલ્કતની સુરક્ષિતતા બદલ લોકોમાં ભારે અશાન્તિ ફેલાય. અને લોકોમાં અશાન્તિ ફેલાય તો એ સંપત્તિની વૃદ્ધિને મોટો ધક્કો જ છે. કારણકે સુરક્ષિતતા એ સંપત્તિની ઉત્પત્તિનું અમૂર્ત કારણ હોઇ તે કારણને ધક્કો લાગવાથી દેશની ઔદ્યોગિક પરિસ્થિતિ ઉપર માઠી અસર થયા વગર રહે નહિ.

આ ઉપરથી જોઈ શકાય છે કે, સરકારની માલીકીની જમીન કરવાની યોજનાઓ પૈકીની ઘણી ખરી તો ત્યાજ્ય છે. હવે ખાનગી

વ્યક્તિઓ પાસેથી જમીન બજારભાવથી ખરીદવાનો પ્રશ્ન રહ્યો. પાછળ કહ્યું જ છે કે, મિલ જેવા સંપત્તિશાસ્ત્રકારોનો હેતુ પણ સરકારને હંમેશાં ઉપજનો વધારો કરાવી આપનારો હીરો અપાવવાનો જ હતો. પરંતુ બજારભાવથી જમીન વેચાતી લેવા માટે ગિફિનના અંદાજ પ્રમાણે ઇંગ્લંડ જેવા દેશમાં તો ઓછામાં ઓછા બે અબજ પૌંડ જોઇએ. આમ થાય તો ઇંગ્લંડે પોતાની હાલની કરજની રકમ કરતાં ત્રણ ગણી મોટી રકમનું કરજ કરવું પડે અને એ કરજના વ્યાજની રકમ પણ એવડી ભારે થાય કે, એ વેચાતી લીધેલી જમીનની ઉપજરૂપ હીરો પણ તેને ઓછો પડે. કારણકે તે દેશમાં જમીનના વિભાગ બેહદ વધી ગયા છે એટલે એ રીતે પણ કંઇ ઉપજનો બહુ વધારો થઈ શકે નહિ. વળી એવી રીતે ઉપજ વધારવાની કલ્પના રિકાર્ડોના સિદ્ધાંત પર રચાએલી છે તે સાવ સાચી નથી, તેમજ જમીન હમેશાં વધતી જ જવી જોઇએ એવો પણ કંઇ ચોક્કસ નિયમ નથી એ અનુભવસિદ્ધ છે. ઉલટી કોઈ કોઈ વાર તો તે ઓછી પણ થાય છે. જો સરકાર જમીનદારોની જમીનની આવકની વૃદ્ધિ પ્રમાણે કર વધારવાનું કરે અને ફાયદો મેળવવા માગે તો જમીનદારોની આવક ઓછી થયા બદલ તેમને યોગ્ય મોબદલો પણ સરકારને આપવો પડે. વળી ફક્ત જમીનની જ બાબતમાં અનુપાર્જિત વૃદ્ધિ થાય છે એવું કંઈ નથી. બીજા ધંધાઓમાં પણ ઘણી વાર આકસ્મિક લાભ થાય છે. ત્યારે તેના ઉપર પણ સરકારનો હક જોઇએ? સારાંશ કે રિકાર્ડોના જે મૂળ સિદ્ધાંત પર, અને મિલની અનુપાર્જિત વૃદ્ધિની જે કલ્પના ઉપર સરકારી જમીનમાલીકીની યોજના રચાઇ છે તેમાં અસત્યનો અંશ ઝાઝા પ્રમાણમાં હોઇને તે દેશને બહુ ઉપયોગી નથી એમજ કહેવું પડે છે.

પરંતુ હિન્દુસ્તાનના રાજ્યકારભાર પર જ આ કલ્પનાની ભારે અસર થઈ છે. કારણ કે મુદતી ધારાની પદ્ધતિ અંગ્રેજ

મુત્સદ્દીઓએ હિન્દુસ્તાનમાં સ્વીકારેલી છે. પરંતુ તેથી રૈયતને ફાયદો થયો છે એમ તો ન જ કહી શકાય. કારણકે, ખાનગી માલીકીની પદ્ધતિમાં જમીનદાર પોતાના કુળ (સાથી) પાસેથી ભારે રકમ લે છે, ત્યારે આમાં તો સરકાર જ જબરો કર લે છે એવી બુમો સંભળાય છે. પરંતુ આ વિષે હવે પછીના ભાગમાં વિવેચન કરીશું.

લોકદૃષ્ટિએ આ યોજના પર બીજો પણ એક આક્ષેપ છે. ગરીબ લોકોની સ્થિતિ સુધારવા માટે સામાજિકપન્થીઓએ એ યોજના નિર્માણ કરી છે. પરંતુ સરકાર જ જો હરરાજીથી જમીનનું વાવેતર કરાવવાનું કામ હાથમાં લે તો તે ખેડવાનું કામ કરનારા બિચારા ખેડૂતોને તો જેમ ખાનગી જમીનદારોને ભાડું આપવું પડે છે તે જ પ્રમાણે તે સરકારને પણ આપવું પડે. તો પછી આયર્લેન્ડ જેવી જ સ્થિતિ થઇ સમજવી. કારણકે, જમીન સરકારની માલીકીની હોવાથી તેનું ભાડું સરકાર ઠરાવે તે આપવું એ જ લોકોને માટે માર્ગ. વારુ, સરકાર હરરાજી કરીને ઝાઝો ભાવ ઉત્પન્ન થાય તેવી રીતે નહિ, પરંતુ થોડા દરથી તેમજ સહેલી શરતોએ લોકોને જમીન ખેડવા આપે એમ આપણે માનીએ, તોપણ તેથીયે બે પ્રકારના અનર્થ થવાનો સંભવ છે. એક તો એ કે જમીન પોતાની માલીકીની બનાવવા માટે સરકારને જે દેવું કરવું પડશે તેનું ભારે વ્યાજ તેનું ઉત્પન્ન આપી નહિ શકે તેથી ખોટ જશે, અને તે ખોટ સામાન્ય કર દ્વારા જ વસુલ થશે; પરિણામે લોકો પર કરનો બોજો વધવાનો. અને બીજું એ કે, સહેલાઇથી જમીન ખેડાણ તરીકે મેળવવા માટે વગવસીલાની જરૂર પડશે; એટલે વગવસીલો અને લાંચરૂશ્વત જેવા અનીતિવર્ધક પ્રકારો રાજ્યવ્યવસ્થામાં શરૂ થશે. ટુંકામાં, જમીન સરકારની માલીકીની કરવાની યોજનામાં દોષ બહુ હોવાથી તે સમાજને ખરેખરી કલ્યાણકારક થઇ પડે નહિ. સામાજિક પન્થના લોકોએ જ્યારે આ યોજના રચેલી ત્યારે તેમની નજર આગળ ઇંગ્લંડ, આયર્લેંડ વગેરે દેશોમાંની પ્રચલિત

જમીનધારાની પદ્ધતિનું ખરાબ પરિણામ તરવરી રહ્યું હતું. ખાનગી માલીકીની પદ્ધતિને લીધે સંપત્તિની વહેંચણીની વિષમતા ઉત્પન્ન થતી હોવાથી તેનો નાશ કરીને એ વિષમતા દૂર કરી શકાય એમ તેમણે તે સમયે માન્યું હશે. પરંતુ આ વિષમતા પ્રચંડ ખેતીને આભારી હતી; અને નહિ કે ખાનગી માલીકીને. બહુજનસમાજની દૃષ્ટિએ તો પ્રચંડ ખેતીની પદ્ધતિ વિષમતાવર્ધક છે. આમ હોય તો તેની સુધારણા માટે નાની નાની ખેતીની પદ્ધતિ દાખલ કરાવવી જોઇએ. પરંતુ તેમાંયે સફળતા મેળવવા સારૂ તે ગરાસની એટલે કે ખાનગી માલીકીની ખેતી તો હોવી જ જોઇએ. દેશમાંના થોડા ઘણા જમીનદારો કે સરકારની માલીકીની નહિ, પરંતુ જાતે ખેતી કરનારા ખેડૂતની માલીકીની હોવી જોઇએ. આમ, નાની નાની જાગીરની જમીનનોની ખેતી શરૂ કરવાની પદ્ધતિ, એ જ જમીન સંબંધી સામાજિક પન્થોની સુધારણા છે.

સને ૧૯૦૩માં આયર્લેંડમાં કાયદાની સહાયથી થયેલી સુધારણા સામાજિક પન્થોના તત્ત્વોને અનુરૂપ હોય એમ જણાઇ આવે છે. આ સુધારણાને લીધે કાળે કરીને આયર્લેંડમાં ગરાસવાળો ખેડૂતવર્ગ તૈયાર થશે અને તેની સ્થિતિમાં પણ સુધારો થતો જશે. આ બાબતમાં સરકારે પોતાની સત્તાનો સારો ઉપયોગ કર્યો છે. પોતાના પદર પર કર્જ ઉભું કરીને સરકાર તરફથી ગરીબ ખેડૂત-વર્ગને રકમ ધીરવામાં આવી છે અને જમીનદારવર્ગ પાસેથી જમીનો વેચાણુ લઇને તેમને અપાવી છે; તથા ધીરેલાં નાણાં ચાળીશ પચાસ વર્ષે હપ્તાની પદ્ધતિથી ખેડૂતવર્ગ પાસેથી વસુલ લેવાનું ઠરાવ્યું છે, આ યોજનામાં દોષરૂપ કંઇ જ નથી. તે તો તેની અમલ બજાવણી જે રીતે થાય છે તે ઉપરથી જ સ્પષ્ટ જણાઇ આવે છે.

સામાજિક પન્થોની જમીન સંબંધી યોજનાઓનો કેટલો ભાગ વ્યવહારૂ છે અને તેમાંના કયા ભાગનો અમલ થવાથી ગરીબ

લોકોની સ્થિતિ ખરેખરી સુધરી શકે તે તો ઉપરના વિવેચનથી સમજાયું જ હશે. હવે તેણે સૂચવેલા ઉપાયો તપાસી જઇએ.

દેશમાંના જુદા જુદા વર્ગમાં સંપત્તિની વિષમતા થવાનાં બીજાં પણ કેટલાંક કારણો છે. મૂડીનો વધારો, યંત્રોની શોધખોળ અને વિરાટસ્વરૂપ કારખાનાંની પદ્ધતિ, એ બધાં પણ એ વિષમતાના કારણરુપ જ ગણી શકાય. આથી જ મૂડી અને કારખાનાં સરકારી માલીકીનાં બનાવવાની હિમાયત સામાજિક પન્થો કરે છે. પરંતુ એ પન્થે સૂચવેલી યોજના અવ્યવહારૂ છે. અને તે સંપત્તિની વૃદ્ધિનો જ અટકાવ કરનારી છે. અત્યારે નજરે પડતી સંપત્તિની વિલક્ષણ વૃદ્ધિ યંત્રોની શોધખોળને લઇને થયેલા શ્રમવિભાગને જ આભારી છે. એટલે કારખાનાંની પદ્ધતિનો નાશ કરવો એ તો સંપત્તિની વૃદ્ધિને જ અટકાવવા બરોબર છે. અને વળી કારખાનાં સરકારને સ્વાધીન કરવામાં લાભ કંઈ જ નથી. કારણ કે ખાનગી કામ સસ્તા દરથી થઇ શકે છે, અને સરકારી કામમાં ખર્ચ ઘણો વધી જાય છે એવો સાર્વજનિક અનુભવ છે. વળી આવાં કારખાનાંથી તો “સહીયારી સાસુ અને ઉકરડે મ્હોકાણ” જેવું જ થાય છે. કારણ કે સહીયારાં કામની જવાબદારી કોઇ માથે રાખતુ નથી. એટલે તેની પેદાશ પણ એટલી બધી સારી ન થાય. આ કારણથી કારખાનાં અને ઉદ્યોગધંધા સરકારની માલીકીના બનાવવાની સૂચના સંપત્તિશાસ્ત્રની દૃષ્ટિથી ત્યાજ્ય છે. ટુંકામાં જે કામને સરકારી વ્યાપારી કામ કહી શકાય એવાં જ કામ સરકાર કરે એ ઇષ્ટ છે. અને સુધરેલા દેશોમાં એવાં જ કામ સરકારો કરે છે એ દેખીતુ છે. દાખલા તરીકે તાર અને ટપાલ, એ કામ સરકારનાં જ છે; એ બાબતમાં અત્યારે કોઇ પણ સ્થળે મતભેદ નથી. આ કામો વ્યાપારોપયોગી હોઇને તેમાં પોતાને ફાયદો રહે કે ન રહે પણ લોકો તેનો બની શકે તેટલી સારી રીતે લાભ લઇ શકે એટલા સારૂ તે સરકારને હાથ છે. અને એ વાત સર્વસંમત છે. પરંતુ સામાજિક

પન્થના મત પ્રમાણે સરકાર માત્ર આટલું જ કામ કરીને બેસી રહે એ બસ નથી. તેના મત પ્રમાણે તો સરકારે બીજાં પણ વ્યાપારી કામો પોતાને હસ્તક લેવાં જોઇએ. જેવાં કે અર્વાચીન કાળનાં સુધરેલાં જાહેર વ્યવહારોપયોગી સાધનો, તેમજ ખેતીવાડીના ધંધામાં ઉપયોગી થઈ પડનારા તળાવના બંધ તથા નહેરો વગેરે કામો. સામાજિક પન્થની યોજના પ્રમાણે તો એ બધાં કામો પણ તાર ટપાલની પેઠે સરકારે પોતાને હસ્તક લેવાં જોઇએ. એકંદર રીતે જોતાં આ યોજના શ્રેયસ્કર અને શકય છે, એમાં તો શંકા જ નથી. કારણ કે, આવાં સાધનો જો ખાનગી માલીકીનાં હોય તો લોકો ગરીબવર્ગ પાસેથી તેના ઉપયોગ બદલ ધારે તેટલી રકમ રંજાડીને ઓકાવી શકે. કારણ કે, તે સાધનો જેના તાબામાં હોય છે તે તેનો લાભ કેમ લેવો તે વિષે સામાની ગરજ જૂએ છે. આથી આવાં સાધનોદ્વારા ઉત્પન્નની બિલકુલ અપેક્ષા રાખ્યા વગર, ગરીબ વર્ગ માત્ર તેનો લાભ સારી રીતે લઈ શકે, તેવી વ્યવસ્થા સરકારે કરવી ઘટે. ટપાલ, તાર, રેલ્વે, નદીઓ અને તળાવોના બંધ, નહેરો વગેરે કામો વિરાટસ્વરૂપી છે એ ખરૂં પરંતુ તે બધામાં અમુક ઠરાવેલા નિયમાનુસાર વ્યવસ્થા કરવાની હોઇ તે ખાનગી માલીકીનાં ન હોવાં જોઇએ. આવાં કામ સાર્વજનિક વ્યવસ્થાથી જો સારી રીતે થતાં હોય તો તેમાં કશો જ વાંધો નથી. આથી આ બાબતમાં પણ સઘળી સુધરેલી સરકારની પદ્ધતિ અને કૃતિ સામાજિકપન્થી યોજનાને મળતી આવતી હોઇને એ પન્થની આ યોજના સયુક્તિક છે એમ કબૂલ કરવું પડે છે.

દેશમાંના નિરનિરાળા વર્ગોમાં અણુસરખી વ્હેંચણી થવાનુ ત્રીજું કારણ વારસા હકનો કાયદો છે. ખાનગી મિલ્કતનું સ્વાભાવિક પરિણામ સમાજમાં વંશપરંપરાની અસમતા ઉપજાવનારૂં થઇ પડે છે. દાખલા તરીકે, બાપની મિલ્કત તેના સૌથી મોટા પુત્રને મળે એ પદ્ધતિથી આ અસમતા વંશપરંપરા ચાલુ જ રહે છે. એક જ

મનુષ્યને પુષ્કળ સંપત્તિ મળવાથી તે સંપત્તિ એક જ કુટુંબમાં રહે છે અને તે એટલી લોકોના પોષણાર્થે જ વપરાયાં કરે છે. આથી આ યોજનામાં પણ ફેરફાર કરવાની સામાજિક પન્થ સૂચના કરે છે; અને તેના તદ્દન સીધાસટ ઉપાય તરીકે તે વારસાહક પર કર નાંખવાનું સૂચવે છે. આમ કરવાથી આખા સમાજ પર કરનો બોજો નાંખવાની સરકારને જરૂર રહેશે નહિ, અને સરકારને આવકનો રસ્તો થશે. વળી વિના શ્રમે સંપત્તિ મેળવનારા મનુષ્યે જ તે કર આપવો પડતો હોઇને લોકોને તે બિલકુલ અન્યાયી લાગશે નહિ; એટલું જ નહિ પરંતુ ઉલટો થોડીઘણી વિષમતા ઓછી કરવામાં તે કારણભૂત ગણાશે. "વારસહક પર કર" એ સારો અને ન્યાયી આવકનો માર્ગ છે, એમ સર્વ સુધરેલી સરકારો માનતી હોય એવો તેમનાં કાર્યો પરથી ભાસ થાય છે. કારણ કે, જ્યાં ત્યાં એ કર વધારવાની વાતો થાય છે. ઇંગ્લંડમાં ગયે વર્ષ ખૂબ ચર્ચાયેલા ત્યાંના પ્રસિદ્ધ અંદાજપત્રમાં પણ આ કરમાં વધારો કરવામાં આવ્યો હતો. આ પણ એક ચર્ચાનો વિષય છે. હિંદુસ્તાનમાં પ્રોબેટ મેળવવા માટે જે સ્ટાંપ ભરવો પડે છે તેનું પણ આ જ તત્ત્વ છે. સર્વ સુધરેલી સરકારોએ આ સામાજિક પન્થની સૂચનાનો સ્વીકાર કર્યો છે એમ કહેવામાં હવે કશી જ હરકત નથી. દેશમાંની અણુસરખી વહેંચણીનું ચોથું કારણ શિક્ષણ-ખર્ચ છે. દેશની આધિભૌતિક સુધારણાની સાથે સાથે શિક્ષણને પણ મહત્ત્વ અપાયું છે. દેશમાં સંપત્તિની વૃદ્ધિ અર્થે શિક્ષણની આવશ્યકતા છે એ પણ આ ગ્રન્થના બીજા ભાગમાં આપણે જોઇ ગયાં છીએ, પરંતુ તે સુધારણા થવા સાથે શિક્ષણનું તેમજ ધંધો શીખવાનું ખર્ચ પણ વધ્યે જાય છે. આથી ગરીબ લોકો આ શિક્ષણનો લાભ મેળવી શકતા નથી; અને પરિણામે તેમનામાં ઉત્તમ ગુણો હોવા છતાં પણ તેનો ઉપયોગ કરવાનો તેમને અવસર જ મળતો નથી. આ શિક્ષણનું ખર્ચ શ્રીમંતને વધારે શ્રીમંત અને ગરીબને

વધારે ગરીબ બનાવનારૂં નીવડતું હોવાથી સાંપત્તિક અસમતા વધારે તીવ્ર બનતી જાય છે. કારણ કે હાલના સમયમાં શ્રમ કરીને આપણી સાંપત્તિક સ્થિતિ સુધારવા સારૂ શિક્ષણની જરૂર છે. પરંતુ ગરીબ વર્ગને આ શિક્ષણનો લાભ મળતો ન હોવાથી તેમને મન તો પોતાની સ્થિતિ સુધારણાનો માર્ગ જ બંધ થયા જેવું થાય છે. એટલે તેઓ દિન પ્રતિદિન ગરીબાઇમાં ઉંડા ને ઉંડા જ ખૂંચતા જાય છે. આથી સાંપત્તિક વહેંચણીની સમતા સાચવવા સારૂ ગરીબવર્ગને સરળતાથી શિક્ષણલાભ મળે તો તે પણ એક સુધારણાનો જ ઉપાય લેખાય. કહેવાની મતલબ એ છે કે, બને તેટલા પ્રમાણમાં શિક્ષણ-સંસ્થા રાષ્ટ્રીય બનાવવી અને તે સરકારના ખર્ચે ચલાવવી, તથા શિક્ષણ જેમ બને તેમ સરળ રાખવું એ યોજના પણ સામાજિક પન્થ સૂચવે છે. આ યોજના કેટલી સયુક્તિક છે તે શિક્ષણ વિષે લખાએલા હવે પછીના પ્રકરણમાં આવતું હોવાથી તે વિષે અહીં વિશેષ વિવેચન નહિ કરીએ. પ્રાથમિક શિક્ષણ સામાન્ય અને ઔદ્યોગિક તેમજ મફત અને ફરજીઆત થવું જોઇએ એ વાત ઘણીખરી સુધરેલી સરકારો હવે સમજી ચૂકી છે. પરંતુ શિક્ષણ સરળ અને મફત કરવું એ પોતાનું કર્ત્તવ્ય છે એમ હજી સુધી સરકારો સમજી શકી નથી. એટલું થશે ત્યારે સામાજિક પન્થની આ યોજના પણ સ્વીકૃત ગણાશે.

હવે રહી રાષ્ટ્રીય સામાજિક પન્થની યોજના. આ પન્થને પ્રથમ જર્મનીમાં મૂર્ત સ્વરૂપ પ્રાપ્ત થયું અને તેને પ્રસિદ્ધ જર્મન મુત્સદ્દી પ્રિન્સ બિસ્માર્કે પુષ્ટિ આપી, એ આપણે પાછળ જોઇ ગયા છીએ. હવે આ યોજનાનું વિશેષ સ્વરૂપ, તેની અમલ બજાવણી અને તેના ઉપર થતા આક્ષેપો સંબંધી વિચારવાનું રહ્યું.

ઘરગથ્થુ અને વિરાટ સ્વરૂપી ઉદ્યોગપદ્ધતિને લીધે દેશમાં ઘણાખરા લોકોને દરરોજના રોજ મળે છે. આ રીતે ગરીબ

મજૂરવર્ગ ઉત્પન્ન થાય છે. આવા મજૂરવર્ગ પાસે કંઇ માલમત્તા ન હોવાથી માંદગીના સમયે કે અકસ્માતના પ્રસંગે તેની આવક તદ્દન બંધ થાય છે. કારણકે, મિલ કે કારખાનામાં કામ કરતો મજૂર કામ પર જાય નહિ એટલે તરત તેની મજૂરી બંધ. અને મજૂરી બંધ થઇ કે આવક પણ બંધ જ. ઘરગથ્થુ ઉદ્યોગપદ્ધતિમાં તો કદાચ થોડીઘણી માલમત્તા હોય છે અને તેથી કામદારના ઘરનાં માણસો પણ કામ કરી શકે છે; અથવા પાડપડોશીઓની સહાયથી પણ ઘરગથ્થુ ઉદ્યોગ ચાલુ રાખી શકાય છે, અને આ રીતે કામદારની આવક છેક જ બંધ થતી નથી. પરંતુ વિરાટ સ્વરૂપી ઉદ્યોગધંધામાં તો મજૂરી બંધ કે બધુંયે બંધ. આથી એ પદ્ધતિમાં મજૂરવર્ગ જો કંઈ રકમ બચાવી શકે તો જ તેનો ઉપભોગ તે માંદગી કે અકસ્માતના પ્રસંગે કરી શકે. પરંતુ મજૂરીના દર બહુ સાધારણ હોવાથી, અને દેશમાં વધી પડેલી મોંઘવારીને લીધે આજીવિકા બહુ ખર્ચાળ બની ગયેલી હોઇને મજૂરવર્ગ બહુ જ થોડી રકમ બચાવી શકે છે. કારખાનાની પદ્ધતિને લીધે મજૂરવર્ગ સદાયે દીન રહે છે તેનું પણ એ જ કારણ છે. મજૂરવર્ગની આ ગરીબાઇ દૂર કરવી જરૂરની છે; અને તે કામ સરકારનું જ છે, એવી સલાહ વાગનરે પ્રિન્સ બિસ્માર્કને આપી હતી; અને તેથી જ જર્મનીમાં વીમાનો કાયદો ત્રણ વખત પસાર થયો હતો.

સને ૧૮૮૩માં વીમા સંબંધી પહેલો કાયદો પસાર થયો તે માંદગી સંબંધે હતો. આ કાયદાને અંગે દરેક મજૂરે પોતાની માંદગીના સંબંધમાં વીમો ઉતરાવવો જ પડશે એવો સખત હુકમ હતો. વીમો ઉતરાવવા માટે જે રકમ ખરચવી પડે તેનો બે તૃતિયાંશ ભાગ કારખાનાવાળાને આપવો પડે ને બાકીનો મજૂરને ભરવો પડે, એવી કાયદાની કલમ હતી. માંદગી શરૂ થયા પછીના ત્રીજા દિવસથી એ વીમામાંથી મજૂરને તેની મજૂરીના અરધા પૈસા મળે અને તે પ્રમાણેનો ક્રમ તેર અઠવાડીયાં સુધી ચાલુ રાખવામાં

આવે. જો મજૂર તે સમય પછી પણ માંદો રહે તો તેના ખર્ચ માટે અનાથાલય ફંડમાંથી વ્યવસ્થા કરવાનું ઠરાવવામાં આવ્યું હતું.

સને ૧૮૮૪માં અકસ્માત સંબંધી વીમાનો કાયદો પસાર થયો. આ કાયદાને અંગે કારખાનામાં કામ કરતા મજૂરોને થતા અકસ્માતની જવાબદારી કાખાનાના માલિકોના શિર પર નાંખવામાં આવી હતી. અર્થાત્ કારખાનું આરોગ્યકર સ્થિતિમાં રાખવાની ફરજ કારખાનાના માલિકની છે તે જ પ્રમાણે મજૂરોનો અકસ્માતથી બચાવ કરવાની ફરજ પણ તેની જ છે. એટલે એ સંબંધી વીમાનું તમામ ખર્ચ કારખાનાના માલિકોને આપવું પડે, એવું ઠરાવવામાં આવ્યું.

પરંતુ ઉપર જણાવેલા બે કરતાંયે વૃદ્ધાવસ્થા માટેના વીમાનો ત્રીજો કાયદો સૌથી મહત્ત્વનો છે. આ કાયદો સને ૧૮૮૯માં પસાર થયો. તેની રૂએ એવું ઠર્યું કે, મજૂર ૭૦ વર્ષના વયનો થાય ત્યારે તેને પેન્શન આપવું. પરંતુ તે માટે મજૂરે લગભગ ૨૫ વર્ષ સુધી વીમાની રકમ ભરવી જોઇએ. કયા મજૂરને કેટલું પેન્શન આપવું તે માટે મજૂરની મજૂરી પ્રમાણે પાંચ વર્ગ પાડીને નક્કી કરવામાં આવ્યું. આ વીમા માટેની અરધી રકમ કારખાનાનો માલિક આપે અને બાકીની અરધી મજૂરે આપવી જોઇએ; તેમજ દરેક પેન્શનમાં ૫૦ શિલિંગ સરકાર આપે, એવી કલમ પણ ઘડવામાં આવી. એ સંબંધી વિશેષ માહિતી નીચેના કોષ્ટક પરથી મળી શકશે.

| | પહેલો વર્ગ | બીજો વર્ગ | ત્રીજો વર્ગ | ચોથો વર્ગ | પાંચમો વર્ગ |
|---|---|---|---|---|---|
| વાર્ષિક મજુરી | ૩૫૦ શિલિંગ સુધી | ૩૫૦થી ૫૫૦ શિ. | ૫૫૦થી ૮૫૦ શિ. | ૮૫૦થી ૧૧૫૦ શિ. | ૧૧૫૦થી ૨૦૦૦ શિ. |
| ૬૨ અઠવાડીઆનો ભાગ. | ૧ ૩/૪ પે. | ૨ ૧/૩ પે. | ૨ ૫/૬ પે. | ૩ ૧/૨ પે. | ૪ ૧/૪ પે. |
| વાર્ષિક પેન્શન | ૧૧૦શિ. | ૧૪૦શિ. | ૧૭૦શિ. | ૨૦૦શિ. | ૨૩૦શિ. |

આ વાર્ષિક પેન્શનમાં સરકારનો ૫૦ શિલિંગનો આંકડો ઉમેરતાં જે રકમ આવે તે પ્રત્યેક વર્ગના કામદારનું પેન્શન સમજવું. સને ૧૯૦૬માં જર્મનીમાં માંદગીના વીમાના કાયદા અન્વયે ૧,૩૩,૧૭૩૭૪ પૌંડ, અકસ્માતના વીમા પાછળ ૭૧,૫૮,૦૬૩ પૌંડ, અને વૃદ્ધાવસ્થાના પેન્શન પાછળ ૮૩,૦૧,૯૫૭ પૌંડ ખર્ચાયા હતા. અને ૧,૧૬,૮૯,૩૮૮ મજૂરોએ એ કાયદાનો લાભ લીધો હતો. આ ઉપરથી એ કાયદાનો લાભ કેટલા બધા માણસોને મળ્યો હતો એ સહજ સમજી શકાય તેમ છે.

અંગ્રેજ સંપત્તિશાસ્ત્રકારો આ કાયદા પર અને તેથી પ્રત્યક્ષ થતી સુધારણા પર એવો આક્ષેપ કરે છે કે, તેનાથી મજૂરવર્ગની સ્વાલંબન શક્તિ પર માઠી અસર થાય અને કાળે કરીને તે નાશ પણ પામે. વળી તેઓ એમ પણ કહે છે કે આથી કરીને લોકો દરેક બાબતમાં સરકાર ઉપર જ આધાર રાખતાં શીખે. વળી વીમા સંબંધી બધું ખર્ચ અંતે તો મજૂર ઉપર જ પડવાનું અને તેથી તેમની સ્થિતિ તો હમેશાં ગરીબ જ રહેવાની. જો એ ખર્ચ

કારખાનાના માલીકો પર નાંખવામાં આવે તો કાં તો તેઓ માલની કિંમતમાં વધારો કરવાના; કે કાં તો પોતાનો ધંધો સમેટી લેવાના. આ રીતે આ કાયદાથી તો દેશમાં ઉદ્યોગધંધાની ખરાબી થવાની અને મજૂરવર્ગને નુકસાન થવાનું.

પરંતુ આ યોજનાના સમર્થકો કહે છે કે, "મજૂરી-ફંડ"ની કલ્પનાના આધારે આવા આક્ષેપ કરવામાં આવ્યા છે છતાં તેમાં કંઇ જ વજૂદ નથી. કારણ કે, એ કલ્પના જ અર્થ વગરની છે. વળી મજૂરવર્ગની સ્વાવલંબન શક્તિ પર અસર કર્યા વગર પણ સરકાર આ કામ કરી શકે એમ છે, વળી દરેક મનુષ્ય કંઈ સ્વાવલંબી હોતો નથી, એટલે સરકારે તો બહુ જનસમાજના લાભ પ્રત્યે જ દૃષ્ટિ રાખવાની છે. આ રીતે ઉપરની બન્ને બાબતોમાં ઘણું તથ્યાંશ છે એમ તો કબૂલ કરવું જ પડે છે.

આ કાયદાને લીધે જર્મનીમાં ગરીબવર્ગની સ્થિતિમાં સુધારણા થયેલી જોઇને ફ્રાન્સે પણ તેનું અનુકરણ કર્યું. સને ૧૯૦૫ની સાલમાં વૃદ્ધ, ગરીબ, અને માંદા તેમજ કામને માટે કાયમના નિરુપયોગી કામદારવર્ગને સહાય કરવા માટે એક કાયદો ઘડવામાં આવ્યો. આ કાયદાની યોજના પ્રમાણે તેનું સઘળું ખર્ચ સ્થાનિક કિંવા રાષ્ટ્રીય સરકારે કરવું એવું ઠરાવવામાં આવ્યું હતું. સને ૧૯૦૫માં મદદ કરવા યોગ્ય કામદારોની સંખ્યા ૫,૦૮,૧૬૭ની હતી; અને ફક્ત રાષ્ટ્રીય સરકારને જ તે બદલ ૪ કરોડ અને ૩૦ લાખ ફ્રાંક, એટલે કે ૮૬ લાખ રૂપિઆનું ખર્ચ થયું હતું. અને ૧૯૧૦માં વૃદ્ધાવસ્થાના અંગે પેન્શન આપવાનો કાયદો ઘડવામાં આવ્યો, અને તેને અંગે સઘળા કામદારોને પેન્શન આપવાનું ઠર્યું. આ રકમ કારખાનાંવાળા તેમજ મજુરવર્ગ પાસેથી સરખે હિસ્સે લેવાનું ઠરાવવામાં આવ્યું હતું. દરેક પેન્શન દીઠ ૬૦ ફ્રાંક, એટલે કે ૩૬ રૂપીયા સરકારે આપવા એવી કલમ પણ એ કાયદામાં ઘડવામાં

આવી હતી અને પેન્શન ૬૫ વર્ષની વય પછી અને મજૂરના વર્ગ પ્રમાણે આપવાનું ઠરાવાયું હતું. એ કાયદાથી ઓછામાં ઓછા ૧૦૦ ફ્રાંક; એટલે સાઠ રુપીયા તો દરેક પેન્શનદારને મળે જ એવી ખાત્રી અપાઇ હતી. આ કાયદાનો સંપૂર્ણ અમલ થતાં અને સર્વ મજૂરોને તેનો ફાયદો આપવામાં આવતાં, મજૂરોની સંખ્યા વીશ લાખની થશે તેમજ તે બદલ ૧૨ કરોડ ફ્રાંક એટલે સાત કરોડ ને વીશ લાખ રૂપીયાનો ખર્ચ થશે એવો અંદાજ કાઢવામાં આવ્યો છે.

વ્યક્તિ સ્વાતંત્ર્યના ખાસ હિમાયતી ઇંગ્લંડ દેશમાં રાષ્ટ્રીય સામાજિક પન્થની બીજી યોજનાઓની પેઠે આ યોજના માટે પણ પ્રથમ તો વિરોધ જ ઉત્પન્ન થયો. પરંતુ જેમ જેમ તે દેશમાં મજૂરવર્ગને મહત્ત્વ અપાવા લાગ્યું તેમ તેમ સામાજિક પન્થી યોજનાઓ વિષયક તિરસ્કાર ઘટતો ગયો અને તે માટે સહાનુભૂતિ પૂર્વક વિચાર ચાલવા લાગ્યો એટલું જ નહિ, પરંતુ વૃદ્ધાવસ્થાએ પહોંચેલા મજુરોને પેન્શન આપવા બાબતમાં તો એવો મજબૂત લોકમત ઉત્પન્ન થવા પામ્યો કે, ચેમ્બરલેન જેવા મુત્સદ્દીને, પોતાને યોગ્ય લાગતી જકાતની યોજનાની તરફેણમાં બહુ જનસમાજની અનુકૂળતા મેળવવા સારૂ તે યોજનામાંથી વૃદ્ધ મજૂરોને પેન્શન દેવા જેટલી રકમ ઉત્પન્ન થઇ શકશે અને તેમાંથી જ એ પેન્શનો આપવામાં આવશે, એવો ડોળ દેખાડવો પડયો. પરંતુ કૉન્ઝર્વેટિવ સરકાર આ યોજનાનો અમલ કરે એવી આશા નહોતી. આમ છતાં પણ જેવો લિબરલ પક્ષ અધિકાર પર આવ્યો કે તરત તેણે આ પ્રશ્ન હાથ ધર્યો અને સને ૧૯૦૮ માં વૃદ્ધ મજૂરોને પેન્શન આપવા બાબતનો કાયદો પસાર કરી દીધો. જે મનુષ્ય બ્રિટિશ પ્રજાજન તરીકે વીશ વર્ષથી ઇંગ્લંડમાં રહેતો હોય, જેની વાર્ષિક આવક ૬૧ પૌંડ ૧૦ શિ. થી વધારે ન હોય, અને જેની ઉમર ૭૦ વર્ષથી ઉપરાંતની હોય એવા દરેક મનુષ્યને આ કાયદાને અંગે પેન્શન મેળવવાનો હક છે. માત્ર જાન્યુઆરી ૧૯૦૮ પછી તેવ

મનુષ્યે અનાથાલયમાંથી મદદ મેળવી ન હોવી જોઇએ; પોતાનું તેમજ પોતાને આધારે નભતાં મનુષ્યોનું પોષણ કાયમના પ્રમાદને લીધે ન કર્યું. હોય એમ બનવું ન જોઇએ; ગાંડાની ઇસ્પિતાલમાં તે ન ગયો હોવો જોઇએ; તેમજ પૂર્વેના દશ વર્ષમાં ગુન્હા માટે તેને કારાગૃહવાસની સજા થએલી ન હોવી જોઇએ; એટલી શરતો તેમાં મૂકવામાં આવી. આવી બાબતો તપાસવા સારૂ પેન્શન કમિટિઓ તેમજ પેન્શન અમલદારો નીમવામાં આવ્યા છે. પેન્શન માટેની અરજી પોસ્ટ દ્વારા લેવાનું ઠરાવવામાં આવ્યું છે. પોસ્ટ ઑફિસ એ અરજી પર ભલામણનો શેરો કરીને તે પેન્શન કમિટી તરફ મોકલે એવો રિવાજ છે. જે મનુષ્યની વાર્ષિક આવક ૧૧ પોંડ ૪ શિ.થી વધારે ન હોય તેવા મનુષ્યને દર અઠવાડીએ પાંચ શિલિંગ પેન્શન તરીકે મળે છે. આવકના દરેક બે પૌંડ બાર શિલિંગ અને ૭ પેન્સના વધારા ઉપર એક શિલિંગ ઓછું પેન્શન આપવું એવો નિયમ છે. સને ૧૯૦૯માં ૬,૪૭,૪૯૪ માણસોને આ પેન્શનનો લાભ મળ્યો હતો.

ઉપરના વિવેચનો પરથી સ્પષ્ટ લાગે છે કે, સામાજિક પન્થના પેટાભેદો પૈકીના રાષ્ટ્રીય સામાજિક પન્થની યોજનાઓ વ્યવહારૂ હોવાથી ઘણીખરી સુધરેલી સરકારોને તે પસંદ પડતી જાય છે. કારણ કે, આ પન્થ એ એક પ્રકારનું વ્યવહારિક સમાધાન છે. ખાનગી માલમત્તાની સંસ્થા એ સમાજની આધિભૌતિક સુધારણાની વડી ચાવી છે, એ વાત આ પન્થના સમજવામાં આવી છે. તેમજ માનવી જ્ઞાનને લીધે સૃષ્ટિશક્તિ અને યંત્રશક્તિ એ બન્નેનો સંપત્તિની ઉત્પત્તિમાં ઉપયોગ થઇ રહ્યો હોવાના કારણે અર્વાચીન કાળમાં વિરાટસ્વરૂપી કારખાનાંની પદ્ધતિ અનિવાર્ય છે, એ વાત પણ તેની જાણ બહાર નથી. પરંતુ આ બાબત તદ્દન ઇષ્ટ છે, તેમજ તેમાં અનિષ્ટનું મિશ્રણ છે જ નહિ અને તેથી જ સરકારે ઔદ્યોગિક બાબતોમાં અલગ રહેવું જોઇએ એવું અભિમત પન્થી

સંપત્તિશાસ્ત્રકારોની પેઠે આ પન્થને લાગતું નથી. ઉલટું, આ પન્થને તો સ્પષ્ટ દેખાય છે કે ખાનગી માલીકીની સંસ્થાઓને લીધે કેટલીક વાર અનર્થ ઉદ્‌ભવે છે, વિરાટસ્વરૂપી કારખાનાંઓની પદ્ધતિને લીધે મજૂરવર્ગ છૂંદાઈ જાય છે, અને પરિણામે તેથી સંપત્તિની અત્યંત અણુસરખી વહેંચણી થાય છે. સરકારે કાયદારૂપી હથિયાર વડે આ વિષમતા દૂર કરવી જોઇએ એવું પણ આ પન્થને લાગે છે. આથી જ મજૂરવર્ગની સ્થિતિ સુધારવા માટે ભારે ખર્ચની યોજનાઓ અમલમાં મૂકી છે અને તેને પહોંચી વળવા માટે કર નાંખવાની પદ્ધતિ પણ ન્યાયપુરઃસરની જ છે એમ આ પન્થને લાગે છે. ઉપર કહ્યું જ છે કે, સરકાર નામક સંસ્થાને લીધે ખાનગી માલમિલ્કતનું રક્ષણ થાય છે. અને તેના અંગે શ્રીમંત લોકોને બહુ મોટો લાભ મળે છે. આથી આવા લોકો પાસેથી એ ફાયદાનો થોડો વધારે ભાગ લઇને સરકારને જે ગરીબ લોકોને થોડો ફાયદો થાય છે તેમને માટે તે ભાગનો ઉપયોગ કરવો વ્યાજબી છે, એવી આ પન્થની માન્યતા છે. આ માન્યતા સયુક્તિક પણ છે એમ આપણે કબૂલ કરવું જ પડે છે.

ઇસ્વી સનના ૧૮મા સૈકામાં વ્યક્તિક તત્ત્વનો યુરોપમાં ભારે ફેલાવો થઇ રહ્યો હતો. આથી પોતાની યોજનાઓ અમલમાં મૂકાવતાં રાષ્ટ્રીય સામાજિક પન્થોને બહુ ત્રાસ અને અડચણ પડી હતી પરંતુ હિંદુસ્તાનમાં અનિયન્ત્રિત રાજસત્તા ચાલતી હોવાથી તેમજ સરકાર માબાપતુલ્ય લાગતી હોવાથી લોકકલ્યાણની બાબતો સરકારે હાથમાં લેવી કે નહિ, એ બાબતનો પ્રશ્ન હિંદુસ્તાનમાં ઉદ્‌ભવ્યો જ નથી. ઉપરાંત, સરકાર સુધરેલી અને લોકો બીનકેળવાયેલા, એટલે હિન્દુસ્તાનમાં ઘણાંખરાં ઔદ્યોગિક કામો સરકારે જ શરૂ કરી દીધાં અને અત્યારે પણ તે તેની જ માલીકીનાં છે.

આ દેશમાં લગભગ બધી જ જમીન સરકારની છે એમ સરકાર માને છે. જાહેર વ્યવહારનાં સાધનો, ટપાલખાતું, તારખાતું, રસ્તાઓ, રેલવે, એ બધું જ સરકારની માલીકી નીચે છે. જંગલો, ખાણુ અને મીઠાનાં કારખાનાં સુદ્ધાં સરકાર માલીકીનાં . આથી આ દેશમાં સામાજિક પન્થની ઘણીખરી યોજનાઓનો પ્રત્યક્ષ અમલ થાય છે એમ કહેવામાં હરકત નથી. પરંતુ હિંદુસ્તાન બહુ મોટો દેશ હોવાથી તે યોજનાઓનો લાભ તમામ લોકોએ પૂરતા પ્રમાણુમાં મળી શકે છે કે કેમ, તે શંકા છે. આ બધા વિકટ પ્રશ્નો સંબંધે આ ગ્રન્થના છઠ્ઠા ભાગમાં વિચારવાનું હોવાથી આ લંબાયલા પ્રકરણુની અહીં જ સમાપ્તિ કરીશું.

---

# સંપત્તિશાસ્ત્ર–ભાગ ૪ થો

## વિનિમય

### પ્રકરણ ૧લું

---

### વિનિમય ઉપર સામાન્ય વિચાર

હવે આ ભાગમાં આપણે વિનિમય અગર અદલાબદલી, એ સંબંધીના તમામ પ્રશ્નો સવિસ્તર વિચારીશું. સંપતિશાસ્ત્રનાં બીજાં બધાંયે અંગો કરતાં આ અંગનું મહત્ત્વ વધારે છે. સામાન્ય મનુષ્યને અને મૅકલાઉડ જેવા સંપત્તિશાસ્ત્રજ્ઞને આ વિષય એટલા બધા મહત્ત્વનો લાગે છે કે, તેણે તેને સંપત્તિશાસ્ત્રના લક્ષણ તરીકે વર્ણવ્યું છે. આ વિષયને તે "વિનિમય મીમાંસાશાસ્ત્ર" તરીકે ઓળખાવે છે. આ લક્ષણ એકતરફી છે, એ વિષે તો આપણે પાછળ જોઇ ગયા છીએ. પરન્તુ આ ઉપરથી એટલું તો નિર્વિવાદપણે સિદ્ધ થાય છે કે, વિનિમયનો વિષય બીજા વિષયો કરતાં વિશેષ મહત્ત્વનો તો છે જ. તેમ લાગવાનું બીજું પણ એક કારણ છે. તે એ કે પ્રત્યેક સંપત્તિશાસ્ત્રકાર વિનિમયક્ષયતા, અર્થાત્ વેચાણ તથા ખરીદીની પાત્રતાને સંપત્તિના મૂળ લક્ષણીભૂત ગુણ તરીકે માન્યો છે. પરંતુ આ ગુણ પ્રાથમિક નહિ હોવાથી આપણે પાછળ કરેલા વિવેચનમાં તેને લક્ષણીભૂત તરીકે ગણ્યો નથી. આમ છતાં વ્યવહારમાં આ ગુણનું મહત્ત્વ ઘણું જ વધારે છે. વળી સમાજના બાલ્યકાળમાં વિનિમયને બહુ મહત્ત્વ અપાતું નહોતું તેનું કારણ એ છે કે, તે કાળમાં પ્રત્યેક મનુષ્ય પોતાની જરૂરીઆત પોતાના જ શ્રમથી પૂરી પાડતો. આથી મનુષ્યને પોતાની સંપત્તિની અદલાબદલી કરવાનો ઘણો જ ઓછો અવકાશ રહેતો. પરંતુ અર્વાચીન કાળમાં તો પ્રચંડ કારખાનાંઓની સાર્વત્રિક પદ્ધતિને લીધે પોતાની જરૂરીઆત

માટે જાતે મહેનત કરનારા માણસો વિરલ જ હોય છે. સુધરેલા દેશના લોકો પોતાના શ્રમનું ફળ બીજા લોકોને અદલાબદલીથી અગર મોબદલાથી આપવાને તૈયાર કરે છે. આથી કરીને ઔદ્યોગિક પ્રગતિની સાથે સાથે વિનિમયને પણ મહત્ત્વ અપાતું આવ્યું છે. વળી આધુનિક કામની સાંપત્તિક વહેંચણી પણ ઘણાખરા અંશે વિનિમયદ્વારા જ થાય છે. એક મજૂર પોતાના શ્રમની મજૂરી લઇને વિનિમય કરે છે. જમીનનો માલિક વિનિમય કરીને પોતાની જમીન બીજાને આપે છે. ટુંકામાં, ભાડું, મજૂરી, વ્યાજ અને નફો એ ચાર સંપત્તિના મુખ્ય વિભાગ કાયદાથી નહિ પરંતુ કરારથી કરવામાં આવે છે અને તે તે દરેક વર્ગને તે વિનિમયથી પ્રાપ્ત થાય છે. કેટલાક સંપત્તિશાસ્ત્રકારો વહેંચણીનો અંતર્ભાવ વિનિમયમાં કરે છે તેથી પણ વિનિમયનું મહત્ત્વ દેખાઇ આવે છે. વળી વિનિમયને આટલું મહત્ત્વ આપવાનું બીજું કારણ એ પણ છે કે, અર્વાચીન કાળમાં સાંપત્તિક ઉત્પત્તિનો જ તે એક ઘટકાવયવ બની રહેલો છે. કેમકે, સાંપત્તિક ઉત્પત્તિની પરિપૂર્ણતા માલ ઘરાકના હાથમાં જઇને પડે ત્યારે જ ગણાય. અર્વાચીન કાળમાં કારખાનદારો ઢગલાબંધ માલ ઉત્પન્ન કરે છે અને પછી તે જથ્થાબંધ વ્યાપારીઓને વેચી દે છે; જથ્થાબંધ વ્યાપારીઓ તે માલ છુટક વ્યાપારીઓને વેચે છે; અને છુટક વ્યાપારીઓ ઘરાકોને પોતાને જ વાપરવા માટે તે માલ વેચે છે. આ રીતે ઘરાકના હાથમાં જતાં પહેલાં એ માલની ત્રણ વખત અદલાબદલી કિંવા વિનિમય કરવો પડે છે.

ઉપરના વિવેચનથી વિનિમયનું મહત્ત્વ સમજાશે; તેમજ સંપત્તિશાસ્ત્રની ઉત્પત્તિ, સંપત્તિની વહેંચણી અને વિનિમય, એ બધાં અંગો પરસ્પર કેવાં અવલંબી રહેનારાં છે એ વાત પણ સ્પષ્ટ દેખાઇ આવશે. વિવેચનની સુલભતા ખાતર સંપત્તિશાસ્ત્રના ઉપર કહ્યા તે ત્રણ વિભાગ પાડીએ તોપણ આ ત્રણે વિભાગ પરસ્પર

નિકટ સંબંધ ધરાવનારા છે એ વિષે પાછળ કહ્યું જ છે. આથી તેની પુનરાવૃત્તિ અત્રે કરવાની જરૂર લાગતી નથી.

પરંતુ આ વિષય જેટલો મહત્ત્વનો છે તેટલો જ તે ગુંચવણભર્યો અને ગોટાળીઓ છે. કારણ કે તેના પ્રશ્નો તદ્દન વ્યાવહારિક સ્વરુપ ધરાવનારા છે. તેમાંના પારિભાષિક શબ્દો સામાન્ય મનુષ્યને પરિચિત હોય છે. પરંતુ આમ હોવાથી જ એ શબ્દોની યોગ્ય શાસ્ત્રીય વ્યાખ્યા દર્શાવવાનું કાર્ય અઘરૂં છે. વળી, આ વિષય યુક્તિવાદપૂર્ણ છે. વહેંચણીના વિષય કરતાં આનો વર્ણનાત્મક ભાગ ઓછો છે. અને તેથી આમાં તાર્કિકપદ્ધતિને વિશેષ અવકાશ છે. રિકાર્ડોએ સંપત્તિશાસ્ત્રમાં તર્કપદ્ધતિ છે એવું જે પ્રતિપાદન કર્યું છે તે આ વિષયને વધારે લાગુ પડે છે. રિકાર્ડો પોતે મોટો પેઢીવાળો હતો. પેઢીના વ્યાપારનો તેમજ પરરાષ્ટ્રના વ્યાપાર સંબંધી તેને જાતિઅનુભવ હતો. આ વિષયમાં જે પદ્ધતિનું વિશેષ અવલંબન કરવાનો પ્રસંગ આવે છે તે જ પદ્ધતિ સંપત્તિશાસ્ત્રના બીજા વિષયોને પણ તેણે લાગુ કરી છે; અને તેથી જ આપણે પાછળ જોઇ ગયા તે પ્રમાણે તેના સિદ્ધાંતો પૈકીના ઘણાખરા એકતરફી છે. પરંતુ આ વિષયમાં યુક્તિવાદ અને તાર્કિકપદ્ધતિનો વિશેષ ઉપયોગ થયો હોવાથી તે ગુંચવણભર્યો અને અઘરો દેખાય છે એમાં તો શક જ નથી.

આ ભાગમાંનો વિષય અત્યાર સુધી પ્રતિપાદિત કરેલા વિષયો કરતાં સહજ વધારે જિજ્ઞાસા ઉત્પન્ન કરનારો હોઇને, તે સહજ અઘરો કિંવા ગુંચવણભર્યો હોવા છતાં તેની મનોરંજકતા લેશમાત્ર પણ ઓછી થતી નથી. જેનાથી ભૂખ તરસ મટતી નથી, જે શીતોષ્ણાદિ વિકારોથી મનુષ્યનું સંરક્ષણ કરી શકતી નથી, જે ઇંદ્રિયસુખો આપી શકતી નથી અર્થાત્, જેનાથી મનુષ્યની કોઇપણ જાતની વાસના તૃપ્ત થતી નથી અને જે ચીજ કોઇ જંગલી મનુષ્યના હાથમાં આવતાં તેને તદ્દન નિરૂપયોગી લાગે છે તે

પૈસો-લક્ષ્મી તો—સોના રુપાના ટૂકડા—આ ઉદ્યોગયુગમાં તો સંપત્તિ-સર્વસ્વ બની રહ્યા છે અને તેની પ્રાપ્તિ અર્થે મનુષ્યો તનતોડ મહેનત કરી રહ્યા છે. ઇસપનીતિમાંની 'મૂરઘો અને રત્ન'ની વાર્તા પ્રમાણે જંગલી મનુષ્યને સોનું રૂપું નિરૂપયોગી કિંવા તદ્દન જૂજ કિંમતનું લાગે છે. અમેરિકામાંના રેડ-ઇન્ડીયન લોકોની હકીકત વાંચવાથી એ બાબત પ્રત્યક્ષ સમજાય છે. એ લોકો પોતાના દેશમાં મળી આવતા સોના રૂપાના ટૂકડા યુરોપિઅન પ્રવાસીઓ પાસેથી નહિ જેવો બદલો લઇને તેમને આપી દેતા. પરંતુ સુધરેલા દેશોમાં પૈસા માટે લોકો કેવી ધમાચકડી મચાવી રહ્યા છે!

ઉપરના વિવેચનથી પૈસો, તેનું સ્વરુપ, અને તેનું કાર્ય, એ બધાં જીજ્ઞાસાવર્ધક છે એમ સ્પષ્ટ થાય છે. પરંતુ એ પૈસાની પરિણત અવસ્થા વળી તેના કરતાંયે વધારે જિજ્ઞાસાવર્ધક અર્થાત્ મનોરંજક છે. પ્રત્યક્ષપણે કોઇ પણ પ્રકારની વાસના તૃપ્ત નહિ કરનારો પૈસો સમાજમાં સર્વત્ર ફેલાઇને બધીયે ઔદ્યોગિક પ્રવૃત્તિઓમાં અગ્રસ્થાન પ્રાપ્ત કરી રહ્યો છે; એટલું જ નહિ, પરંતુ સુધરેલા સમાજમાં તો તે કાગળ-ચીંથરા-ના ચલણના રૂપમાં પ્રત્યક્ષ થઈ રહ્યા છે. આ ચલણ તો પૈસા કરતાંયે વધારે વિલક્ષણ છે. એકાદ કાગળીઆના ટૂકડાની કિંમત હજારો રૂપિઆ થાય છે. એ વાત એકાદ જંગલી મનુષ્યને તો 'કુતરૂં ખડ ખાય' એના જેવી આશ્ચર્યકારક લાગે એ સ્વાભાવિક છે. આ કાગળીઆનું ચલણ સમાજમાં પ્રચલિત કેમ થયું, કેવી રીતે થયું, તેમજ લોકો સોના રૂપાના ચલણ કરતાં પણ તેની વિશેષ માગણી કેમ કરે છે, વગેરે પ્રશ્નો પણ એટલાજ કૌતકભર્યા અને મનોરંજક છે. પૂર્વકાળની પેઢીઓની વ્યવસ્થા, વગર પૈસે ચાલી રહેલો તેમનો લાખો રૂપીયાનો વ્યવહાર, વગેરે પ્રશ્નો પણ અઘરા અને મનોરંજક જ છે. દેશમાં તેમજ પરદેશમાં વ્યાપારની લેવડદેવડ શી રીતે થાય છે; વગર પૈસે

આવી ખરીદી અને વેચાણની ગોઠવણ શી રીતે થાય છે; વ્યાપારીના હાથની લખેલી હુંડીનો ઉપયોગ પણ નાણા તરીકે જ કેવી રીતે થાય છે; સોના રૂપાના ભાવમાં વધારો થવાથી દેશના નાણાંપર તેની શી અસર થાય છે; દરેક રાષ્ટ્રમાં નાણાંના સ્વરુપનો વ્યવહાર કેવો હોય છે; આ બધાયે પ્રશ્નો અઘરા છે; પરંતુ તે નિઃશંક મનોરંજક પણ છે. આ ભાગમાં એ બધાયે પ્રશ્નોનો સમાવેશ કરવામાં આવ્યો છે. આ ભાગમાંનાં વિષયોના સામાન્ય રીતે કયા કયા વિભાગ પાડી શકાય તે આપણે જોઇએ, તેમ કરવાથી તે બધાયે પ્રશ્નો એક પછી એક ઉકેલીને ઠીક વિચારી શકાશે. પહેલા પ્રકરણમાં વિનિયમનું સામાન્ય સ્વરૂપ અને વસ્તુનું મૂલ્ય અથવા કિંમત એ બે વચ્ચે ભેદ, અને વસ્તુની કિંમતની મીમાંસા, એટલાંનો સમાવેશ થાય છે. બીજા પ્રકરણમાં પૈસો, તેનું સ્વરુપ, અને તેના કાર્ય સંબંધી પ્રશ્નો આવે છે; તેમજ પેઢીઓ, તેમનાં સ્વરુપ, તેમનાં કાર્ય, અને કાગળીઆનાં ચલણની મીમાંસાનો સમાવેશ પણ આજ પ્રકરણમાં કરવામાં આવ્યો છે. ત્રીજા પ્રકરણમાં પરરાષ્ટ્રીય વ્યાપાર, તેનું તત્ત્વ, અને તે ચલાવવા માટેનાં સાધનો, એટલા વિષયોનો સમાવેશ થાય છે. વળી "સંરક્ષણ વિરૂદ્ધ અપ્રતિબંધ વ્યાપાર" જેવા ચર્ચાત્મક વિષય પર પણ ઉહાપોહ કરવાની તો આવશ્યકતા હોય જ. ત્યાર પછી સોના રૂપાની ખાણોની શોધ, અને તેને લીધે દેશના વ્યાપાર અને સંપત્તિપર થયેલાં પરિણામના વિચાર પણ થવા જોઇએ. અને છેવટમાં હિન્દુસ્તાનની નાણા પદ્ધતિ, તેનો ઇતિહાસ, તેની ઔદ્યોગિક સ્થિતિ પર આવેલું પરિણામ એ બધા વ્યાવહારિક તેમજ સમાજમાં ચર્ચાસ્પદ થઇ પડેલા પ્રશ્નોની ઉહાપોહ કરવી પણ ઇષ્ટ જ થઇ પડશે.

ઉપરના વિવેચનથી આ ગ્રન્થના આ ભાગમાં જે વિષયનું પ્રતિપાદન કરવાનું છે તેનું મહત્ત્વ, તેનું અઘરાપણું અને તેમાં

રહેલી કૌતકભરી મનોરંજકતા, એ બધું વાચકવર્ગ સ્હમજી શકશે, એમ અમે માનીએ છીએ. આ વિષયનું વિવેચન ઉપર જણાવેલ ક્રમાનુસાર જ થવાનું હોવાથી ચાલો હવે આપણે તે તરફ દૃષ્ટિ કરીએ.

---

## પ્રકરણ ૨જું

### મુલ્ય અને કિંમત

અદલાબદલી અથવા વિનિમયનું મૂળસ્વરુપ એટલે મૂલ્ય સાધારણ વ્યવહારમાં મૂલ્ય અને કિંમત એ બન્ને શબ્દો સમાન અર્થમાં વપરાય છે. "આ વસ્તુનું મૂલ્ય કેટલું ?" અથવા "તેની કિંમત કેટલી ?" એવો પ્રશ્ન આપણે કરીએ છીએ. "ભાડુતી રડનારને આંસૂ ક્યાંથી આવે ?" એ કહેવતમાં પણ પૈસા અથવા મજૂરી આપીને રોવાનું કહેવાની રીતિનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. "એ વસ્તુ કોડીના મૂલ્યની છે" એ વાક્યમાં પણ મૂલ્ય શબ્દ કિંમતના અર્થમાં જ વાપરવામાં આવ્યો છે. કોડી એ આપણા દેશના કેટલાક ભાગમાં નાણાંનો પ્રકાર છે, એ તો વાચક વર્ગના જાણવામાં હશે જ. જે વસ્તુની કિંમત કોડી જેટલીયે નથી તેને આપણે 'કોડીના મૂલ્યની વસ્તુ' કહીએ છીએ. બહુમૂલ્ય છે એમ કહીએ એટલે તે વસ્તુની કિંમત થતી છે એમ પણ આપણે સમજી શકીએ છીએ. સારાંશ કે, સામાન્ય વ્યવહારમાં મૂલ્ય અને કિંમત એ બન્ને શબ્દોમાં ભેદ રાખવામાં આવતો નથી. પરંતુ શાસ્ત્રીય વિવેચનનું પહેલું કાર્ય જ છે કે સામાન્ય વ્યવહારમાં વપરાતા શબ્દોની વ્યાખ્યા અને તેનો સૂક્ષ્મભેદ નિશ્ચિત કરવો જોઇએ. આથી મૂલ્ય અને કિંમત આ બે શબ્દોમાંનો સૂક્ષ્મભેદ આ પ્રકરણમાં પ્રથમ નક્કી કરવો જોઇએ અને પછી તેનાં કારણો તપાસમાં જોઇએ. સંપત્તિશાસ્ત્રની પારિભાષા પ્રમાણે મૂલ્ય અને કિંમત એ શબ્દોમાં સામાન્ય વિશેષત્વનો ભાવ રહેલો છે. આથી એ બન્ને શબ્દોમાં, જેમાં વિશેષ ભાવ રહેલો હોય તે તરફ પ્રથમ

વળવું જોઇએ. કેમકે મૂલ્ય અને કિંમત એ શબ્દાર્થમાંનો બીજો વધારે સુલભ અને સ્પષ્ટ છે.

કોઈ પણ વસ્તુની કિંમત એટલે તે વસ્તુ માટે આપવા પડતા પૈસા, એટલું આપણે સમજી શકીએ છીએ. ઘડીયાળની કિંમત રૂ. ૧૫ થી ૭૫ સુધીની હોય છે. આથી કોઇ મનુષ્યને સારી જેવી એકાદ ઘડીયાળ વેચાતી લેવી હોય તો તેણે પોતાના દેશનાં ચલણી નાણાં પ્રમાણે હિન્દુસ્તાનમાં રૂપીયા અગર પૌંડ ચુકવીને ૧૫થી ૭૫ રૂપીયા સુધી, ઘડીયાળના ગુણદોષ પ્રમાણે, કિંમત આપવી જોઇએ. કિંમત એટલે ખરીદની વસ્તુ અને દેશમાંનાં ચલણી નાણાંની અદલા-બદલીનો સંબંધ. અર્થાત્ વસ્તુ ખરીદવા માટે લાગતું દેશમાંના ચલણી નાણાંનું પ્રમાણ. એ જ વસ્તુની કિંમત. હવે આપણે મૂલ્ય વિષે વિચાર કરીએ. મૂલ્યની કલ્પના સહજ વધારે વ્યાપક છે. અમુક વસ્તુનું મૂલ્ય, એટલે એક વસ્તુનું બીજી વસ્તુ સાથેની અદલાબદલીનું પ્રમાણ. પૈસા અથવા તો નાણાંનો પ્રાદુર્ભાવ થયા પૂર્વે વસ્તુની અદલાબદલી વસ્તુથી જ થતી એમ ઇતિહાસ ઉપરથી દેખાય છે. હિન્દુસ્તાનમાં હજીયે છેક જ ન્હાનાં ગામડાંઓમાં વસ્તુવસ્તુની જ અદલાબદલી થાય છે. ખેડૂત પોતાની પાસેનો દાણો વાણીયાની દુકાને લાવે છે અને તેના બદલામાં પોતાને જોઇતી બીજી વસ્તુઓ વેચાતી લે છે. આમ કરવામાં જુદી જુદી વસ્તુઓનું મૂલ્ય દાણાના મૂલ્ય સાથે સરખાવાય છે. તે જ પ્રમાણે જંગલમાં રહેતા જંગલી લોકો ફળફળાદિ ભેગાં કરીને શહેરમાં લાવે છે અને તેના બદલામાં અનાજ, મીઠું, મરચું, કાપડ વગેરે પોતાને જોઇતી વસ્તુઓ મેળવે છે. આ પણ વસ્તુવસ્તુની જ અદલાબદલી થઈ કહેવાય. મૂલ્યનો અર્થ સાપેક્ષ છે એમ આ ઉપરથી સમજાય છે. વસ્તુનું મૂલ્ય એટલે અદલાબદલીથી કિંવા વિનિમયથી એક વસ્તુના બદલામાં બીજી વસ્તુ આપવી એ જ છે; એટલે કે, એક જ વસ્તુનું મૂલ્ય બીજા જેટલા નિરનિરાળા પદાર્થો હોય તેટલા રૂપમાં ગણાય. એક કોટનું મૂલ્ય

અમુક ખૂટ કહેવાય, અમુક શેર ઘઉં કહેવાય, અથવા અમુક શેર શાક પણ ગણાય. સારાંશ કે એક જ વસ્તુનું મૂલ્ય હજારો રૂપમાં હોય. પરંતુ વસ્તુની કિંમત એટલે સહુની સંમતિથી નિશ્ચિત થયેલા મૂલ્ય રૂપ એક વસ્તુ. એ નિશ્ચિત થયેલ વસ્તુ એટલે લોકોમાં રૂઢ બનેલું નાણું. અમુક વસ્તુનું મૂલ્ય નાણામાં થાય તો તે 'કિંમત' અને પદાર્થમાં થાય તો 'મૂલ્ય' કહેવાય. આ રીતે મૂલ્ય અને કિંમત એ બન્નેમાં સામાન્ય વિશેષ ભાવ છે એ સ્પષ્ટ છે.

સામાન્ય રીતે વ્યવહારમાં કિંમતની ભાવનાનો વધારે પ્રચાર છે; અને અદલાબદલીમાં એને જ પ્રાધાન્ય અપાય છે. આનું કારણ એ છે કે વસ્તુની યોગ્ય અદલાબદલી થવા સારૂ પરસ્પર કિંમત સમજવી જોઇએ. અને તે સ્વાભાવિક જ છે. પરંતુ મૂલ્ય અને કિંમત એ બે ભાવના વચ્ચેનો સૂક્ષ્મ ભેદ અમુક અમુક વિષયોમાં રાખવો પડે છે એ હવે પછીના પ્રકરણમાંનાં વિવેચનથી સમજાશે.

મૂલ્ય અને કિંમત એ બે શબ્દોમાંના ભેદ ઉપરથી સંપત્તિશાસ્ત્રમાં જે એક સિદ્ધાન્ત-મત ઉભો થાય છે તે પ્રત્યે પણ ધ્યાન આપવાની જરૂર છે. આ દેશમાં વસ્તુની કિંમત નાણાંની તુલના કરીને ઠરાવવામાં આવે છે એ તો ઉપરના વિવેચનથી સમજાયું જ હશે. દેશનું નાણું કાયમ રહેવાનું છે એમ સમજીને વસ્તુની કિંમત આપણે નાણાંની કસોટીથી ગણીએ છીએ. આથી દરેક વસ્તુની કિંમત એક-દમ વધવાનો સંભવ છે. કારણકે, નાણાના બદલામાં જ્યારે વસ્તુ પહેલાં કરતાં ઓછી મળે છે ત્યારે ભાવમાં વધારો થયો છે એ વાત આપણા સમજવામાં આવે છે. દાખલા તરીકે અમેરિકાની શોધો—અને ખાસ કરીને સોના-રૂપાની ખાણની શોધખોળો-પછી યૂરોપમાં દરેક વસ્તુની કિંમતમાં વિલક્ષણ પ્રકારનો વધારો થવા પામ્યો હતો. અર્થાત્, દરેક વસ્તુની કિંમત અગાઉ કરતાં કેટલાયે ગણી વધી ગઈ હતી. એટલે આ ઉપરથી પૈસાની કિંમત ઘટી ગઈ એટલો જ

અર્થ નીકળે છે. પરિણામે, નાણાને જ કસોટી તરીકે ગણવાથી, તેમજ તે સ્થિર અને અચલ છે એમ આપણે ગણતા હોવાથી, દરેક વસ્તુ મોંઘી થઈ છે એમ આપણે માનવા લાગીએ છીએ. પરંતુ તેથી કંઈ વસ્તુનું સરેરાશ મૂલ્ય વધી શકતું નથી. કારણકે, મૂલ્ય શબ્દ જ સાક્ષેપ છે અને તેથી દરેક વસ્તુનું સરેરાશ મૂલ્ય વધવું અશકય છે. આનું કારણ એ છે કે, જો એક વસ્તુનું મૂલ્ય વધે તો તેની સાથે તુલનામાં મુકાતી બીજી વસ્તુનું મૂલ્ય ઘટવું જ જોઇએ. દાખલા તરીકે, પહેલાંના જમાનામાં દશ શેર ઘઉંના બદલામાં બે મણ લાકડાં મળતાં, તે અત્યારે એક જ મણ મળે છે એમ આપણે માનીએ, તો લાકડાંનું જ મૂલ્ય વધ્યું છે એમ આપણને લાગશે. કારણકે, પૂર્વે એક મણ લાકડાં માટે પાંચ શેર ઘઉં આપવા પડતા, તેને બદલે હવે દશ શેર ઘઉં આપવા પડે છે. અર્થાત્, લાકડાંની દૃષ્ટિથી મૂલ્યમાં વધારો થયો લાગે છે; જ્યારે ઘઉંની દૃષ્ટિથી જોઇએ તો તેના મૂલ્યમાં ઘટાડો થયો એમ સમજાય છે. આનું કારણ એટલું જ છે કે, પહેલાં દશ શેર ઘઉંનાં બે મણ લાકડાં મળતાં તે અત્યારે તેટલા જ ઘઉંનાં એક મણ જ લાકડાં મળે છે, અને તેથી ઘઉંના જ મૂલ્યમાં ઘટાડો થયો છે એમ કહેવાય. આથી જ દરેક વસ્તુનું મૂલ્ય સરેરાશ વધવું એ તદ્દન અશકય છે, એ વાત વાચક-વર્ગના લક્ષમાં આવશે જ. કોઈ વસ્તુનું મૂલ્ય વધવું એનો અર્થ કોઈ વસ્તુનું મૂલ્ય ઘટવું એ જ થાય. કારણકે, મૂલ્યની ભાવના જ સાપેક્ષ છે અને તેને નિરનિરાળી વસ્તુઓના સંબંધ કે તુલના પર જ અવલંબી રહેવું પડે છે.

મૂલ્ય અને કિંમત એ બે ભાવનાઓ વચ્ચેના ભેદ અને તેમાંથી નીકળતા સિદ્ધાન્ત વિષે અત્યાર સુધી આપણે વિવેચન કર્યું. હવે મૂલ્ય સંબંધી એક વાદગ્રસ્ત પ્રશ્ન તરફ વળીએ; અને તેના સંબંધમાં વિવેચન કરતાં અર્વાચીન સંપત્તિશાસ્ત્રકારોએ કાઢેલી આવશેષિક મૂલ્યની ભાવનાનું સ્પષ્ટીકરણ કરીએ.

'મૂલ્ય' શબ્દની વ્યાખ્યા કરતાં ઍડમ સ્મિથ એ શબ્દમાં રહેલી સંદિગ્ધતાનો ઉલ્લેખ કરે છે. તેના મત પ્રમાણે મૂલ્ય બે પ્રકારનું છે. એક તો વસ્તુનું ઉપયુક્તતા–મૂલ્ય અને બીજું વિનિમય-મૂલ્ય; અર્થાત્, કેવળ મૂલ્ય અને સાપેક્ષ મૂલ્ય. અમુક વસ્તુ મૂલ્યવાન છે એટલે તે વસ્તુ ઉપયોગી છે એટલો જ અર્થ કેટલીક વાર થાય છે. આ તે વસ્તુનું કેવળ–મૂલ્ય, અથવા ઉપયુક્તતા–મૂલ્ય કહેવાય. સંપત્તિશાસ્ત્રમાં ઉપયુક્તતા–મૂલ્યનો વિચાર કરવામાં આવતો નથી પરંતુ ફક્ત વિનિમય–મૂલ્યનો જ વિચાર કરવામાં આવે છે. આનો અર્થ એટલો જ છે કે, એક વસ્તુ વેચાતી લેવા માટે તેના બદલામાં આપવી પડતી બીજી વસ્તુ તે પહેલી વસ્તુનું વિનિમય-મૂલ્ય ગણાય; અને સંપત્તિશાસ્ત્રમાં પણ આ જ અર્થ વધારે મહત્ત્વનો છે. આ પ્રમાણે ઍડમ સ્મિથે મૂલ્ય શબ્દમાંની સંદિગ્ધતા દાખવીને તેનો બીજો અર્થ ગ્રહણ કર્યો છે. પરંતુ મૂલ્ય શબ્દનું પૃથક્કરણ કરીને તો તેણે વધારે ગુંચવણ જ ઉભી કરી છે. ઉપયુક્તતા–મૂલ્ય એ શબ્દપ્રયોગ જ ગુંચવડીઓ છે. તેનો સાદો અર્થ 'ઉપયોગિતા' જ થાય. વાસ્તવિક રીતે મૂલ્ય એ ઉપયુક્તતાનું જ કાર્ય છે. ઍડમ સ્મિથના 'ઉપયુક્તતા–મૂલ્ય' એ શબ્દમાં કાર્યકારણનું એકીકરણ થયું છે. આ જ કારણને લીધે ઍડમ સ્મિથના વિવેચનથી મૂલ્યની કલ્પના સ્પષ્ટ થવાને બદલે વધારે ગુંચવણવાળી બનવા પામી છે. આથી જ મૂલ્યની વ્યાખ્યા કરતાં ઉપરના વિવેચનમાં અમે ઍડમ સ્મિથના ઉપયુક્તિ ભેદ સંબંધી ઉલ્લેખ કર્યો નથી.

પરંતુ 'વસ્તુનું મૂલ્ય કેમ થાય છે?' એ પ્રશ્ન વધારે મહત્ત્વનો છે, અને તેના ઉત્તરમાં જ વાદવિવાદનું મૂળ રહેલું છે. કારણકે, આ પ્રશ્નના બે પરસ્પર વિરોધી ઉત્તરો સંપત્તિશાસ્ત્રકારોએ આપેલા હોવાથી તે ઉત્તરો ઉપરથી બે પ્રકારની ચર્ચા અગર કલ્પના ઉદ્ભવે છે.

'વસ્તુનું મૂલ્ય કેમ થાય છે?' એનો ઉત્તર કેટલાક નીચેની કારણમીમાંસાથી આપે છે. સંપત્તિ, માલ અને પદાર્થ કિંવા વસ્તુ, આ બધાંયે માનવી વાસના તૃપ્ત કરનારાં હોવાથી તે તેને ઉપયોગી છે; અને તે ઉપયોગી હોવાથી મૂલ્યવાન છે—અર્થાત્ તેનું મૂલ્ય છે. આનો અર્થ એમ થાય છે કે, વસ્તુમાં ઉપયોગીપણું રહેલું હોઇને જ મનુષ્ય તેની પ્રાપ્તિ અર્થે કંઇ પણ બદલો આપવા તૈયાર રહે છે. આથી જ તે વસ્તુ મૂલ્યવાન છે, અગર તેનું મૂલ્ય છે. આથી કોઇ પણ વસ્તુનું મૂલ્ય તેની ઉપયોગિતા પર અવલંબી રહે છે, એટલું સિદ્ધ થાય છે. સારાંશ કે, મૂલ્ય અને ઉપયુક્તતા—ઉપયોગિતા—એ બન્નેમાં કાર્યકારણનો ભાવ રહેલો છે. આને જ મોબદલાનો ઉપયુક્તવાદ કહી શકાય. આ મત પ્રમાણે કોઇપણ વસ્તુની ઉપયોગિતા જેટલી વધારે તેટલું તેનું મૂલ્ય વધારે હોવું જોઇએ, એવો સિદ્ધાન્ત બાંધી શકાય. પરંતુ આ સિદ્ધાન્ત વાસ્તવિક નથી એમ દેખાય છે. હવા, પાણી, વગેરે ચીજો મનુષ્યને અત્યંત ઉપયોગી છે, કારણ કે તેના વગર મનુષ્ય જીવી શકે જ નહિ. પરંતુ અત્યંત જીવિતોપયોગી એટલું જ નહિ પરંતુ અત્યંત આવશ્યક વસ્તુઓ બહુમૂલ્ય ગણાતી નથી. આથી ઉલટું જોઇએ તો સોનું, રૂપું, હીરા, મોતી, વગેરે વસ્તુઓ હવા, પાણી, અન્ન, વગેરે જેટલી ઉપયોગી નથી. તે આપણી આધીનતામાં હોય તોપણ તેનાથી આપણી ભૂખ ભાગતી નથી. વળી, આવી હજારો રૂપીયાની કિંમતની વસ્તુઓ સમીપમાં હોવા છતાં પણ ઉપર કહેલી ખરી ઉપયોગી વસ્તુઓના અભાવે તો મનુષ્યનું મરણ જ નીપજે છે. મિડસ નામના રાજાને વનદેવીએ એવું વરદાન આપ્યું હતું કે જે વસ્તુને તે હાથ લગાડે તે તરત જ સુવર્ણની બની જાય! આ વરદાનના પ્રભાવથી તે બહુ ધનવાન થઇ ગયા બાદ જ્યારે તેના મૃત્યુનો સમય નજીકમાં આવ્યો ત્યારે તેને એ વરદાન પાછું ખેંચી લેવાની કાલાવાલા સાથે વનદેવીને વિનંતી કરવી પડી હતી. સોનું, હીરા, મોતી વગેરે સંપત્તિનો પણ આવો જ પ્રકાર છે.

ટુંકામાં, એ વસ્તુઓ મનુષ્યને ઓછી ઉપયોગી છે. આપણે ઉપર કહી ગયા તે સિદ્ધાન્તાનુસાર તો આ વસ્તુઓનું મૂલ્ય ઓછું હોવું જોઈએ. પરંતુ વ્યવહારમાં તો આપણે તેથી ઉલટું જ જોઈએ છીએ અને એ વસ્તુઓ બહુ જ મૂલ્યવાન ગણાય છે. ઉપરના અપવાદથી એટલું તારતમ્ય નીકળે છે કે, ઉપયુક્તતા–મીમાંસા સાચી નથી. આ આક્ષેપના ઉત્તરમાં કેટલાક ગ્રન્થકારોએ બીજી એક મીમાંસા કરી છે, જેનું નામ વ્યય મીમાંસા. આ મીમાંસાનુસાર વસ્તુનું મૂલ્ય હોવાનું કારણ તે વસ્તુને નિર્માણ કરવામાં લાગતું ખર્ચ છે. આ મીમાંસાથી એવો સિદ્ધાન્ત નીકળે છે કે વસ્તુનું મૂલ્ય તેના ઉત્પત્તિ–ખર્ચ પર અવલંબી રહે છે. અર્થાત્, વસ્તુ ઉત્પન્ન કરવામાં જેટલું ખર્ચ વધારે તેટલી તેની કિંમત પણ વધારે. પરંતુ આ સિદ્ધાન્ત પણ વાસ્તવિક તો નથી જ, એમ સ્પષ્ટ દેખાય છે. દાખલા તરીકે કોઈ ચસકેલા મગજના માણસે હજારો રૂપીયા ખર્ચીને એક જંગલમાં મોટો મહેલ બાંધ્યો તેથી તેને થએલા ભારે ખર્ચને લીધે તે મહેલ મૂલ્યવાન ગણાય નહિ. કેમકે, તે મહેલની કોઇને ગરજ નહિ હોવાને લીધે તે નિરૂપયોગી જ થવાનો, તેમજ તેનું મૂલ્ય પણ કંઈ જ ન ઉપજે. આથી અમુક વસ્તુ પર બહુ ખર્ચ થાય તેથી કંઈ તેનું મૂલ્ય વધે જ એમ નથી.

મૂલ્યના સંબંધમાં ઉપર કરેલી બે પ્રકારની મીમાંસા અને તેનું સમર્થન, એ બેમાં વિરોધી ધાતુની ઢાલ માટે લડી પડેલા પેલા બે ઘોડેસ્વારોના જેવો જ વિરોધ રહેલો છે. એક ઘોડેસ્વારે કહ્યું: "ઢાલ સોનાની છે." બીજાએ કહ્યું: "તદ્દન ખોટું, તે રૂપાની છે." વાસ્તવિક રીતે, ઢાલની એક બાજૂ સોનાની હતી અને બીજી રૂપાની હતી. આવો જ પ્રકાર મૂલ્યની મીમાંસાની બાબતમાં પણ છે. વસ્તુનું મૂલ્ય શાથી ઉત્પન્ન થાય છે? એક પક્ષ કહે છે કે, ઉપયોગિતા એ જ મૂલ્યનું કારણ–બીજ છે. બીજો પક્ષ કહે છે કે, વસ્તુને તૈયાર કરવામાં લાગતું ખર્ચ અથવા વ્યય એ જ મૂલ્યનું કારણ–બીજ છે. વાસ્તવિક પ્રકાર એવો

છે કે, માત્ર ઉપયોગિતાથી જ મૂલ્ય ઠરાવી શકાય નહિ; તેમજ કેવળ ઉત્પાદન વ્યયથી પણ તે ઠરાવી ન જ શકાય. આ રીતે મૂલ્યની ઉત્પત્તિનો સંબંધ તેની ઉપયોગિતા અને ઉત્પાદન વ્યય એ બન્નેની સાથે છે. અર્થાત્, મૂલ્યમાં ઉપયોગિતા અને ઉત્પાદન વ્યય એ બન્ને ગુણો હોવા જોઈએ. સંપત્તિની વ્યાખ્યામાં આ બન્ને ગુણોને માનવી વાસના તૃપ્ત કરવાની શક્તિ અને શ્રમસાધ્યતા એ નામથી ઓળખાવવામાં આવ્યા છે. ઉપરાંત, પૃથકપણું અને આધીનતા એ બન્ને ગુણો પણ સંપત્તિમાં જોઇએ. એ વિષે પણ આપણે પાછળ વાંચી ગયા છીએ. આ પ્રમાણે ઉપર કહેલા ચારે ગુણોનું સંકલિત પરિણામ એ જ વસ્તુનું મૂલ્ય કહેવાય. દરેક વસ્તુમાં આ ચારે ગુણો થોડે ઘણે અંશે પણ હોવા જોઈએ. એકાદ વસ્તુમાં બીજા ગુણો કરતાં ઉપયોગિતાનું પ્રમાણ વધારે હોય તો બીજી એકાદ મૂલ્યવાન વસ્તુમાં ઉત્પાદન વ્યયનું પ્રમાણ વધારે હોય. પરંતુ દરેક મૂલ્યવાન વસ્તુમાં થોડે ઘણે અંશે પણ આ ચારે ગુણો હોવા જ જોઇએ; અને ત્યારે જ તેનું મૂલ્યવાન્પણું ખરૂં ગણાય.

હવે જેવન્સ અને બીજા સંપત્તિશાસ્ત્રકારોએ દર્શાવેલી એકાદ બે નવીન કલ્પનાઓ વિચારીએ. ઍડમ સ્મિથે મૂલ્યના 'કેવળ મૂલ્ય' અને 'વિનિમય મૂલ્ય', એવા બે અર્થ-ભેદ પાડયા છે, એ વિષે તો ઉપર કહ્યું જ છે. 'કેવળ મૂલ્ય' એટલે ઉપયુક્તતા મનુષ્યની ગરજ કિંવા વાસના પર અવલંબી રહે છે. એક વસ્તુ એક વ્યક્તિને અતિ ઉપયોગી હોય તે જ વસ્તુ બીજાને તદ્દન નિરૂપયોગી હોઈ શકે. દાખલા તરીકે અંધ મનુષ્યને ચશમાં તદ્દન નિરૂપયોગી છે; અને તે જ ચશમાં નબળી આંખવાળા મનુષ્યને અત્યંત ઉપયોગી છે. પરંતુ બજારમાં મળનારી વસ્તુનું 'વિનિમય મૂલ્ય' અથવા કિંમત અને આ ઉપયુક્તતાની વચ્ચે ઝાઝો સંબધ નથી. તેમજ સંપત્તિશાસ્ત્રમાં આ બીજા અર્થની કંઈ જ આવશ્યક્તા નથી એવું ઍડમ સ્મિથે પ્રતિપાદન કર્યું છે. જ્યારે જૅવન્સે આવશેષિક મૂલ્યની

કલ્પના વડે ઉપરની બે કલ્પનાઓ એકબીજા સાથે સંબંધ ધરાવનારી છે એવું સિદ્ધ કર્યું છે. વળી વસ્તુની ઉપયોગિતા અને તેની કિંમત વચ્ચે નિકટ સંબંધ છે. માત્ર ઉપયોગિતા કાયમી ગુણ તરિકે ન હોય તો પણ તેના ન્યૂનાધિક પ્રમાણમાં તે દરેક વસ્તુમાં હોય છે જ, એ ધ્યાનમાં રાખવું જોઇએ; અને આ ન્યૂનાધિકપણાનું પ્રમાણ મનુષ્ય પાસેના તે વસ્તુના સંગ્રહપર અવલંબી રહે છે. જે મનુષ્યને ભૂખ કે તરશ લાગી હોવાથી તેના પ્રાણ વ્યાકૂળ થઈ રહ્યા છે તે મનુષ્યને માટે પાણીનું પ્યાલું કિંવા અનાજનો ગ્રાસ અત્યંત ઉપયોગી છે એમ કહેવું પડશે; અને તે માટે તે ગમે તેટલી કિંમત આપવા તૈયાર થશે. પરંતુ જેમ જેમ તે મનુષ્યની તરશ છીપતી જશે, કે ભૂખ શાન્ત પડતી જશે, તેમ તેમ તેને પાણી અને અન્નની ઉપયોગિતા ઓછી ભાસશે; અને તે દૃષ્ટિથી તે પાણી અને અન્ન માટે ઓછી કિંમત દેવા લાગશે. અર્થાત્ વસ્તુની કિંમત મનુષ્યની સામાન્ય ઉપયોગિતાને આધારે ઠરાવી શકાય નહિ. તે તો આવશેષિક ઉપયોગિતાને આધારે જ ઠરાવાય. ભુખથી વ્યાકૂળ થયો હોય ત્યારે મનુષ્ય અન્ન માટે જેટલી કિંમત આપવા તૈયાર થશે તેટલી કિંમત બજારમાં ધાન્ય ખરીદતાં તે કદિ આપવાનો નહિ. કારણ કે, ધાન્યની સામાન્ય ઉપયોગિતા પુષ્કળ હોવા છતાંયે તેના ઘરમાં તેનો જથ્થો હોવાથી તેને આવેશષિક ઉપયુક્તતા ઓછી છે; અને એ દૃષ્ટિથી જ એ મનુષ્ય વસ્તુની કિંમત આપવા તૈયાર થાય.

સારાંશ કે, ઉપયુક્તતાનો ગુણ મનુષ્યની પાસેની વસ્તુઓના સંગ્રહ પર અવલંબી રહે છે. જેમ જેમ સંગ્રહ વધતો જાય તેમ તેમ વધારે માલની તેની જરૂર ઓછી થતી જાય; એટલું જ નહિ, પરંતુ અમુક મર્યાદા બાદ તો તે સંગ્રહ પણ મનુષ્યને વધારે પડતો–નિરૂપયોગી જેવો પણ–ભાસે. દાખલા તરીકે, ખેડુતને પ્રથમ કોદાળીની ઘણી જ જરૂર પડે છે. જો તેની પાસે તે ન હોય તો તેનું કામ અટકે.

આથી તે વખતે તે કોદાળી માટે ખેડુત ઝાઝી કિંમત આપશે; તેની પાસે એક બીજી કોદાળી આવી ગયા પછી બીજી કોદાળીની ઉપયોગિતા તેને એટલી બધી નથી; અને ત્રીજીની તો બિલકુલ જ નથી; અને ચોથી તો કેવળ નિરૂપયોગી જ છે. આ ઉપરથી વસ્તુની ઉપયોગિતા મનુષ્યની પાસેના વસ્તુના સંગ્રહપર અવલંબી રહે છે એ વાત વાચકને સમજાઈ જ હશે.

મનુષ્યની અમુક વાસનાઓમાં ન્યૂનાધિકપણું વધારે હોવાનો અને અમુક વાસનાઓમાં ઓછું હોવાનો ગુણ હોય છે. દાખલા તરીકે, મનુષ્યને જોઈતા અન્નમાં ઝાઝું ન્યૂનાધિકપણું ન હોય. શરીરરક્ષા માટે તેની આવશ્યક્તા છે અને તેથી મનુષ્યે તેને બજારમાંથી ખરીદવું જ પડે. પરંતુ એથી વિશેષ તેનો કંઈ જ ઉપયોગ નથી. અર્થાત્ પોતાની જરૂરીયાતથી વધારે તેનો સંગ્રહ કોઈ જ રાખતું નથી. પરંતુ કપડાંલત્તાં, ખુરસી, મેજ ઇત્યાદિ સામાન્ય વસ્તુઓ, તેમજ ચિત્રસંગ્રહ કિંવા ગ્રન્થસંગ્રહ જેવી વસ્તુઓની જરૂર થોડે ઘણે અંશે પણ સુધરેલા સમાજમાં હોય છે. પરંતુ એ જરૂર અનુદ્‌ભુત હોઈને જો તે સસ્તા ભાવથી મળે તો જ મનુષ્ય તેને ખરીદવા માટે તૈયાર થઈ જાય છે. આનું કારણ એમ છે કે, આવી જરૂરી વસ્તુઓની ઉપયુક્તતા મનુષ્યને બહુ જ કમી હોય છે અને તેથી જ તે તેની ઓછી કિંમત આપે છે.

ઉપરના વિવેચનથી એટલું સમજાશે કે, વસ્તુનું જે મૂલ્ય આપણે બજારમાં આપીએ છીએ તે આપણને જ જરૂરની વસ્તુની સૌથી ઓછી ઉપયોગિતાના જ આધારે આપીએ છીએ; અને એ જ તે વસ્તુનું મૂલ્ય છે. આનું જ નામ આવશેષિક ઉપયુક્તતા એમ જેવન્સ કહે છે.

આ મતનો ઉદ્દેશ ઉપયુક્તતાને કિંમત પ્રમાણે વિશિષ્ટ પરિમાણનું સ્વરૂપ આપવાનો હતો. આવી ઉપયુકતતા વિશિષ્ટ પરિમાણનું

સ્વરૂપ પ્રાપ્ત કરે અર્થાત્ તે પરિમાણુના આધારે ઘડાય તો ઉપયુક્તતા એક ગણત્રીનો વિષય બની શકે. અને જો તેમ થાય તો સંપત્તિ-શાસ્ત્રના નિયમોને ગણિતશાસ્ત્રના સિદ્ધાંતોની પેઠે નિશ્ચિત સ્વરૂપ આપી શકાય, એવી જેવન્સની માન્યતા હતી. આ કલ્પનાનુસાર તેણે ગણિતશાસ્ત્રના જેવાં સંપત્તિશાસ્ત્રનાં પણ કેટલાંક પરિમાણુસૂત્રો તૈયાર કરવાનો પ્રયત્ન કર્યો હતો.

હવે કિંમત એ એક વિશિષ્ટ પ્રકારની કલ્પના છે એ ખરૂં; તેમજ બજારમાં વસ્તુઓના ભાવ અમુક નિયમિત કારણોના આધારે ઠરાવવામાં આવ્યા હોય છે એ વાત પણ સાચી; પરંતુ માનવી વાસના એ ચંચલ માનસિક બાબત હોવાથી તેને નિયમિત પરિમાણનું રૂપ આપવાનો યત્ન કરવો એ નિરર્થક છે. વળી આપણે યાદ રાખવું જોઇએ કે, તેની ગણત્રી થવા લાગી કે તે ઉપરચોટીયા જ થવાની. કોઈ કોઈ સંપત્તિશાસ્ત્રકારોએ બધાંયે સંપત્તિશાસ્ત્રોને ગણિતના જેવાં વિશિષ્ટ પરિમાણનું સ્વરુપ આપવાનો યત્ન કર્યો છે. નિસર્ગ પંથના કાળમાંયે આવો જ યત્ન થયો હતો. કુર્નો નામક ફ્રેન્ચ ગ્રન્થકારે સંપત્તિશાસ્ત્ર વિષે જે ગ્રન્થ લખ્યો છે તેમાં ગણિતનાં કેટલાંયે સમીકરણ આપવામાં આવ્યાં છે. પરંતુ સંપત્તિશાસ્ત્ર એ એવો સંકીર્ણ અને સંમિશ્ર વિષય છે કે, તેમાં ગણિતના સિદ્ધાંતો જેટલી ચોકસતા સંભવે નહિ. ગણિતના સિદ્ધાંતો માત્ર ઉદાહરણ તરીકે સંપત્તિશાસ્ત્રમાં ઉપયોગી થઈ પડે. પરંતુ સંપત્તિશાસ્ત્રના સિદ્ધાંતો ગણિતના સિદ્ધાંતોના જેટલી ચોકસતા બતાવી શકે નહિ એટલું તો નક્કી. આથી જેવન્સ વગેરે જેવા સંપત્તિશાસ્ત્રકારોએ આવશેષિક ઉપયુક્તતા સકલ ઉપયુક્તતા, વગેરે જે સૂક્ષ્મ ભેદો પાડ્યા છે તેનો બહુ સારી રીતે ઉપયોગ થઈ શકે એમ લાગતું નથી. વસ્તુની કિંમત કેવી રીતે ઠરાવવામાં આવે છે એ જોવું-જાણવું એ જ સંપત્તિશાસ્ત્રમાં મહત્ત્વની બાબત છે. અને આથી જ આપણે આગળ વધીએ તે પહેલાં

કિંમતમાંના બે ભેદ લક્ષમાં રાખવાની જરૂર છે. એક તો વસ્તુનો બજારભાવ અને બીજો તેની મૂળ કિંમત. વસ્તુનો બજારભાવ ક્ષણે ક્ષણે બદલાનારો છે. એક વસ્તુ સવારમાં જે ભાવથી મળી શકતી હોય તે જ વસ્તુ સાંજે તે જ ભાવથી નહિ પણ મળી શકે. તે વખતે તે વસ્તુના ભાવમાં થોડો ઘણો તફાવત રહેવાનો જ. વસ્તુની મૂળ કિંમત એટલે તેને ઉત્પન્ન કરવામાં લાગેલું તમામ ખર્ચ. વસ્તુની મૂળ કિંમત એ તેની સ્થિર કિંમત છે. માલ ઉત્પન્ન કરવાની પદ્ધતિમાં ફેર પડ્યા વગર તેમાં ઝાઝો ફેર પડતો નથી. આથી બજારભાવ કરતાં તે વધારે સ્થિર હોય છે. બજારભાવ જે કિંમતની લગભગમાં રમ્યા કરતો હોય તે મૂળ કિંમત છે. અર્થાત આ બન્ને કિંમત એકબીજાથી ભિન્ન છે એમ નથી. બારીક દૃષ્ટિથી જોતાં બજારભાવ મૂળ કિંમતને અવલંબી રહ્યા હોય એમ લાગે છે. એટલે કે, બજારભાવ કાયમી મૂળ કિંમતથી ઓછો તો થવાનો જ નહિ. મૂળ કિંમતના કરતાં ઘણી વાર તે ગમે તેટલો ઉંચો ચઢી જાય છે. વસ્તુની આ બે પ્રકારની કિંમત બે પ્રકારનાં કારણોને આભારી છે. બજારભાવ ક્ષણિક અથવા તાત્કાળિક કારણોપર અવલંબી રહે છે; મૂળ કિંમત કાયમી કારણો પર અવલંબી રહે છે. ત્યારે હવે બજારભાવ ક્યા કારણો પર અવલંબી રહે છે તે આપણે પ્રથમ જોઇએ. એ કારણનો સાદો અર્થ માગણી અને સંગ્રહ એટલો જ થાય છે. આ કલ્પનાનો શાસ્ત્રીય અર્થ ઠરાવીને તેના નિયમો પણ ઠરાવવા જોઇએ. એ વિષે હવે પછીના પ્રકરણમાં વિવેચન કર્યા બાદ આપણને મૂળ કિંમતનાં કારણો તપાસવાનું વધારે સુગમ પડશે.

---

## પ્રકરણ ૩ જું

### બજાર અને તેનો વિકાસ

વિનિમય, અદલાબદલી અથવા લેવડદેવડ એ શબ્દ ઉચ્ચારતાંની સાથે જ મૂલ અગર કિંમતની કલ્પના મનમાં ઉદ્‌ભવે છે, તે જ પ્રમાણે બજારની કલ્પના પણ મનમાં ઉદ્‌ભવ્યા વગર રહેતી નથી. કારણ વિનિમય અગર લેવડદેવડ બજારમાં થાય છે. આથી સંપત્તિશાસ્ત્રની દ્રષ્ટિએ બજાર એટલે શું, તેમાં કયો ખાસ ગુણ રહેલો છે, તેમજ બજારની વૃદ્ધિ ઉદ્યોગની વૃદ્ધિ સાથે કેવી રીતે થવા પામી છે, એ બધું આપણે આ નાનાસરખા પ્રકરણમાં જોવાનું છે.

બજાર એટલે વસ્તુઓ લેવા-વેચવાનું, દુકાનદાર અને ઘરાક તેમજ માલ ખરીદનાર અને માલ વેચનારને ભેગા થવાનું સગવડવાળું સ્થળ. જ્યારે મનુષ્ય છેક જંગલી દશામાં હોય છે ત્યારે દેશમાં બિલકુલ સંપત્તિ જ ઉત્પન્ન થતી નથી; જે થોડીઘણી સંપત્તિ મનુષ્ય ઉત્પન્ન કરે છે તે એ પોતાને માટે તેમજ પોતાના કુટુંબને માટે ઉત્પન્ન કરે છે. આવી સ્થિતિમાં અદલાબદલીનો પ્રસંગ જ આવતો નથી એટલે બજાર જેવી સંસ્થા ઉત્પન્ન થઈ શકતી નથી. પરંતુ સમાજમાં શ્રમવિભાગની ઉત્પત્તિથી જ્યારે સંપત્તિ વધવા લાગે એટલે અદલાબદલી—વિનિમયની આવશ્યકતા ઉભી થાય છે અને અંતે બજારની જરૂર પણ જણાય છે. પહેલાંના વખતમાં બજારનું સ્થળ અને દિવસ ઠરતાં જ રહેતાં; તેથી ગામમાં અમુક સ્થળે અને અઠવાડિયાના અમુક દિવસે જ બજાર ભરાતો. છેક જૂના કાળમાં બે ગામડામાં તે તે ગામના લોકોને

સુગમ પડે એવા કોઈ સ્થળે ઘણું કરીને તેમનો બજાર ભરાતો હશે અને આ સ્થળે બન્ને ગામના લોકો પોતપોતાનો માલ લાવતા હશે. ખરીદનારા લોકો પણ નક્કી કરેલે સમયે અને સ્થળે ભેગા થતા હશે અને ત્યાં સંપત્તિની અદલાબદલી પણ થતી હશે, એવી માહીતી જૂદા જૂદા દેશના જૂના વખતના ગ્રામસંસ્થાના ઇતિહાસ-કારોએ આપી છે. છતાં સમાજમાં જેમ જેમ સંપત્તિ વધતી ગઈ તેમ તેમ આ બજારનું મહત્ત્વ પણ વધતું ચાલ્યું, અને દરેક ગામમાં બજાર એ ગામનો એક મુખ્ય ભાગ થઈ પડ્યો અને તેને કાયમનું સ્વરૂપ પ્રાપ્ત થયું.

હવે બજાર એ શબ્દમાં જે વસ્તુનો અથવા જે વિશેષ ગુણનો સમાવેશ થએલો છે તેનો વિચાર કરીએ. બજાર એ સંજ્ઞામાં પહેલો તો એ ગુણ છે કે તેમાંના વ્યવહારમાં ખુલ્લાપણું કે પ્રસિદ્ધપણું છે. બજારમાં લેનાર–દેનાર એકઠા થાય છે અને માલની અદલાબદલી કિંમતને આધારે ખુલ્લી રીતે જાહેર રસ્તા પર થાય છે. અહીં છાનો-છુપો વ્યવહાર ચાલી શકતો જ નથી. આ બજારપર દેખરેખ રાખવાનું કામ સરકારનું માનવામાં આવે છે અને બજારમાં ઠગબાજી ન થાય, કોઈ કોઈને ફસાવે નહિ તેમજ સઘળો વ્યવહાર ખુલ્લી રીતે અને છડેચોક થાય તે માટે ખાસ કાળજી રાખવામાં આવે છે.

બજારની કલ્પનામાં અન્તર્ભૂત થનારો બીજો ગુણ તે રસાકસીથી નક્કી થએલી કિંમત. આ સ્થળે નિરનિરાળાં સ્થળેથી દુકાનદારો અને ગ્રાહકો એકઠા થાય છે. દુકાનદારોને પોતાનો સઘળો માલ વેચાઈ જાય અને સારો નફો મળે એવી ઇચ્છા હોય છે. આથી તેમનામાં આપસમાં ઘરાક મેળવવાની હરીફાઈ ચાલુ હોય છે. તે જ પ્રમાણે પોતાને સારો માલ સસ્તામાં મળે એ માટે ઘરાકોનો પણ પ્રયત્ન ચાલતો હોય છે. આથી રસાકસી એ બજારનો આત્મા જ છે એમ કહેવામાં વાંધો નથી. અર્થાત્ બજારમાં માલની કિંમત રસાકસીથી જ

ઠરાવાય છે. આજે બજારમાં માલનો અમુક એક ભાવ છે તેથી આવતા બજારમાં તે જ ભાવ રહેશે એવો નિયમ નથી. કારણકે આ ભાવ તો બજારની લેવડદેવડની રસાકસીના આધારે જ નક્કી થાય છે.

બજારનો ત્રીજો વિશેષ ગુણ ઉપરના બે ગુણોનું જ પરિણામ છે. બજારમાં રસાકસી થતી હોવાથી ત્યાં વ્યવહારને પણ પૂરી છૂટ હોય છે. બજારમાં માલ આવ્યો કે તેને હંમેશના નિયમો કે પ્રતિબંધ લાગૂ પડતા નથી. અહીં તો સઘળો વ્યવહાર જાહેરપણે થાય છે. પૂર્વે યુરોપમાં જૂદા જૂદા ધંધામાં વણિક્શ્રેણી હતી. આ શ્રેણીના સભાસદ થયા વગર કોઇથી પણ ગામમાં કોઈ પણ જાતનો ધંધો થઈ શકતો નહિ. માલની કિંમત વગેરે ઠરાવવાનો અધિકાર આ શ્રેણીને હતો. પરંતુ આ પ્રકારના પ્રતિબંધ બજારમાં માનવામાં આવતા નહોતા. માત્ર પ્રાચીન કાળમાં એક પ્રકારનો નિયમ બજારમાં પળાતો હતો ખરો. તે નિયમ એ હતો કે બજારમાં સટ્ટો કરવાની પરવાનગી ન હતી એટલે કે, એક જ બજારમાં ખરીદેલો માલ તે જ બજારમાં વધારે ભાવથી વેચવાની મનાઈ હતી. આ નિયમ ઘરાકના લાભની દૃષ્ટિથી કર્યો હોવો જોઇએ એ સ્પષ્ટ છે. કારણ જો આવો પ્રતિબંધ ન હોય તો કોઈ ચતુર વેપારી બધો માલ ખરીદી લઇને મરજી મુજબના ભાવે ઘરાકોને વેચવા લાગે એવો સંભવ રહે છે. આ કારણથી આવો પ્રતિબંધ રાખવો એ ઇષ્ટ હતું અને તેની અમલબજાવણી સરકાર કરતી.

બજારનું છેવટનું તત્ત્વ તે કાળ અને સ્થળનું મર્યાદિતપણું. પૂર્વકાળમાં બજાર અમુક ચોકસ સ્થળે અને ચોકસ દિવસે ભરવાનો રિવાજ હતો. અમુક દિવસે અમુક સ્થળે બજાર ભરવાનો; બીજે દિવસે બીજે ભરવાનો; એમ બજારનાં દિવસ અને સ્થળ ઠરેલાં હતાં. પરંતુ આધુનિક કાળમાં આ બજાર સંબંધી કલ્પનામાં ઘણો જ

ફેરફાર થઈ ગયો છે. ઉપર કહ્યું જ છે કે દેશની ઔદ્યોગિક વૃદ્ધિની સાથે બજારના કાળ અને તેના સ્થળની મર્યાદાનો પ્રથમ નાશ થયો. કેમકે લેવડદેવડ બહુ વધવાથી સંપત્તિ વધારવી એ જેમ હંમેશનો ઉદ્યોગ થઈ પડ્યો તે જ પ્રમાણે વિનિમય એ પણ રોજનો ઉદ્યોગ થઇ પડ્યો. આથી જ દરરોજ બજાર ભરવાની પ્રથા ચાલુ થઈ. અર્થાત્ બજાર સમાજમાં એક કાયમની સંસ્થા બની અને બજારો ફરતી ન રહેતાં દરેક ગામમાં બજાર નામનો સ્વતંત્ર ભાગ નિર્માણ થયો. આ ઠેકાણે રોજ લેવડદેવડ થવા લાગી અને જથ્થાબંધ માલનો બજાર અને છૂટક માલનો બજાર એવો ભેદ થવા લાગ્યો. જથ્થાબંધનો બજાર એ સંપત્તિના કારખાનદાર અને જથ્થાબંધ વેપારીની લેવડદેવડનું સ્થળ થયું; અને છૂટક બજાર એ સંપત્તિના ઉપભોક્તા ધરાક અને પરચુરણ વેપારીની લેવડદેવડનું સ્થળ થયું. જથ્થાબંધ બજારમાં સઘળા લોકો હવે વ્યવહારજ્ઞ અને શ્રીમંત હોવાથી સટ્ટાની મનાઇનો નિયમ દૂર થયો અને અત્યારે તો ઘણાખરા વ્યાપારે સટ્ટાનું જ સ્વરૂપ ધારણ કર્યું છે. દાખલા તરીકે, હાલના વખતમાં રૂ, ઘઉં વગેરે સર્વસાધારણ માગણીની વસ્તુઓનો વેપાર કેટલેક અંશે જુગાર જેવો જ થઈ પડ્યો છે. છેવટે અર્વાચીન કાળના સુધારેલાં લાવજાનાં સાધનોથી તેમજ તાર, ટપાલ, વગેરે સત્વર સંદેશો પહોંચાડનારા સાધનોથી દેશમાંના સઘળા વ્યાપારનું એકીકરણ થયું છે. એટલું જ નહિ પરંતુ હાલના વખતમાં સકળ માનવી દુનિયા અથવા સઘળા સુધરેલા દેશ એ બધાંનું એક જથ્થાબંધ બજાર જ બની ગયું છે. આને જ સંપત્તિશાસ્ત્રમાં દુનિયાનું બજાર કહે છે. અને આ બજારની વસ્તુઓ એટલે સઘળા દેશમાં જેની માગણી હોય એવી સર્વસાધારણ ચીજો; જેવી કે ઘઉં, રૂ, ઘાસતેલ, કોલસા, લોખંડ, રેશમ, અનાજ, ચામડાં વગેરે. હાલનાં સાધનોને લઇને આખી દુનિયા એકરૂપ થઈ ગઈ હોવાથી વસ્તુઓની કિંમત–ખાસ કરીને ઉપર આપેલા પદાર્થોની

કિંમત-સરખી થઈ જવાનો સંભવ હોય છે. અમેરિકામાં રૂનો પાક ઓછો થવાનાં ચિહ્નો દેખાવા લાગ્યાં એટલે પછી હિન્દુસ્તાનમાં રૂનો પાક ગમે તેટલો સારો હોય તોપણ રૂના ભાવમાં ઝપાટાબંધ વધારો થવાનો. ગયે વર્ષે હિન્દુસ્તાનમાં દર વરસ કરતાં રૂનો પાક ઉત્તમ હોવાથી રૂનો હંમેશ કરતાં વધારે ભાવ આવ્યો; કારણ અમેરિકામાં રૂનો પાક બહુ ઓછો ઉતર્યો હતો.

આવી જ સ્થિતિ બીજી વસ્તુઓની પણ છે. જગતના કોઈપણ ભાગમાં સંપત્તિની ઉપયોગિતામાં ખળભળાટ થયો કે તેની અસર બીજા દેશના ભાવ પર થયા વગર રહેવાની નહિ. કેનેડામાં કે રશિયામાં અનાજ ઓછું પાકે તો તેની અસર હિન્દુસ્તાન પર થાય છે અને અહીંના અનાજના ભાવમાં વધારો થવા લાગે છે. સારાંશ કે વેપારની બાબતમાં અત્યારે આખી દુનિયા એક થઈ છે અને જૂદા જૂદા દેશનું આ બાબતનું પૃથક્ત્વ નષ્ટ થયું છે. આની અસર વસ્તુઓની કિંમત પર શી થાય છે તે હવેના વિવેચન પરથી જણાઈ આવશે.

---

## પ્રકરણ ૪ થું

---

### માગણી અને સંગ્રહના નિયમ

'બજાર' શબ્દના શાસ્ત્રીય અર્થ અને તેમાં અન્તર્ભૂત રહેલી કલ્પનાનો વિચાર આપણે ગયા પ્રકરણમાં કરી ગયા. હવે બજારભાવ અથવા વસ્તુની બજારમાંની કિંમત ક્યા તત્ત્વને આધારે ઠરાવવામાં આવે છે એ જોવાનું છે. સામાન્ય વ્યવહારમાં બજારભાવ અથવા કિંમત માગણી અને સંગ્રહ ઉપર આધાર રાખે છે એમ કહેવાય છે; અને અભિમતપન્થી સંપત્તિશાસ્ત્રકારોએ પણ આ માન્યતાને સહેજ શાસ્ત્રીય સ્વરૂપ આપીને એમ પ્રતિપાદન કર્યું છે કે માગણી અને સંગ્રહ એ કિંમતનાં તત્ત્વો છે, અર્થાત્ કિંમત એ માગણી અને સંગ્રહ એ બે કારણોનું કાર્ય છે. પરંતુ પાછળના ગ્રન્થકારોએ જ્યારે આ તત્ત્વો વિષે વધારે બારીકીથી વિચાર કર્યો ત્યારે એ પ્રતિપાદનનું એકતરફીપણું તેમના ધ્યાનમાં આવ્યું; એટલે તેમણે માગણી, સંગ્રહ અને કિંમત એ ત્રણેનો સંબંધ વધારે નિકટ બતાવ્યો છે. આથી સંગ્રહ અને માગણી એ ઉભયનું યથાર્થ સ્વરૂપ અને તેના નિયમો પ્રથમ ઠરાવવાની જરૂર છે. પ્રથમ તો માગણી અને સંગ્રહ એ બે શબ્દો વિજાતીય છે અને તેથી તેમનું પ્રમાણ નક્કી કરવું અશક્ય છે એમ લાગે છે; કારણ સંગ્રહ એ શબ્દ માલને લાગુ પડે છે, જ્યારે માગણી એ શબ્દ ગરજુ માણસની માનસિક પ્રવૃત્તિને લાગુ પડે છે. વળી માગણી શબ્દમાં પણ સંદિગ્ધતા રહેલી છે. માગણી એટલે કેવળ વાસના જ નહિ. કારણ કે એવી વાસના તો કોઈ

પણ માણસને હોઈ શકે. પરંતુ જે માગણીનો કિંમતની સાથે સંબંધ હોય એવી માગણીને માત્ર વાસના જ નહિ કહેવાય. ધારો કે ખિસ્સામાં એક પૈસો પણ ન હોય એવો માણસ બજારમાં ગયો અને ત્યાં તેને પુષ્કળ વસ્તુઓ ખરીદવાની ઇચ્છા થઈ; છતાં આ માત્ર ઇચ્છાને વસ્તુની માગણી ન કહેવાય. વાસનાને જો માગણીની જ સંજ્ઞાથી ઓળખવી હોય તો તે વાસના પરિણામકારક હોવી જોઇએ; અર્થાત્ વાસના પ્રમાણે વસ્તુ વેચાતી લેવાનું સામર્થ્ય જો મનુષ્યમાં હોય તો તે માગણી કહી શકાય; અને આવી પરિણામકારક માગણી કિંમત પર અસર કરી શકે.

અર્વાચીન સંપત્તિશાસ્ત્રકારો સંગ્રહ અને માગણી એ બે શબ્દોને નીચેના વિશેષ અર્થમાં વાપરે છે. અમુક નિશ્ચિત કિંમતથી માગેલા માલનું પરિમાણ એટલે માગણી, અને અમુક નિશ્ચિત કિંમતથી વેચાવા આવેલા માલનું પરિમાણ એટલે સંગ્રહ. દેશમાંનો સઘળો માલ એ સંગ્રહ ન કહેવાય. પરંતુ અમુક નિશ્ચિત કિંમતે વેચવા કાઢેલો માલ એ જ સંગ્રહ કહેવાય. વળી એ જ પ્રમાણે દેશમાંના તમામ ખર્ચાળ લોકોની વાસના એ માગણી ન કહેવાય; પરંતુ અમુક નિશ્ચિત કિંમતથી જે માલની ખપત થાય તે જ માગણી કહેવાય. એટલે માગણી અને સંગ્રહના સંબંધમાં નીચેનો નિયમ નક્કી થાય છે.

"જેમ જેમ માલની કિંમત ઓછી થવા લાગે (બીજી બધી બાબતો જેમની તેમ છે એમ માનીને) તેમ તેમ માગેલા માલનું પરિમાણ વધે છે. તેથી ઉલટું જેમ જેમ માલની કિંમત વધે છે તેમ તેમ માગેલા માલનું પરિમાણ ઘટે છે. અર્થાત્ કિંમતના ન્યૂનાધિક પ્રમાણ ઉપર માગણીની ન્યૂનાધિકતા અવલંબી રહે છે; એટલે કે કિંમત અને માગણી વ્યસ્ત પ્રમાણમાં છે."

આ નિયમનાં ઉદાહરણો જોઇએ તેટલાં છે. કોઈ એક માલ ઉપર સરકાર વધારે કર નાંખે એટલે તેની ખપત ઘટે છે. કારણ

કરને લીધે તે માલની કિંમત વધે છે; અને ઉપરના નિયમાનુસાર કિંમત વધી એટલે માગણી ઓછી થાય છે. તેથી ઉલટું જો માલની કિંમતમાં ઘટાડો થાય કે માલની વપરાશ વધે છે. આને લીધે કોઈ એક માલ પરનો કર ઘટાડવાથી સરકારની કરની ઉપજ ઘટવાને બદલે વધતી જ જાય છે. હિન્દુસ્તાનમાં આનું તાજું દૃષ્ટાંત મીઠાવેરો છે. પહેલાં આ કર મણ દીઠ રૂ. રાા હતો, તે જ હવે રૂ. ૧ થયો છે. તેથી મીઠાની વપરાશ ખૂબ વધી છે અને સરકારની આવક પણ છેવટે વધશે, એમાં શંકા નથી.

વસ્તુની કિંમત વધવાથી તેની માગણી ઘટી જાય છે, તે જ પ્રમાણે માલની કિંમત ઓછી થઈ કે માગણી વધે છે. આ વાત આપણે રોજના વ્યવહારથી જોઈ શકીએ છીએ. બજારમાં જાહેર લીલાંઉથી માલની કિંમત ઠરાવવાની જે રીત પ્રચલિત છે તે ઉપરથી ઉપરની બાબતની સત્યતા ધ્યાનમાં આવશે. લીલાંઉવાળો અમુક વસ્તુનું લીલાંઉ પોકારવાનું શરૂ કરે છે ત્યારે તે વસ્તુની સાવ ઓછી કિંમતથી શરૂઆત કરે છે. તેટલી કિંમતે તે વસ્તુ ખરીદવા માટે કેટલાયે લોકો તૈયાર હોય છે. ત્યાર પછી બીજો માણસ કિંમત ચઢાવે છે. કિંમત ચઢાવી કે ટોળામાંથી થોડાંક માણસો રસ્તે પડે છે અને બાકી રહેલા લોકોમાં ભાવની ચડઉતર—રસાકસી થાય છે. એ ટોળામાંનો કોઇ મનુષ્ય તે વસ્તુની કિંમત વળી ચઢાવે છે; એટલે ફરી ટોળામાંના થોડાક લોકો ઓછા થાય છે. આ ક્રમ તે વસ્તુનો એક જ ખરીદનારો રહે ત્યાં સુધી ચાલે છે. આ દૃષ્ટાન્તથી સ્પષ્ટ દેખાઈ આવે છે કે જેમ જેમ કિંમત વધે છે તેમ તેમ માગણી ઘટે છે; અને તેમ થવાનું કારણ પણ સ્પષ્ટ છે. અમુક વસ્તુ મોંઘી થાય એટલે માણસને પૈસા વધારે આપવા પડે છે. પરંતુ તેની આવક નિયમિત હોય એટલે તેને કરકસર કરવી પડે છે, અને તેથી જ તે મોંઘી વસ્તુ લેવાનું માંડી વાળે છે.

કિંમતની વૃદ્ધિ સાથે માલની વપરાશમાં ચલવિચલ થવી એ તો માલની જાત પર જ આધાર રાખે છે. માણસ પોતાના જરૂરના ખર્ચમાં ઝાઝો ઘટાડો કરી શકતો નથી. અનાજ મોંઘું હોય કે સોંઘું હોય, પરંતુ શરીરરક્ષાની ખાતર જેટલું જોઇએ તેટલું માણસ લે છે જ. અનાજ મોંઘું થાય તો મોજશોખના કેટલાક પદાર્થ માણસ કાઢી નાંખે. તેથીયે જો અનાજ વધારે મોંઘું થતું જાય તો સગવડો ઓછી કરે. આમ થવાથી મોજશોખની વસ્તુઓના વાપરમાં કિંમતના તફાવતને લીધે તુરત જ ચલવિચલ થાય છે. સગવડની વસ્તુઓના વાપરનો ઘટાડો તેના કરતાં ઓછા પ્રમાણમાં થાય છે; અને જરૂરની વસ્તુઓની વપરાશમાં તો બહુજ થોડો ઘટાડો થઈ શકે છે.

હવે સંગ્રહના નિયમ તરફ વળીએ. આ નિયમ આવો છે:

" જેમ જેમ માલની કિંમત વધતી જાય ( બીજી બધી બાબતો જેમની તેમ છે એમ માનીને ) તેમ તેમ વેચવા કાઢેલા માલનો સંગ્રહ વધતો જાય છે; તેથી ઉલટું જેમ જેમ કિંમત ઘટતી જાય છે તેમ તેમ વેચવા કાઢેલા માલનો સંગ્રહ પણ ઓછો થતો જાય છે. "

આ નિયમમાં માલની કિંમતની વૃદ્ધિનું તેની ઉત્પત્તિ પર શું પરિણામ આવે છે તેનો વિચાર કરવામાં આવ્યો નથી. એ વિચાર હવે પછીના પ્રકરણમાં કરીશું.

આ નિયમનાં ઉદાહરણો પણ જોઇએ તેટલાં છે. કોઈ પણ કારણને લીધે માલની કિંમત ઘટે એટલે વેપારીઓ માલ વેચવાનું બંધ કરવા લાગે છે; અને તેમ કરવાથી વેચવા કાઢેલા માલનો સંગ્રહ ઘટવા લાગે છે. માલનો ભાવ આગળ ઉપર વધશે એ

આશાથી અગર તો તેને બીજા બજારમાં મોકલીશું એ આશાથી વેપારી માલ પાછો લે છે. તે જ પ્રમાણે માલની કિંમતમાં વધારો થાય એટલે તરત જ અનેક વેપારીઓ ઝાઝો નફો મેળવવાની ખાતર માલ વેચવા તૈયાર થાય છે.

હવે માગણી અને સંગ્રહના જૂદા જૂદા નિયમોને એકત્ર કરીએ તો તે એનું નીચે પ્રમાણે સમીકરણ આવે: કોઇપણ બજારમાં માલની કિંમત એવી જ નક્કી થાય છે કે તે કિંમતે માગવામાં આવેલા માલનું પરિમાણ અને તે કિંમતે વેચવા કાઢેલા માલનું પરિમાણ સરખું ઉતરે છે. આવું સમીકરણ ઉત્પન્ન કરનારી શક્તિ હરિફાઇ છે. અર્થાત્ બજારમાં વેચનાર અને ખરીદનાર વચ્ચે હરિફાઇ થાય છે, અને એ હરિફાઇ માગનારની કિંમત અને વેચનારે ઠરાવેલી કિંમત એક સરખી બને ત્યાં સુધી ટકી રહે છે. માગણી અને જોગવાઇનું આ સમીકરણ માગણી અને જોગવાઇના જૂદા જૂદા નિયમોને આધારે ઘડાય છે, અને તેમાં કિંમતની પ્રત્યેક ચલવિચલ સાથે માગણી અને જોગવાઇમાં પણ ફરક પડતો જાય છે એવું એક સામાન્ય તત્ત્વ ગૃહીત છે.

માગણી અને જોગવાઇ એ બન્નેનો કિંમતની સાથે કેવો સંબંધ છે તે આપણે જોઇ ગયા. આ ઉપરથી માગણી અને જોગવાઇનો આધાર કિંમત ઉપર રહેલો છે એ સ્પષ્ટ થાય છે. અર્થાત્ કિંમત એ કારણ, અને તે બન્ને કિંમતનાં કાર્યરૂપ છે એમ આપણે સમજી શકીએ. પરંતુ માગણી અને જોગવાઇ એ બન્નેનો કિંમત સાથેનો સંબંધ એકલો કાર્યકારણનો જ નથી. તેમનો સંબંધ બેવડો છે. સામાન્ય લોકોની સમજણ તો એવી હોય છે કે માગણી અને જોગવાઇ કિંમતનાં કારણરૂપ છે અને એ બે કારણોનું કાર્ય તે કિંમત છે. પરંતુ વાસ્તવિકરીતે જોઇએ તો એમનો સંબંધ બેવડો છે. એટલે કે માગણી અને જોગવાઇ

ઉપર કિંમતનો આધાર રહે છે, અને કિંમત ઉપર માગણી અને જોગવાઈ આધાર રાખે છે. આ બેમાંથી પાછળ કહેલા સંબંધ વિષેના નિયમો કહી ચુક્યા. તેની જ પ્રમાણે પહેલા સંબંધના નિયમો પણ નીકળે છે. અર્થાત્ માગણીમાં વધારો થવા લાગ્યો કે કિંમત વધવાની. માગણીની વૃદ્ધિ એટલે સરખી જ કિંમતથી માગેલા માલના પરિમાણની વૃદ્ધિ; અને જોગવાઈની વૃદ્ધિ એટલે તે જ કિંમતથી વેચવા કાઢેલા માલના પરિમાણની વૃદ્ધિ. આ સંબંધમાં નીચે પ્રમાણે નિયમ બાંધી શકાયઃ—

(૧) જેમ જેમ માલની માગણી વધવા લાગે (જોગવાઇ તેટલી જ છે એમ માનીને ) તેમ તેમ માલની કિંમત વધે છે; બીજી તરફથી જેમ જેમ માલની માગણી ઓછી થતી જાય છે તેમ તેમ તેની કિંમત પણ ઉતરતી જાય છે.

(૨) જેમ જેમ માલની જોગવાઇ વધતી જાય છે ( માગણી એટલી જ છે એમ સમજીને) તેમ તેમ માલની કિંમત ઓછી થાય છે; અને જેમ જેમ જોગવાઇ ઓછી થતી જાય છે તેમ તેમ માલની કિંમત વધવા લાગે છે.

કિંમતની વૃદ્ધિનાં કારણો એકી વખતે બધાં વધી જાય તો કિંમતનો વધારો પણ ઝપાટાબંધ વધી જાય,-બમણો પણ થઇ જાય એ સ્પષ્ટ જ છે. અર્થાત્ માલની માગણી વધવાની સાથે જો જોગવાઈ ઘટી પડી હોય તો માલની કિંમત બમણી યે થઈ જાય. કિંમત બે રીતે વધી જાય છે. એક તો માગણી વધે તો કિંમત વધવાની. બીજું જોગવાઇ ઘટે તો યે કિંમત વધે. આ રીતે કિંમત બે બાજુથી વધવા લાગે છે.

માગણીની વૃદ્ધિનાં કારણો તો અનેક હોય; મનુષ્યની રહેણી-કરણી તેમજ તેની વાસનાઓની વૃદ્ધિ સાથે તેનો પ્રત્યક્ષ સંબંધ છે.

કેળવણીને લીધે વાસનાવૃદ્ધિ થવા પામી હશે અને તેથી જ દેશમાં ખર્ચ કરવાની પ્રવૃત્તિ પણ વધવા પામી હશે. કોઈ એક વર્ગ બહુ કમાતો થયો હશે ને તેથી તેનું ખર્ચ વધી પડ્યું હશે. અથવા તો દેશના લોકોમાં નવી ફૅશનો દાખલ થઈ હશે; કિંવા પૂર્વકાળના રીતરિવાજ બદલાઈ ગયા હશે અને તેને બદલે નવા રીતરિવાજ દાખલ થયા હશે; અથવા તેથી ઉલટું દેશના લોકોની આવક ઘટવા પામી હશે તેને કારણે માગણી ઘટવા લાગી હશે. જે દેશ માત્ર ખેતી પર અવલંબન કરનારો છે તે દેશમાં એવાં કારણોને લીધે માગણીમાં બહુ ચલવિચલ થવા પામે છે; અને હિન્દુસ્તાન દેશ તેના સચોટ દષ્ટાન્તરૂપ છે. હિન્દુસ્તાનમાં ઘણા લોકો માત્ર ખેતી પર જ આધાર રાખનારા હોઈ તેમની માગણીનો આધાર ખેતીમાંથી ઉત્પન્ન થતી આવક ઉપર હોય છે. આથી જો એકાદ વખત સારો વરસાદ ન થાય તો બિચારા ખેડુતને તો પેટપૂર્ણ અનાજ મેળવવા માટે પણ મોટી પંચાત પડે છે. આવી સ્થિતિમાં કાપડ વગેરે સુખ સગવડની વસ્તુઓ ખરીદવાનું તો તેનાથી ક્યાંથી જ બને? આથી કાપડની માગણી એકદમ ઘટે છે અને કારખાનાંવાળાઓ ભાવ ટકાવી રાખવા માટે પ્રમાણમાં જોગવાઈ ઘટાડવા લાગે છે. તેઓ પોતાનાં કારખાનાં અમુક દિવસો બંધ રાખે છે અગર તો તે ઓછા કલાક ચલાવવા માંડે છે.

જોગવાઈની વૃદ્ધિ થવાનાં કારણો તે સંપત્તિની ઉત્પત્તિનાં કારણોમાં થયેલી વૃદ્ધિ જ છે. એ વિષે પાછળના એક પ્રકરણમાં આપણે વિવેચન કરી ગયા છીએ. આથી તે વિષે અહીં ફરી કહેવાની જરૂર નથી.

અત્યાર સુધી આપણે માલનો બજારભાવ કયા સામાન્ય તત્ત્વોને આધારે ઠરાવાય છે એ વિષે વિચાર્યું. આ બજારભાવ ઘડીઘડીમાં બદલાઈ જનારો છે. અર્થાત્, તે ચંચળ છે અને માગણી તેમજ જોગવાઈ પર અવલંબી રહેનારો છે. પરંતુ કિંમતમાં થતો આ

ફેરફાર અમુક વિશિષ્ટ કિંમતને આધારે થતો હોય છે. તેને માલની મૂળ કિંમત કહે છે. કોઈ કોઈ વાર બજારભાવ આ મૂળ કિંમતથી નીચો જતો રહે છે તો કોઈ કોઈ વાર તે તેનાથી ઉંચો પણ જતો રહે છે. પરંતુ મૂળ કિંમતના જેટલો તો તે જવલ્લે જ હોય છે. બજારભાવ અને મૂળ કિંમત એ બેને સમુદ્રની પાણીની સપાટી અને તેનાં મોજાંની ઉપમા આપવી ઉચિત છે. વાયુને લીધે મોજાં ઉછળવા લાગે છે ત્યારે એક મોજું ઉંચું જાય છે અને એક નીચે જાય છે. આ રીતે સમુદ્રનો પૃષ્ટભાગ આપણને નિત્ય ઉછળતો લાગે છે. પરંતુ તે ઉછળવાનું કારણ મોજાં અને વાયુ પર જ અવલંબી રહ્યું છે. અને સમુદ્રની સપાટી તો પાણીનો સામાન્ય ગુણ જે સ્થિતિસ્થાપકતા તેના ઉપર અવલંબી રહે છે. તેજ પ્રમાણે બજારભાવ માગણી અને જોગવાઈ પર આધાર રાખે છે. પરંતુ મૂળ કિંમત વધારે કાયમી કારણો ઉપર, એટલે માલ ઉત્પન્ન કરવા માટે લાગતા ખર્ચ ઉપર અવલંબી રહે છે. આથી હવે વસ્તુની મૂળ કિંમતનો આધાર શાના ઉપર છે તેનો વિચાર કરવાની જરૂર છે. તે વિષે આપણે હવે પછીના પ્રકરણમાં વિચારીશું.

---

# પ્રકરણ ૫ મું

## મૂળ કિંમતની મીમાંસા

ગયા પ્રકરણમાં બજારભાવ અને મૂળ કિંમત એ બેની વચ્ચેનો તફાવત કેવો હોય છે તે આપણે જોયું. જે કિંમતની આસપાસમાં બજારભાવનું આંદોલન ચાલી રહ્યું હોય છે તે મૂળ કિંમત છે. બજારભાવ રોજ રોજ નહિ પરંતુ ક્ષણે ક્ષણે બદલાઈ જનારો છે. આ દૃષ્ટિએ મૂળ કિંમત સ્થિર હોય છે. ચલવિચલ થવાનાં કારણો પર જ બજારભાવનો આધાર છે; અને તે કારણો એટલે માગણી અને જોગવાઈ. તેનો પણ આપણે ગયા પ્રકરણમાં વિચાર કર્યો. હવે આ પ્રકરણમાં મૂળ કિંમતનાં કારણો સંબંધી વિચારવાનું છે. પરંતુ મૂળ કિંમત શાના ઉપર આધાર રાખે છે તે શોધી કાઢવા સારૂ સંપત્તિરૂપ સઘળા પદાર્થોના ત્રણ વર્ગ પાડવા આવશ્યક છે. કારણ કે તે ત્રણે વર્ગની મૂળ કિંમતની સ્થિતિ ભિન્ન ભિન્ન હોય છે.

સંપત્તિશાસ્ત્રમાં જેને સંપત્તિ કહે છે એવી વસ્તુના ત્રણ પ્રકાર છે. ભિન્ન ભિન્ન કારણોને લઈને જે વસ્તુની સંખ્યા મર્યાદિત છે, એટલું જ નહિ, પરંતુ માનવી શ્રમથી પણ જેને વધારી શકાતી નથી એવી વસ્તુઓને પહેલા વર્ગમાં મુકવામાં આવે છે. દાખલા તરીકે એકાદ સ્વર્ગસ્થ ચિત્રકારના હાથની તસ્વીર અથવા કોઈ એક સ્વર્ગસ્થ મૂર્તિકારના હાથની મૂર્ત્તિ; પ્રસિદ્ધ મુત્સદ્દીના હાથના પત્રો; કવિના હાથની લખેલી કવિતાની મૂળ પ્રત, પૂર્વકાળના સિક્કા, તામ્રપટ, સનંદો

વગેરે. ટુંકામાં પુરાણવસ્તુસંગ્રહમાંની ઘણીખરી વસ્તુઓને આ પ્રથમ વર્ગમાં જ મૂકી શકાય. કારણ કે એ વસ્તુઓને નવી નિર્માણ કરવી એ તદ્દન અશક્ય છે. અશોક રાજાનો તામ્રપટ અગર લેખ હવે નવીન બનાવી શકાય નહિ. અત્યાર સુધીમાં નહિ મળી આવેલા બીજા લેખ અગર તામ્રપટ મળી આવે ખરા, પરંતુ એકાદ રાજાના સર્વ શિલાલેખ અગર તામ્રપટ મળી આવ્યા એટલે તેનું ક્ષેત્ર પૂરૂં થયું; પછી તેની સંખ્યામાં વધારો થઈ શકે જ નહિ. આ જ પ્રકાર પ્રસિદ્ધ પુરુષોની સ્મારક વસ્તુઓનો પણ છે. એ બધી પણ મર્યાદિત હોય છે. જે દેશમાં આવી વસ્તુઓની માગણી થાય છે, જ્યાં આવી વસ્તુઓ માટે પુરાણ–અભિમાન ઉત્પન્ન થવાથી લોકરૂચી જાગૃત થએલી છે, જ્યાં જૂની વસ્તુઓના સંગ્રહ કરવાની પ્રવૃત્તિ ચાલુ થઈ હોય છે, તેમજ જ્યાં લોકોની સાંપત્તિક સ્થિતિ સારી થઈ હોય છે, એવા દેશમાં આવી વસ્તુઓની માગણી થાય છે; અને લોકો તે માટે ગમે તેટલું નાણું ખરચવા માટે તૈયાર પણ હોય છે. ત્યાં એવી વસ્તુઓ સંપત્તિનું સ્વરૂપ પ્રાપ્ત કરે છે; અને બજારમાં તેની લેવડદેવડ પણ થાય છે. આથી આવા પ્રકારની મર્યાદિત વસ્તુઓનો એક સ્વતંત્ર વર્ગ બને છે. સાંપત્તિક દૃષ્ટિથી આ વર્ગ છેક જ નજીવો છે એ તો સ્પષ્ટ છે.

સાંપત્તિક વસ્તુઓના બીજા વર્ગમાં કૃષિજ અને ખનિજ વસ્તુઓનો સમાવેશ થાય છે. ઝાઝાં વર્ષની વસાહતને લીધે જે દેશમાં ઔદ્યોગિક પ્રવૃત્તિ થઈ હોય તેવા દેશમાંનાં કૃષિજ અને ખનિજ પદાર્થ ધાન્ય અને કોલસા, મીઠું, વગેરે હોય છે. આ વસ્તુઓની જોગવાઈ વધતી જ જાય તો તેની આવક ઓછી ઉત્પન્ન થાય. અર્થાત્ એવી વસ્તુઓની જોગવાઈ કરવાનું ખર્ચ વધારે ને વધારે આવતું જાય છે, એટલે કે અમુક વસ્તુનાં સો નંગની જોગવાઈનું જેટલું ખર્ચ આવે તે કરતાં તેટલાં જ બીજાં નંગની જોગવાઈનું વધારે ખર્ચ આવે છે. એટલે કે આવી વસ્તુની

જોગવાઇનું ખર્ચ વધતું જ જાય. જોગવાઈ વધારવા સારૂ જે વસ્તુમાં વધતા જતા પ્રમાણનું ખર્ચ આવે એવી વસ્તુઓનો આ વર્ગમાં સમાવેશ થાય છે.

સંપત્તિરૂપ વસ્તુઓનો ત્રીજો વર્ગ કારખાનાંની વસ્તુઓ છે; અને આ વર્ગ સર્વથી મોટો છે. આ વર્ગની વસ્તુઓની જેટલી જોગવાઈ કરવી હોય તેટલી થઈ શકે છે. અને તેમ કરતાં વધતી જતી જોગવાઈનું ખર્ચ પૂર્વના જેટલું જ કે તેથી પણ ઓછું આવે છે. આ વર્ગમાં અર્વાચીન કાળની હજારો વસ્તુઓનો સમાવેશ થઈ શકે છે.

આ રીતે સાંપત્તિક વસ્તુઓના નીચે પ્રમાણે ત્રણ વર્ગ પડે છે:

(૧) જેની જોગવાઈ મર્યાદિત હોય તેવી વસ્તુઓનો વર્ગ; આ અવર્દ્ધનીય વસ્તુઓ કહેવાય.

(૨) જેની જોગવાઈ વધવી શક્ય હોય; પરંતુ તેમ કરવા જતાં જેનું ખર્ચ ભૂમિતિની શ્રેઢિપદ્ધતિએ વધતું જાય એવી વસ્તુઓ; તે દુર્વર્દ્ધનીય વસ્તુઓ કહેવાય.

(૩) જેની જોગવાઈ પૂર્વના જેટલા જ ખર્ચે કે તેથી પણ ઓછા ખર્ચે વધારી શકાય એવી વસ્તુઓ; તે સુવર્દ્ધનીય વસ્તુઓ કહેવાય.

આ રીતે ઉપરના ત્રણ વર્ગ પાડવાનું કારણ એ છે કે એ ત્રણે વર્ગની વસ્તુઓની મૂળ કિંમતની મીમાંસા ભિન્ન ભિન્ન છે.

વસ્તુની મૂળ કિંમત તેને ઉત્પન્ન કરવા માટે લાગતા ખર્ચ ઉપર અવલંબી રહે છે, એ તો સ્પષ્ટ જ છે. પરંતુ પ્રથમ વર્ગમાંની વસ્તુઓ માટે આ પ્રશ્ન ઉદ્ભવતો નથી. કારણ કે, આ વર્ગમાંની વસ્તુને સંપત્તિનો ખ્યાલ રાખીને ઉત્પન્ન કરવામાં આવી હોતી જ નથી. કોઈ સ્થળે એવો ખ્યાલ રખાયેલો પણ હોય, પરંતુ તેને એક

અપવાદ જ ગણવો પડશે. પ્રસિદ્ધ ગ્રંથકારના હાથે લખાયલા લેખ કે પત્રોની મૂળ કિંમત શી ? જ્યારે તે લખવામાં આવ્યા હોય ત્યારે તેનો લખનાર કોઈ એક ગ્રન્થકાર પણ નહિ થયો હોય. પરંતુ ગ્રન્થકાર તરીકે નામના મેળવ્યા પછી તેની સ્મારક વસ્તુની કિંમત થઈ. શેક્સપીયર કે નેપોલીયન સંબંધી એકાદ ક્ષુદ્રક વસ્તુ-કિંવા સ્મારકની યુરોપમાં અત્યારે આશ્ચર્યકારક કિંમત ઉપજે છે. આનું કારણ એ બન્ને પુરૂષોએ જૂદી જૂદી બાબતોમાં મેળવેલી કીર્તિ છે. આથી આ વર્ગની વસ્તુઓની બાબતમાં મૂળ કિંમત ને બજારભાવ એવી જાતનો ભેદ પાડી શકાતો નથી. એવી વસ્તુને મૂળ કિંમત જ હોતી નથી. તેની કિંમત આગન્તુક કારણોને લીધે જ ઉત્પન્ન થાય છે; અને તે કારણ લોકરૂચી. અશિક્ષિત લોકોમાં તેવી વસ્તુની કિંમત કંઈ જ ન હોય. પરંતુ અભિરૂચીવાળા અને સંપન્નસમાજમાં એવી વસ્તુની કિંમત હજારો રૂપીયા થાય. કોઈ સ્થળે એક નિરૂપયોગી વસ્તુ ખૂણેખાંચરે પડી હશે; તો વળી કોઈ સ્થળે તેની શોધખોળ માટે માણસો ફરી રહ્યાં હશે. આ રીતે આવી વસ્તુની કિંમત બજારભાવની પેઠે માગણી અને જોગવાઈ પર જ અવલંબી રહે છે. માત્ર એટલું ખરૂં કે, કોઈ પણ કારણથી આવી વસ્તુઓની જોગવાઈ વધારી શકાતી નથી. તેનો સંગ્રહ મર્યાદિત હોય છે અને તેની કિંમત માગણી કરનારાની સંખ્યા પર અવલંબી રહે છે. જેમ લીલાંકના માલની કિંમત માગનારાઓની ચઢઉતરથી નક્કી થાય છે તે જ પ્રમાણે આવી મર્યાદિત વસ્તુઓની કિંમતની બાબતમાં પણ સમજવું. અર્થાત્ જ્યાં સુધી માગનારાઓની સંખ્યા જેટલી વસ્તુની સંખ્યા હોય ત્યાં સુધી તેની કિંમતની હરીફાઈ થાય છે, અને એ હરીફાઈથી જે ઉપજે તે જ તેની કિંમત. ધારો કે, રવિવર્માનાં પ્રસિદ્ધ ચિત્રો પૈકી શકુંતલાના જન્મપ્રસંગની રવિવર્માના પોતાના જ હાથે ચિતરેલી તસ્વીર બજારમાં વેચાવા સારૂ આવી હોય તો તે લેવાનું કોને મન ન હોય ? આ તસ્વીરની કિંમત થોડી છે એવું જાણીને તે વેચાતી હશે ત્યાં

પુષ્કળ લોકો ભેગા થશે. પરંતુ તસ્વીર એક જ છે, અને તેથી તે એક જ માણસને મળી શકે એ સ્વાભાવિક છે. આથી તે ખરીદવા માટે આવેલા લોકોમાં તેની કિંમત માટે ચઢઉતર થવાની, એટલે કે તેનું લીલાંઉ શરૂ થવાનું. એક મનુષ્ય કિંમત વધારે એ ખરૂં પરંતુ ગયા પ્રકરણમાં જણાવ્યા પ્રમાણે કિંમત વધવા માંડી એટલે માગણી કમી થવાની. આમ થતાં થતાં છેવટે માત્ર એ ખરીદનારા રહે ત્યાં સુધી પણ તેમની વચ્ચે કિંમતની રસાકસી થવાની; અને છેવટ પુરુષોત્તમ વિશ્રામ માવજી જેવા પુરાણી વસ્તુઓના સંગ્રહના કોઈ શૉખીન ગૃહસ્થ તેની તેથી પણ વધારે કિંમત આપવા તૈયાર થવાના. એટલે એથી વધારે કિંમત આપી શકે તેમ ન હોવાથી, તેમજ તે વિષે એટલી બધી અભિરુચિ પણ નહિ હોવાના કારણે કદાચ બીજો માણસ કિંમત વધારતો અટકી જવાનો; અને તેથી પણ પુરુષોત્તમ વિશ્રામ માવજી જેવા લક્ષ્મીપુત્રના હાથમાં એ તસ્વીર આવવાની. આ રીતે આવી વસ્તુઓની કિંમત ઉપજવાનાં હજારો કારણ છે. આ વર્ગની સંપત્તિ જે વાસનાને સંતોષે છે તે તદ્દન કૃત્રિમ વાસના છે, અને તે દેશમાં થયેલા સુધારાનું પરિણામ છે.

ઉપરના વિવેચનથી એટલું તો સમજાશે જ કે, આ પહેલા વર્ગની વસ્તુની મૂળ કિંમત અને બજાર કિંમતમાં ભેદ નથી. પરંતુ બીજા અને ત્રીજા વર્ગની વસ્તુઓની મૂળ કિંમત અને બજાર કિંમતમાં મોટો ભેદ હોય છે. આ મૂળ કિંમત શાના ઉપર અવલંબી રહે છે તે હવે જોઇએ.

માલની મૂળ કિંમતનો આધાર તેને ઉત્પન્ન કરવા માટે પડતા ખર્ચ પર રહેલો છે. આથી એ ખર્ચમાં શી શી બાબતોનો સમાવેશ થાય છે તે પ્રથમ જાણવું જોઇએ. સંપત્તિ ઉત્પન્ન કરવા માટે ચાર બાબતની જરૂર પડે છે, એ વિષે આપણે આ ગ્રન્થના બીજા ભાગમાં

વાંચી ગયા છીએ. આથી સંપત્તિના ઉત્પાદનના આ ચાર સાધનોનો બદલો સંપત્તિની કિંમતમાંથી મળવો જોઇએ એ સ્પષ્ટ છે. સમાજની બાલ્યા-વસ્થામાં સંપત્તિ ઉત્પન્ન કરવામાં શ્રમ જ કારણભૂત હોય છે, અને જે થોડી ઘણી મૂડી જોઇએ છે તે પણ શ્રમનું જ પરિણામ હોય છે. અર્થાત્, મૂડી એટલે એકત્ર થએલો શ્રમ. સૃષ્ટિશક્તિ તો મફત જ મળે છે. તેથી વસ્તુની મૂળ કિંમત તો શ્રમના પરિણામ પર જ અવલંબી રહે છે. શ્રમના બદલામાં જે મહેનતાણું મળે તે મજુરી. વસ્તુની મૂળ કિંમત પણ મજુરી પર જ આધાર રાખે છે. ઉત્પાદનનું ખર્ચ એટલે મજુરીનું જ ખર્ચ સમજવાનું. રિકાર્ડોએ પણ આ પ્રકારનું જ વિવેચન પ્રથમ કર્યું હતું. તેનો મત એવો છે કે, મજુરની મજુરી ઘટે તો મૂળ કિંમતમાં ઘટાડો થાય; અને જો તે વધે તો મૂળ કિંમત પણ વધવી જ જોઇએ. રિકાર્ડોના આ વિવેચનથી સામાજિક પંથો અસ્તિત્વમાં આવ્યા; અને બધી સંપત્તિ મજુરવર્ગની છે, નાણાંવાળા વગરશ્રમે મજુરવર્ગની મજુરીનો લાભ હોઇયાં કરે છે, એવા એવા મતનું તેઓ પ્રતિપાદન કરવા લાગ્યા. પરંતુ સાંપત્તિક ઉત્પાદના વિષયક આ કલ્પના સંકુચિત છે, અને સમાજની તદ્દન બાલ્યાવસ્થાની કલ્પનાથી જ તેનો જન્મ થયો છે. આથી તેને આધુનિક કાળની સાંપત્તિક ઉત્પાદના સાથે ઘટાવી શકાય નહિ. અર્વાચીન કાળમાં તો સંપત્તિનાં ચારે કારણોનો હિસ્સો તેના ઉત્પાદનમાં મહત્ત્વનો છે. ખાસ કરીને મૂડીવાળા અને કારખાનાવાળાઓનો સાંપત્તિક ઉત્પાદનાનો હિસ્સો પ્રથમના બે કરતાં વધારે મહત્ત્વનો છે; અને આથી જ હવે આપણે એ ચારે કારણો સાંપત્તિક ઉત્પાદનના ખર્ચમાં કેટલાં મહત્ત્વનાં છે તે તપાસીએ. આનો અર્થ એવો થાય છે કે, એ ચારે કારણો સાંપત્તિક ઉત્પાદનના ઘટકાવયવ રૂપ છે. કોઈ પણ સંપત્તિ ઉત્પન્ન કરવા માટે પ્રથમ તો કાચા માલની જરૂર પડે છે. અર્વાચીન કાળમાં આવો કાચો માલ બજારમાંથી વેચાતો લેવો પડે છે તેથી તેનું ખર્ચ ઉત્પાદન ખર્ચના પહેલા ઘટકાવયવ-પેટાવિભાગ તરીકે ગણીએ. મજુરને આપવી પડતી

મજુરી તે બીજો પેટાવિભાગ; નાણાનું વ્યાજ આપવું પડે તે ત્રીજો પેટાવિભાગ; અને કારખાનાનો નફો તે ચોથો પેટાવિભાગ. કોઈ પણ ઉત્પાદનમાં આ ચારે પેટાવિભાગ અવશ્ય હોવા જોઇએ. જો આ ચારે કારણોનું એકીકરણ ન થાય તો કોઈ પણ પ્રકારની સંપત્તિ ઉત્પન્ન કરી શકાય નહિ. તેમજ પ્રત્યેક કારણને તેનું યોગ્ય મહેનતાણું મળ્યા વગર તેનું એકીકરણ પણ સંભવે નહિ. દેશની એકંદર સંપત્તિના ચાર વિભાગ પડે છે; એ વિષે આ ગ્રન્થના ત્રીજા ભાગમાં આપણે વાંચી ગયા. ચાર કારણો હોવાથી જેટલાં કારણો તેટલા જ તેના ભાગ પણ પડવા જોઇએ. આ જ બાબત દરેક વસ્તુને પણ લાગુ પડે છે. એટલે કે, વસ્તુની મૂળ કિંમતમાં પણ એ ચારે વિભાગ હોવા જોઇએ. હવે તો દરેક દેશમાં મજુરી, વ્યાજ અને નફાનો એક સામાન્ય દર હોયછે. આથી સામાન્ય દર મુજબ લાભ ન મળે તો સંપત્તિ ઉત્પન્ન કરનારાઓ સંપત્તિ ઉત્પન્ન જ ન કરે. આ રીતે સંપત્તિની મૂળ કિંમત તે જ વસ્તુની સ્વાભાવિક કિંમત થઈ. વસ્તુની એટલી કિંમત રહેવી જ જોઇએ. જો તેથી ઓછી કિંમત રાખવામાં આવે તો વસ્તુની ઉત્પત્તિ જ બંધ થાય. ઉપર જણાવેલા બીજા અને ત્રીજા વર્ગની વસ્તુઓમાં આ કિંમતના સંબંધમાં મોટો ભેદ છે, જે વિષે આપણે હવે પછી વિચારીશું.

કૃષિજ અને ખનિજ સંપત્તિ બીજા વર્ગમાં મૂકાય છે એ તો આપણે અગાઉ વાંચી ગયા છીએ જ. આ વર્ગમાંની વસ્તુઓ સમાજની સુધરેલી સ્થિતિમાં ઓછી પેદાશવાળી બનવા પામે છે. એ વિષે પણ આ ગ્રન્થના બીજા ભાગમાં જણાવેલું છે જ. અર્થાત્, જમીન અને ખાણોમાંથી સંપત્તિ ઉત્પન્ન કરવા માટે વધારે ને વધારે ખર્ચ આવતો જાય છે. અર્થાત્ દેશની જમીન જૂદી જૂદી જાતની હોવાથી જૂદા જૂદા માલ ઉત્પન્ન કરવામાં જૂદું જૂદું ખર્ચ આવે છે. આ ઉત્પન્નનું જૂદું જૂદું ખર્ચ હોવા છતાં એક જ પ્રકારના માલની કિંમત બજારમાં સરખી જ

હોય છે. આ રીતે સારા પાકની જમીનની ઉપજ સાધારણ પાકની જમીનની ઉપજ કરતાં વધારે આવે છે. આ ફાયદો અથવા સુપાક અને નબળા પાકની ઉપજ વચ્ચેનું અંતર જમીનનું ભાડું થયું. એ વિષે પાછળ કહેવામાં આવ્યું જ છે. હવે કેવા પ્રકારની જમીનમાં કયા પાકનું વધારે વાવેતર કરવું તે તો તે ધાન્યની માગણી ઉપર જ આધાર રાખે છે. દેશમાં લોકસંખ્યા વધે એટલે તેને વધારે અનાજની જરૂર પડે અને તેથી ઓછા પાકવાળી જમીનમાં યે વાવેતર કરવું પડે. ઓછા પાકવાળી જમીનમાં વાવેતર કરવામાં વધારે ખર્ચ થાય અને તેથી જેટલું ખર્ચ થાય તેટલો બદલો મળ્યા વગર ખેડૂત તેમાં વાવેતર કરવા તૈયાર થાય નહિ. આ રીતે કૃષિજ અને ખનિજ માલની મૂળ કિંમત જે જમીન વાવેતર માટે વધારે ખર્ચાળ છે તેવી હલકી જમીનની આવકના ખર્ચ પર અવલંબી રહે છે. દેશની વૃદ્ધિ સાથે વાવેતરની જાત ઉતરતી થતી જાય છે અને ધાન્યની મૂળ કિંમત વધતી જાય છે, અને તે પ્રમાણમાં બજારભાવ પણ વધે છે એ સ્વાભાવિક છે. પરંતુ લોક સંખ્યાની વૃદ્ધિ સાથે આ મૂળ કિંમત વધવા ન પામે તે માટે બે ઉપાય છે. એક તો ખેતીની પદ્ધતિમાં સુધારણા કરવી; અને બીજો ઉપાય એ છે કે, પરદેશમાંથી અનાજની આયાત કરવી. આ બે ઉપાયથી મૂળ કિંમત થોડેઘણે અંશે વધતી અટકે. પરંતુ કૃષિજ અને ખનિજ પદાર્થોની વિશેષતા એ છે કે, તેમની ઉત્પત્તિના ખર્ચના સંજોગો હમેશાને માટે ભિન્ન જ હોય છે. અર્થાત્ સર્વશ્રેષ્ટ જમીનની ઉત્પત્તિનું ખર્ચ સૌથી ઓછું આવે છે; મધ્યમ પ્રકારની જમીનની ઉત્પત્તિનું ખર્ચ પ્રથમના કરતાં વધારે અવે છે અને કનિષ્ઠ પ્રકારની જમીનની ઉત્પત્તિનું ખર્ચ સૌથી વધારે આવે છે. આને સંપત્તિશાસ્ત્રની ભાષામાં વાવેતરને લાયક કિનારી પરની જમીન કહે છે; અને આ વાવેતરના ખર્ચ ઉપર જ અનાજના ભાવનો આધાર છે, કનિષ્ટ પ્રકારની જમીનને બહુ સારું ભાડું ન જ મળે. ઉપરના વિવેચનથી સંપત્તિના બીજા વર્ગની

મૂળ કિંમત વિષયક મીમાંસા સમજાઇ હશે જ. આ મૂળ કિંમત સૌથી વધારે ખર્ચ ખાઇ જનાર જમીન ઉપરના વાવેતરના ખર્ચના આધારે ઠરાવાય છે. વધુઓછા ખર્ચના ફરજન્ત પણ ચોકસ પ્રકારના હોયછે. અને વિરોધી કારણો જો અસ્તિત્વમાં ન હોય તો તે મૂળ કિંમતની વૃદ્ધિમાં ધીમે ધીમે વધારો થતો જ રહે છે.

સંપત્તિના ત્રીજા વર્ગની સ્થિતિ આનાથી તદ્દન જુદા જ પ્રકારની છે. આ વર્ગને ચડતી પેદાશનો નિયમ લાગુ પડે છે; એટલે કે, જોગવાઈ વધારવી હોય તો તે પૂર્વના જેટલા જ ખર્ચથી વધારી શકાય છે. આ વર્ગમાં ઘણુંખરૂં તો કારખાનાંના માલનો સમાવેશ થાય છે, એ વિષે અગાઉ કહેવામાં આવ્યું છે જ. અર્વાચીન કાળમાં કારખાનાની બાબતમાં ભારે ક્રાન્તિ થવા પામી છે. પૂર્વનાં ઘરગથ્થુ કારખાનાં અદૃશ્ય થયાં છે અને તેને બદલે વિરાટસ્વરૂપી કારખાનાં ઉભાં થવા પામ્યાં છે. આ સ્થિતિ શાસ્ત્રીય શોધખોળ તેમજ યંત્રસામગ્રીને લીધે ઉદ્ભૂત થવા પામી છે એ વિષે ફરીને ઉલ્લેખ કરવાની આવશ્યકતા નથી જ; અને આ ક્રાન્તિનું પરિણામ શ્રમ-વિભાગને વધારે અવકાશ આપનારૂં છે તેમજ તે સંપત્તિની વૃદ્ધિ અજબ રીતે કરનારૂં નિવડે છે, એ વિષે પણ પાછળ કહેવામાં આવ્યું જ છે. આ બધાનું પરિણામ એ છે કે આ વર્ગની સંપત્તિની ઉત્પત્તિ કરવામાં ઓછું ખર્ચ લાગે છે. હવે મૂળ કિંમતનો આધાર ખર્ચ પર હોવાથી આ રીતે તે પણ ઓછી થવાનો એક સંભવ રહે છે. અર્થાત્ આ વર્ગની સંપત્તિની મૂળ કિંમત એ ખર્ચાળ રીતે થતી તેની ઉત્પત્તિ ઉપર આધાર રાખે છે. ઉદાહરણાર્થ, હાથવણાટનું અને મિલનું કાપડ લઇએ. મિલનું કાપડ હાથવણાટના કાપડ કરતાં ઓછાં ખર્ચથી ઉત્પન્ન થઈ શકે. આથી તે કાપડની મૂળ કિંમત ઓછી હોય છે. અને બજારભાવ પણ તેના પ્રમાણમાં જ હોય છે. આથી હાથવણાટનું કાપડ વણકરોને તેટલી જ કિંમતથી બજારમાં વેચવું પડે, અને એ રીતે આવું નુકસાનીનો ધંધો ચલા-

વવાથી કાળે કરીને તે બંધ જ કરવો પડે. હિંદુસ્તાનનો કાપડનો ધંધો નાશ પામવાનું કારણ વિલાયતના મિલના કાપડને જ આભારી છે એ તો સૌ જાણે જ છે. મિલના કાપડની મૂળ કિંમત હાથવણાટના કાપડ કરતાં ઓછી હોય છે. કારણ કે, તેની ઉત્પત્તિનું ખર્ચ હાથવણાટના કાપડ કરતાં ઓછું હોય છે અને બજારભાવ મૂળ કિંમત સસ્તી હોય તેના પર જ અવલંબી રહે છે.

આ રીતે આ ત્રીજા વર્ગની સાંપત્તિક મૂળ કિંમતની મીમાંસ તદ્દન સહેલી છે. સૌથી ઓછા ખર્ચે માલ ઉત્પન્ન કરવાની પદ્ધતિ પર મૂળ કિંમતનો આધાર હોવાથી કારખાનાવાળો એવી પદ્ધતિ શોધી કાઢે છે અને તે તેનો લાભ મેળવે છે. પરંતુ કાળે કરીને નાણાંની છૂટથી બધાં કારખાનાં નવીન પદ્ધતિ પર તૈયાર થાય છે અને ફરીને ધંધામાં માલની ઉત્પત્તિનું ખર્ચ એક જ ગતિ પર આવીને ઉભું રહે છે. આનો અર્થ એવો થાય છે કે કૃષિજ અને ખનિજ પદાર્થોની પેઠે તેના ખર્ચનાં જુદાં જુદાં પગથીયાં કાયમ ન રહેતાં માલ ઉત્પન્ન કરવાની સૌથી સસ્તી રીત હોય તે જ સાર્વત્રિક બને છે. હવે મૂળ કિંમતનો આધાર તેના ઉપર જ હોવાથી બજારભાવ પણ તેના આધારે જ રહે છે. આથી આ વર્ગના માલની માગણી પર બીજા વર્ગના માલની માગણી કરતાં જુદી અસર થાય છે. બીજા વર્ગના માલની માગણી વધે એટલે વાવેતરની કિનાર નીચે જાય છે. અર્થાત્ માલની ઉત્પત્તિનું ખર્ચ વધે છે. આમ મૂળ કિંમત વધી એટલે બજારકિંમત પણ વધવાની અને તે કાયમની થવાની. પરંતુ કારખાનાના માલની સ્થિતિ તેથી ઉલટી જ છે. એટલે કે, જેમ જેમ યંત્રમાં સુધારણા થાય છે તેમ તેમ ખર્ચ ઓછું આવતું જાય છે અને તેથી મૂળ કિંમત પણ ઘટવા લાગે છે.

ઉપરના વિવેચનથી વસ્તુની મૂળ કિંમત અને બજારકિંમતનો આધાર શાના ઉપર રહે છે તે સમજાયું હશે જ. માત્ર પ્રત્ય

વ્યવહારમાં બજારકિંમત અને મૂળ કિંમતમાં ભેદ દેખાતો નથી. મૂળ કિંમતની કલ્પના ખરેખર સાવ તાત્વિક છે. પ્રત્યક્ષ વ્યવહારમાં તેનું અસ્તિત્વ હોતું નથી. જે કિંમતની આસપાસમાં બજારભાવ રમી રહ્યા હોય છે તે મૂળ કિંમત છે; અને મૂળ કિંમત એ બજાર-ભાવની છેવટની મર્યાદા છે. આનો અર્થ એવો થાય છે કે, બજાર-ભાવ મૂળ કિંમત કરતાં કદાપિ નીચો ઉતરતો નથી; અને નીચે ઉતરે, એટલે તે વસ્તુ ઉત્પન્ન થવાનું જ બંધ થાય છે. મૂળ કિંમત સંબંધે પણ સંપત્તિમાંના એ પ્રકારના ભેદ ધ્યાનમાં રાખવા જોઇએ. આપણે જેને દુર્વર્દ્ધનીય સંપત્તિ કહીએ છીએ તે દેશની આધિભૌતિક ઉન્નતિ સાથે વૃદ્ધિ પામે છે; તેથી ઉલટું જેને સુવર્દ્ધનીય સંપત્તિ કહીએ છીએ તેની કિંમત કમ થાય છે. અર્થાત્ આધિભૌતિક સુધારણાનું પરિણામ એ આવે છે કે, તે જીંદગીની સુખસગવડની લાલસા ઉત્પન્ન કરે છે. પૂર્વે મોટા રાજામહારાજાઓ પણ જે વસ્તુઓનો ઉપભોગ કરી શકતા નહોતા તેનો ઉપભોગ અત્યારે એક સાધારણ મનુષ્ય પણ કરી શકે છે. આ રીતે આધિભૌતિક સુધારણાથી મનુષ્ય જીંદગીની સુખસગવડની લાલસા રાખનારો બને છે એમાં શંકા જ નથી.

આ ગ્રન્થના આ ભાગનો પહેલો પેટાભેદ અત્રે પૂર્ણ થયો. પૈસો અને તેના સંબંધના સર્વ પ્રશ્નોનો વિચાર કરવાની શરૂઆત આપણે હવે પછીના પ્રકરણમાં કરીશું.

---

## પ્રકરણ ૬ ઠું

### નાણું

મૃગયાવૃત્તિવાળા સમાજમાં પ્રત્યેક મનુષ્ય પોતાની આવશ્યકતા પોતાના જ શ્રમથી પૂરી પાડે છે. આવા સમાજમાં સંપત્તિની વૃદ્ધિ થએલી હોતી નથી. તેમજ શિકાર અને ચામડું એવી એ જે કંઈ થોડી ઘણી સંપત્તિ હોય તેની અદલાબદલી કરવાનો પ્રસંગ આવતો નથી; અને કદાચ તેવો પ્રસંગ આવે તોપણ વસ્તુ અદલાબદલી વસ્તુથી જ થાય છે. સમાજના બાલ્યકાળમાં વસ્તુ બદલાબદલી વસ્તુથી જ થતી એ પદ્ધતિ સર્વત્ર દૃષ્ટિગોચર થાય પરંતુ જ્યારથી પૈસાથી વસ્તુની અદલાબદલી થવા લાગી ત્યાર સમાજિક ઔદ્યોગિક પ્રગતિ વધવા પામી છે એમ કહેવામાં અડચ નથી. વસ્તુવસ્તુની અદલાબદલીમાં ઘણા પ્રકારની અગવડો હોય અને પૈસાથી તેની અદલાબદલી થવાથી તે બધી અગવડો દૂર થ છે. ખરૂં જોતાં એ બધી અગવડો દૂર કરવા માટે જ પૈસો અસ્તિત્વ આવે છે. આથી વિનિમયમાં પૈસાનો જે કાર્યભાગ છે તે સમજ માટે પ્રથમ તો વસ્તુવસ્તુની અદલાબદલીમાં કયા કયા પ્રકાર અગવડો છે તે સમજી લઇએ.

વસ્તુવસ્તુની અદલાબદલીમાં પ્રથમ તો સોદો નક્કી થવાની અડચ છે. અમુક મનુષ્ય પાસે તેને જરૂર કરતાં વધારે અનાજનો સંગ્ર હોય અને તેને કપડાં લેવાની જરૂર હોય એમ માનીએ. હવે

માણસને બીજો એવો માણસ મળવો જોઇએ કે જેની પાસે કાપડ વધારે હોય અને જેને અનાજની જરૂર હોય. પરંતુ જેની પાસે કપડું હોય તેની પાસે અનાજ પુષ્કળ હોય તો તેને તેની જરૂર ન હોય; પરંતુ કદાચ તેને જોડાની જરૂર હોય તો ? તો પહેલો મનુષ્ય આ બીજા મનુષ્યની સાથે વિનિમય કરી શકે નહિ. આથી એ મનુષ્યને બીજો એવો મનુષ્ય મળવો જોઇએ કે પહેલા મનુષ્યની પાસે જે વસ્તુનો સંગ્રહ છે (અનાજનો) તેની બીજા મનુષ્યને જરૂર હોય, તેમજ પહેલા મનુષ્યને જે વસ્તુની જરૂર છે (કાપડની) તે વસ્તુનો સંગ્રહ એ બીજા મનુષ્ય પાસે હોય. આ રીતે વસ્તુવસ્તુની અદલાબદલીના વ્યવહારમાં મનુષ્યને અમુક પ્રકારની ખાસ વસ્તુની જરૂર હોય છે. અને તે મુજબનો મનુષ્ય તેને મળી આવવો મુશ્કેલ થઇ પડે છે.

વળી એ વ્યવહારમાં બીજી અડચણ મૂલ્ય ઠરાવવાની છે. ઉપરના દાખલામાં જણાવ્યા પ્રમાણે પહેલા મનુષ્યને પોતાને જોઇતી વસ્તુ જેની પાસે હોય તેવો માણસ મળ્યો એમ માનીએ; તોપણ તે કાપડ માટે તેને કેટલું અનાજ આપવું એ ઠરાવવાની મુશ્કેલી રહે જ છે.

હવે એ વ્યવહારની ત્રીજી અડચણનો વિચાર કરીએ. તે અડચણ એ છે કે, વિભાગ કરવાનાં સાધનોની તેમાં મોટી અડચણ પડે છે. અનાજ, સોનું વગેરે વસ્તુના વિભાગ પાડી શકાય. પરંતુ એક દરજીએ સીવેલો કોટ કંઈ ફાડી શકાય નહિ. ધારો કે એ દરજીને કોટના બદલામાં જોડાની જરૂર હોય તો તેમાં વસ્તુવસ્તુની અદલાબદલીમાં કેટલી મોટી અડચણ પડે ?

આ રીતે વસ્તુવસ્તુની અદલાબદલીના વ્યવહારમાંની અડચણો દૂર કરવા માટે નાણાની જરૂર છે; અને એ નાણું ઔદ્યોગિક પ્રગતિના માર્ગે આગળ વધેલી પ્રજામાં હોય છે જ. નાણાથી વસ્તુની અદલાબદલી થવા લાગે એટલે તે નિષ્ક-વ્યવહારપદ્ધતિ કહેવાય.

ત્યારે હવે નાણું એટલે શું? આ પ્રશ્નનો ઉત્તર આપવો એ અતિ કઠિન છે. જુદા જુદા દેશોમાં અને જુદી જુદી સામાજિક અવસ્થામાં તદ્દન જૂદી જૂદી વસ્તુઓનો નાણા તરીકે ઉપયોગ થાય છે. જેવાં કે, કોઈ સ્થળે ચામડાના ટૂકડા; કોઈ સ્થળે ઢોરઢાંખર તો કોઈ સ્થળે ગુલામ; કોઈ સ્થળે છીપો તો કોઈ સ્થળે કોડી; કોઈ સ્થળે હાથીદાંત તો કોઈ સ્થળે ગોળ ગોળ કાંકરા; કોઈ સ્થળે અનાજ તો કોઈ સ્થળે તેલ; કોઈ સ્થળે બદામ તો કોઈ સ્થળે નાળીયેર; કોઈ સ્થળે તંબાકુ તો કોઈ સ્થળે સૂંઠ; સારાંશ કે, કલ્પનામાંયે ન આવે એવા ભિન્ન ભિન્ન પદાર્થોની નાણા તરીકે વપરાશ થએલી માલૂમ પડે છે. પરંતુ પૈસાના એ બધા પ્રકાર સામાન્યતઃ સમાજના બાલ્યકાળના છે એમ કબૂલ કરવું પડશે. દેશમાં ઔદ્યોગિક પ્રગતિ થવા લાગી એટલે ધાતુનો ઉપયોગ પૈસા તરીકે થવા લાગ્યો. લોઢું અને ત્રાંબુ વગેરે ધાતુઓનો ઉપયોગ નાણા તરીકે થતો ઘણાયે દેશમાં જોવાય છે. પરંતુ દુનીયામાં અત્યાર સુધી નાણા તરીકે જે જે ધાતુઓનો ઉપયોગ કરવામાં આવ્યો છે તે બધી ધાતુઓમાં સોનું અને રૂપું એ બે પહેલો નંબર ભોગવે છે. ઔદ્યોગિક પ્રગતિ થાય છે તેમ બીજી બધી ધાતુઓ પાછળ પડી જાય છે અને સોનું અને ચાંદી જ નાણાનું સ્થાન લે છે, એવો સાર્વત્રિક નિયમ દેખાય છે. આવું શાથી થાય છે તે વિષે આપણે હમણાં જ વિવેચન કરીશું.

ભિન્ન ભિન્ન પદાર્થોમાં સામાન્ય ગુણ મળવો મુશ્કેલ છે. પૈસાની પૈસાભૂત પદાર્થોમાં રહેલા સામાન્ય ગુણ ઉપરથી વ્યાખ્યા કરવી લગભગ અશક્ય હોવાને લીધે કેટલાક સંપત્તિશાસ્ત્રકારોએ પૈસાની વ્યાખ્યા કરવા માટે એક જૂદો જ માર્ગ ગ્રહણ કર્યો છે; અને તે એ કે, અદલાબદલીમાં પૈસો જે કામ કરે છે અથવા તો વિનિમયમાં તેનો જે કાર્યભાગ રહેલો છે તે ઉપરથી જ પૈસાની વ્યાખ્યા કરવી. આ રીતે તો નાણાની ગરજ જે વસ્તુ સારે તેજ નાણું, એવી પૈસાની

ગોળગોળ વ્યાખ્યા કરે છે. પરંતુ નાણાનું કાર્ય શું ? પાછળ વસ્તુ-વસ્તુની અદલાબદલીમાં જે અડચણો કહેવામાં આવી છે તે ઉપરથી જ નાણાનો કાર્યભાગ ઠરાવવો ઠીક પડશે. એક દૃષ્ટિએ તો એ વસ્તુ-વસ્તુની અદલાબદલીમાં પડતી અડચણો દૂર કરવી એ જ નાણાનો ખરો કાર્યભાગ છે. આ દૃષ્ટિથી નાણાના મુખ્ય બે પ્રકારના કાર્યભાગ થાય. પ્રથમ ભાગ વિનિયમનું વાહન અને બીજો મૂલ્યનું સર્વ સાધારણ પરિમાણ. બાકીના બીજા બે કાર્યભાગનો જન્મ આ ઉપરના બે વિભાગમાંથી જ ઉદ્‌ભૂત થાય છે. આ રીતે એકંદર નાણાના ચાર કાર્યભાગ થાય છે.

વિનિમયનું વાહનઃ—નાણાનું આ કાર્ય ઘણું જ મહત્ત્વનું છે. વસ્તુવસ્તુની અદલાબદલીમાં સોદો કરવાની જે અડચણ પડે છે તે નાણા જેવી સર્વસંમત વસ્તુ અસ્તિત્વમાં હોવાથી તે દ્વારા દૂર થઈ શકેછે અને વિનિમય સુલભ બની જાયછે; કારણ કે તેમ થવાથી જેની પાસે અનાજ હોય તે બજારમાં જઈને પૈસાના બદલામાં તેને વેચી શકે છે અને પોતાને જોઈતી વસ્તુ પાછી એ જ પૈસાથી વેચાતી લઈ શકે છે. ઉપરટપકે જોતાં વસ્તુવસ્તુની અદલાબદલીના વ્યવહાર કરતાં નિષ્ક્વ્યવહાર વધારે ખટપટભરેલો દેખાય છે ખરો; પરંતુ ખરી રીતે તે બહુ સરળ છે. કારણ કે એકાદ વસ્તુ એકવાર નાણા તરીકે ગણાવા લાગી એટલે સૌને તેની હમેશાં ગરજ પડે છે. વળી એ નાણું પોતાની પાસે હોય તો પોતાને જોઈતી વસ્તુ તેના બદલામાં મેળવી શકાશે એવી પણ મનુષ્યને તેને વિષે ખાત્રી રહે છે. આથી તેનાથી જેને જે વસ્તુ જ્યારે જોઈએ ત્યારે મળી શકે છે. તેમજ પોતાની પાસેની વસ્તુ કોઈને આપવી હોય તો તે પણ નાણું લઈને વેચી શકાય છે.

મૂલ્યનું સર્વસાધારણ પરિમાણઃ—નાણાનું આ કાર્ય પણ પ્રથમના જેટલું જ મહત્ત્વનું છે. વસ્તુવસ્તુની અદલાબદલીમાં વસ્તુનું મૂલ્ય

ઠરાવવાનું અઘરું થઈ પડે છે એ વિષે પાછળ કહ્યું જ છે. મૂલ્ય એ કલ્પના જ સાપેક્ષ છે; અર્થાત્ એક વસ્તુનું મૂલ્ય એટલે તેના જેટલી જ કિંમતની જુદી જુદી વસ્તુઓ. પરંતુ મૂલ્યની તુલના કરવા માટે એકાદ વસ્તુ એક વાર નક્કી થઈ એટલે તેનું મૂલ્ય ઠરાવવું બહુ સહેલું થઈ પડે છે. આવો સાંકેતિક પદાર્થ તે નાણું. આવી સાંકેતિક વસ્તુમાં મૂલ્ય એટલે જ વસ્તુની કિંમત એમ આપણે સામાન્ય વ્યવહારમાં સમજીએ છીએ. જુદી જુદી વસ્તુઓનું મૂલ્ય એક વાર નક્કી થયું એટલે તે વસ્તુઓની અદલાબદલી કરવાનું કાર્ય તદ્દન સરળ થઈ પડે છે. કોટના બદલામાં કેટલા જોડા આપવા જોઇએ તે ઠરાવવું હોય તો તે પૈસાની કિંમતથી તદ્દન સહેલું થઈ પડે છે. ધારો કે કોટની કિંમત દશ રૂપીયા છે અને જોડાની કિંમત અઢી રૂપીયા છે, તો એક કોટ હોય તો ચાર જોડ જોડા સિવડાવી શકાય.

એક સાંકેતિક વસ્તુને સમાજમાં નાણા તરીકે નક્કી કરવામાં આવી એટલે સમાજમાંની સઘળી લેવડદેવડ તે વડે જ થવા લાગે છે; અને પછી વ્યવહાર બહુ તાકીદનો ન રહેતાં કરજ કે ઉછીના લેવાનું શરૂ થવા લાગે છે. આપણે કોઇની પાસેથી કંઇ ચીજ ઉછીની તરીકે—કર્જાઉ તરીકે—લઇએ છીએ. સમાજની બાલ્યાવસ્થામાં તો આવો ઉછીનો વ્યવહાર પણ વસ્તુવસ્તુથી જ થતો.

ખેડુતને અનાજ કિંવા કાગળની જરૂર હોય તો તે જેની પાસે અનાજ અને કાગળ હોય તેની જ પાસેથી તે વસ્તુઓ ઉછીની તરીકે લે છે. કારણ કે, તેની પાસે તે ખરીદવા માટે પૈસા નથી. આ રીતે તે આ વસ્તુઓ કરજ ઉપર લે છે અને અમુક મુદતે જેની પાસેથી લીધી હોય તેને આપવાનો કરાર કરે છે. હવે તે દરમીયાન એ વસ્તુની કિંમતમાં વધારો થયો હોય તો ખરેખર એકને લાભ અને બીજાને નુકસાન જ

થાય છે. ઉદાહરણ તરીકે સમજો કે એક ખેડુતે દુષ્કાળમાં જમીનદાર પાસેથી અનાજ ઉછીનું લીધું અને તે તેણે જમીનદારને ચાર મહીના પછી પાછું આપ્યું. આથી કંઇ એમ ન કહેવાય કે ખેડુતે જે ભાવનું અનાજ ઉછીનું લીધું હશે તે જ ભાવનું તેણે જમીનદારને આપ્યું હશે. કારણ કે, દુષ્કાળમાં અનાજની કિંમત વધારે હતી; પરંતુ એ જ અનાજ બીજે વર્ષે સારો પાક થતાં ઓછી કિંમતે પણ મળવા લાગ્યું હોય. પરંતુ દેશમાં વપરાતા નાણાનું મૂલ્ય તો સ્થિર જ હોય છે; એટલે કે તેમાં વારંવાર ચલવિચલ થતી નથી; અને થાય તો પણ બહુ ધીમે ધીમે. આથી અમુક મુદતે આપવાની લેવડદેવડ નાણાથી જ થાય તો સારી. આ રીતે નાણું એ અમુક કાળે પૂરી થતી લેવડદેવડનું પરિમાણ છે. સુધરેલા સર્વ દેશોમાં કરજ નાણામાં જ થાય છે. અર્થાત્, કાળાવાધએ પૂરી થતી લેવડદેવડનું સાધન એ નાણાનું ત્રીજું કાર્ય છે. નાણાનું ચોથું કાર્ય ઉપરનાં ત્રણ કાર્યોમાંથી જ ઉત્પન્ન થાય છે. આ ચોથું કાર્ય એ છે કે બધા દેશોમાં નાણાને મૂલ્યનો સંગ્રહ સમજવામાં આવે છે, કારણ કે તેની કિંમત સહસા બદલાતી નથી. વળી તે સંકેતથી જ સર્વમાન્ય ગણાતો હોવાથી જે જે માણસને પોતાની આવકમાંથી કંઈ બચાવવું હોય તો તે તે નાણાના જ રૂપમાં બચાવે છે. અર્થાત્ પોતે ઉત્પન્ન કરેલી વસ્તુ તે બીજાને વેચી દે છે અને એ રીતે ઉપજેલા નાણાથી બીજી વસ્તુ નહિ ખરીદતાં તેને રહેવા દે છે. આ રીતે પોતે પૈસો બચાવે છે એમ મનુષ્યને લાગે છે; અને તે સાચું પણ છે. કારણ કે, પૈસાથી પોતાને જોઈતી વસ્તુ મળી શકશે એવી તેની ખાત્રી હોય છે. વળી બીજું કારણ એ છે કે બીજી વસ્તુઓની પેઠે તેનો સંગ્રહ કરવાથી તે બગડી જતો નથી તેમ ન્હાસી પણ જતો નથી; ઓછો પણ થતો નથી અને વધતો પણ નથી. આથી જ આવો નાણાનો સંગ્રહ કરવાની પ્રવૃત્તિ કૃપિવૃત્તિ કિંવા ઉદ્યોગવૃત્તિવાળા સમાજમાં નજરે પડે એ પણ સ્વાભાવિક જ છે.

ઉપરનાં કાર્યો નાણું કરે છે. અર્થાત્ ઉપરનાં કાર્યો જે વસ્તુથી સમાજ કરી શકે છે તે વસ્તુ જ પૈસો છે. હવે આ કાર્યભાગ સંપૂર્ણપણે કરનારી વસ્તુમાં ક્યા ક્યા ગુણો હોવા આવશ્યક છે તે જાણવાની જરૂર છે. નાણું બની શકે એવી વસ્તુમાં સાત પ્રકારના ગુણ હોવા જોઇએ એવો સંપત્તિશાસ્ત્રકારોનો મત છે.

પ્રથમ ગુણ તો ઉપયુક્તતા અને મૂલ્ય છે; કારણ કે, જે વસ્તુને હજારો વસ્તુઓના મૂલ્યરૂપે બનવાનું છે અને જેનાથી હજારો વસ્તુઓની અદલાબદલી થઈ શકે છે તે વસ્તુની ઉપયુક્તતા અને તેને અનુરૂપ મૂલ્ય તેમાં હોવાં જ જોઇએ એ સ્પષ્ટ છે. નાણા તરીકે જે જે વસ્તુઓ અગાઉ વાપરવામાં આવતી હોવાનું અમે પાછળ જણાવી ગયા છીએ તે તે વસ્તુઓમાં તે વખતના સમાજની અવસ્થાને અનુરૂપ જ ઉપયુક્તતા હતી એ પણ દેખાઈ આવશે. મૃગયાવૃત્તિવાળા સમાજમાં ચામડાનું નાણું હતું. તે કાળમાં ચામડું બહુ ઉપયોગી ગણાતું કેમકે ઠંડી અને વાયુથી શરીરનો બચાવ કરવાનું તે એક તાત્કાલિક સાધન હતું. ગોપાલવૃત્તિવાળા સમાજમાં ઢોરઢાંખર ઉપયોગી હતાં. સારાંશ કે, જે જે વસ્તુઓનો નાણા તરીકે ઉપયોગ થએલો છે તે તે તમામ વસ્તુઓમાં થોડેઘણે અંશે પણ ઉપયુક્તતા અને મૂલ્યનો ગુણ હોય જ.

નાણાના દ્રવ્યમાં બીજો ગુણ સુવાહ્યતાનો છે. તે આપણે ગમે ત્યાં સત્વર લઈ જઈ શકીએ તેવું હોવું જોઈએ. અર્થાત્, થોડા વજનમાં અને થોડા આકારમાં તેનું મૂલ્ય પુષ્કળ હોવું જોઇએ. આ દૃષ્ટિથી ત્રાંબુ અને લોઢું લઈ જવા લાવવા માટે સોનારુપા કરતાં વધારે અગવડવાળાં હોઇને સુધરેલ સમાજમાં તેની પૈસાનાં દ્રવ્યો તરીકે ગણના થતી નથી. સમાજના બાલ્ય-કાળમાં નાણાંના પુષ્કળ પ્રકારમાં આવી સુવાહ્યતા નહોતી. અને તેથી જ તેમની નાણાનાં દ્રવ્યો તરીકે થતી ગણના બંધ પડવા પામી.

સુધરેલા સમાજમાં તો સોનારૂપાનું નાણું પણ લઈ જવા લાવવા માટે અગવડકર્તા થઈ પડવા લાગ્યું છે; અને આથી જ કાગળનાં ચલણનો કિંવા વ્યાપારીઓની હુંડીઓનો નાણા તરીકે ઉપયોગ થઈ રહ્યો છે. આનું કારણ એમ છે કે, એકાદ કાગળના ટુકડાની કિંમત હજારો રૂપીઆની હોય છે. વર્તમાન સમયમાં એક મનુષ્ય પોતાના ખીસામાં એક લાખ રૂપીઆ રાખીને પ્રવાસ કરી શકે છે. માત્ર આ નાણું ચલણી કાગળીયાનું હોય છે.

નાણાના દ્રવ્યનો ત્રીજો ગુણ અવિનાશ્યતાનો છે. તે ટકાઉ હોવું જોઇએ કેમકે, મનુષ્ય તેનો પોતાની પાસે લાંબા કાળ સુધી સંગ્રહ કરી રાખે છે. વળી બચતનું સાધન પણ એ જ હોય છે. કાળાંતરે પૂર્ણ થનારા વ્યવહારનું પરિણામ પણ તે જ હોઈ તે નશ્વર તો ન જ હોવું જોઇએ. માત્ર આવા દોષને લીધે જ પૂર્વકાળમાં નાણાનાં પુષ્કળ દ્રવ્યોની નાણા તરીકે ગણના થતી અટકી પડી હતી. આ બાબતમાં ધાતુ ધાતુમાંયે ફરક છે. દાખલા તરીકે, લોઢું એ નાણાના દ્રવ્ય માટે યોગ્ય નથી, કારણ કે તે કટાઇને ખરાબ થઈ જાય છે.

નાણાના દ્રવ્યનો ચોથો ગુણ સજાતીયતાનો છે. જેનું નાણું બનાવવાનું હોય તે દ્રવ્ય બધું સજાતીય હોવું જોઇએ. આનો અર્થ એ છે કે, તે દ્રવ્યનો કોઇ પણ ભાગ લઇએ તો તે તદ્દન સરખો હોવો જોઇએ; એટલે કે, સરખા દ્રવ્યની કિંમત હમેશાં સરખી જ હોવી જોઇએ. ઢોરઢાંખર, ગુલામ, ધાન્ય વગેરે જેવાં નાણાના દ્રવ્યમાં એ બાબતનો અભાવ હોવાથી જ તેમની નાણા તરીકેની ગણના બંધ પડવા પામી.

નાણાના દ્રવ્યનો પાંચમો ગુણ સુવિભાજ્યતાનો છે. તેના જોઇએ તેટલા ન્હાના ન્હાના ટુકડા કરી શકાય. આમ હોવાથી વસ્તુનું મૂલ્ય ઠરાવવાનું સહેલું થઈ પડે છે; તેમજ નાણાના જુદા જુદા વજનના અને આકારના વધુઓછી કિંમતના સીક્કા થઈ શકે છે. આમ કરવાથી વસ્તુનો વિનિમય કરવાનું પણ સુલભ થઈ પડે છે.

નાણાના દ્રવ્યનો છઠ્ઠો ગુણ મૂલ્યની સ્થિરતા છે. તે બીજી બધી વસ્તુઓનાં મૂલ્યનું પરિમાણુ અગર કસોટી છે; અને તેથી તેની કિંમત સ્થિર હોવી જ જોઇએ. લંબાઈ માપવાનો ફુટ જેમ એક જ હોવો જોઇએ, તે પ્રમાણે જેનાથી કિંમત ગણવાની છે તે નાણું પણ બની શકે તેટલા સ્થિર મૂલ્યવાળું હોવું જોઇએ એ સ્પષ્ટ જ છે.

નાણાના દ્રવ્યનો સાતમો અને છેલ્લો ગુણ તેની અભિજ્ઞેયતાનો છે. પૈસો એ હમેશાં દરેક વ્યવહારમાં વપરાતી વસ્તુ છે. આથી તે ખરો છે કિંવા ખોટો તેની તરત ખબર પડવી જોઇએ. અર્થાત્ તેને નજરે દેખીએ કે તરત જ ખરાખોટાની ખબર પડે તેવો ગુણ તેમાં હોવો જોઇએ; અને જો તેમ હોય તો જ તે દ્રવ્ય નાણા તરીકે ઉત્તમ કામ કરી શકે. ઉપર જણાવેલા તમામ ગુણો થોડેઘણે અંશે પણ નાણાના દ્રવ્યમાં હમેશાં હોવા જ જોઇએ. આ ગુણો ધાતુમાં જેટલા પ્રમાણમાં હોઈ શકે છે તેટલા પ્રમાણમાં તે બીજી કોઈ પણ વસ્તુમાં હોઈ શકતા નથી, અને તેથી જ નાણાનાં ધાતુમય દ્રવ્યોએ બીજાં સર્વ દ્રવ્યોને પાછળ હઠાવી દીધાં છે. થોડે અંશે પણ ઉન્નત દેખાતાં રાષ્ટ્રોમાં ધાતુનું ચલણ હોય છે તેનું કારણ પણ આ જ છે.

પૃથ્વી પર જેટલી જેટલી ધાતુઓ આજદિન સુધીમાં મળી આવી છે તે તમામનો પૈસાનાં દ્રવ્યો તરીકે અમુક અમુક કાળે અમુક અમુક દેશે ઉપયોગ કર્યો જ છે. લોઢું, સીસું, કથીર, ત્રાંબું, રૂપું, સોનું, પ્લાટિનમ અને નિકલ, આટલી વસ્તુઓનાં કિંવા તેમનાં મિશ્રણનાં નાણાં જૂદા જૂદા દેશમાં પાડવામાં આવેલાં છે. પરંતુ આ બધી યે ધાતુઓમાં સોનું અને રૂપું સૌથી અગ્રસ્થાન ભોગવે છે. આનું કારણ એ છે કે, ઉપર જણાવેલા સાતે પ્રકારના ગુણો આ બે ધાતુઓમાં જેટલા પ્રમાણમાં દેખાય છે તેટલા પ્રમાણમાં તે બીજી કોઈ પણ ધાતુમાં દેખાતા નથી. આ

ઉપરથી સોનું અને રૂપું જ નાણાના દ્રવ્ય તરીકે વાપરવા માટે સૌથી ઉત્તમ ધાતુઓ છે એમ તેના સાર્વત્રિક પ્રચારથી લાગે છે.

હવે વ્યવહારમાં આ નાણાનું કેવું સ્વરૂપ હોય છે, તેમજ ધાત્વાત્મક પૈસાની જૂદા જૂદા પ્રકારની પદ્ધતિઓ કઈ કઈ છે, તેમજ તે તમામ પદ્ધતિઓમાં સર્વોત્તમ પદ્ધતિ કઈ છે, એ બધું જાણવાની જરૂર છે. પરંતુ એ વિષે એક સ્વતંત્ર પ્રકરણમાં જ વિવેચન કરવું ઠીક થઈ પડશે.

---

# પ્રકરણ ૭ મું

## નાણું અને ધાત્વાત્મક સિક્કાના પ્રકાર

ગયા પ્રકરણમાં પૈસાનું સામાન્ય સ્વરૂપ તેમજ તેનાં દ્રવ્યોના ગુણધર્મ સંબંધી આપણે વિચાર્યું. આ ઉપરથી એમ જ લાગે છે કે, સોનું અને રૂપું એ બે જ ધાતુઓ નાણાનાં દ્રવ્યો માટે વધારે યોગ્ય છે. ઔદ્યોગિક બાબતમાં આગળ વધેલા તમામ દેશોમાં સોનારૂપાનો જ નાણા તરીકે ઉપયોગ થાય છે એમ ઇતિહાસ કહે છે. ત્યારે હવે નાણાનું વિશેષ સ્વરૂપ શું, તેમજ જુદા જુદા દેશોમાં તેની કેવી કેવી પદ્ધતિઓ ચાલુ છે એ સંબંધી આ પ્રકરણમાં વિચાર કરવાનો છે.

સોના રૂપાનો નાણા તરીકે ઉપયોગ થવા લાગે એટલે પ્રથમ તો સોના રૂપાના ટુકડા, અંગુઠીઓ, વળીઆં, એવાં એવાં રૂપમાં તેનો ઉપયોગ થાય છે અને તેનું વજન કરી લેવાય છે. પરંતુ આ પદ્ધતિ બહુ અગવડવાળી હોવાથી સિક્કાની પદ્ધતિની શરૂઆત થાય છે.

યુરોપમાં હોમરના કાળમાં નાણાંની જાણ હોય એમ લાગતું નથી. સ્પાર્ટન ધારાશાસ્ત્રી લાઇકરગસના કાળમાં તે હતી એમ સ્પષ્ટ દેખાય છે. આ ઉપરથી એટલું નક્કી થાય છે કે, યુરોપમાં નાણાં પાડવાની પદ્ધતિ ઈ. સ. પૂર્વે ૭૭૦મા વર્ષની આસપાસમાં શરૂ થઈ હતી. હિંદુસ્તાનનો નાણા અને સિક્કા સંબંધી વિચાર એક સ્વતંત્ર પ્રકારમાં જ કરવાનો હોઈ તે વિષે અત્રે ઉલ્લેખ કરવાની જરૂર નથી. બીજી બધી બાબતોની પેઠે પ્રથમ તો સોના રૂપાનાં નાણાં

પણ ખાનગી લોકો જ પાડતા. પરંતુ સવ અદલાબદલીનું સાધન, માલનું મૂલ્ય ગણવાનું પરિમાણ, કાળાંતરે પૂરા થતા લેવડદેવડનાં ઉપકરણ, અને સંપત્તિ બચાવવાનો ઉપાય; આ બધાંને લીધે સિક્કાને મહત્ત્વ અપાય છે; અને તેથી આવી મહત્ત્વની બાબત ખાનગી લોકોને કિંવા ખાનગી સંસ્થાને હસ્તક મૂકાય તો લુચ્ચાઈ થવાનો બહુ જ સંભવ રહે. આથી નાણારૂપે સીક્કા પાડવાનું કામ સર્વદા રાજ્યનું જ છે એમ માનવામાં આવે છે. અનિયંત્રિત રાજસત્તાને લીધે કેટલાક રાજાઓએ આ નાણાં પાડવાના અધિકારનો દુરૂપયોગ કરીને હલકા પ્રકારના સિક્કા પાડીને તેમાંથી ગેરવ્યાજબી લાભ પણ લીધા છે. આવી નાણાં વિષયક છેતરપીંડી એક વખત યુરોપના ઘણાખરા દેશોમાં બનવા પામી હતી; અને આથી જ વ્યક્તિક તત્ત્વોના પૂર્ણ સમર્થક હર્બટ સ્પેન્સરે નાણાં પાડવાનો હક ખાનગી લોકોને કિંવા ખાનગી સંસ્થાઓને હસ્તક હોવો જોઇએ, એવું પ્રતિપાદન કર્યું છે. આમ છતાં દરેક સુધરેલા દેશમાં નાણાં પાડવાની ટંકશાળોનો અધિકાર સરકારને હસ્તક જ હોય એ સર્વસંમત સિદ્ધાન્ત છે; અને તે જ પ્રમાણેનો રિવાજ દરેક રાજ્યમાં પ્રચલિત પણ છે. સિક્કાની વ્યાખ્યા કરતાં જેવ્હન્સ કહે છે કે, ધાતુના પૃષ્ઠભાગ પર પાડેલી છાપ ઉપરથી જેનું વજન અને કસ ઓળખી શકાય એવો સોના રૂપાનો ટુકડો એ સિક્કો. આ વ્યાખ્યાને સર્વમાન્ય ગણવામાં હરકત નથી.

સિક્કાના આકાર કેટલાયે પ્રકારના નજરે પડે છે. પુરાણી વસ્તુઓના સંગ્રહમાંથી સિક્કાનું આવું વિવિધત્વ જોવાનું મળી આવે છે. હવે સિક્કાનું રૂપ, તેનો આકાર, અને તેના ઉપરની છાપ પાડવાની પદ્ધતિ એમાં સૌથી સારૂં કયું તે નક્કી કરવા માટે ચાર બાબત લક્ષમાં રાખવાની જરૂર છે.

(૧) બનાવટી નાણું પાડવું કોઇને માટે શક્ય હોવું જોઇએ નહિ.

(૨) સિક્કાની ધાતુ લુચ્ચાઇથી કાઢી લેવી કોઇને માટે શક્ય હોવી જોઇએ નહિ.

(૩) સિક્કાના વપરાશથી થનારા સ્વાભાવિક ઘસારાથી તેમાં બહુ ઘટાડો થવો જોઇએ નહિ.

(૪) સિક્કા પાડનાર રાજા અને તે વાપરનારા લોકોનું એ સિક્કા ઐતિહાસિક અને કળા–કૌશલ્યનું સ્મારક બનવા જોઇએ.

આ ચારે હેતુ સિદ્ધ થાય એ હેતુથી હાલની વર્તુળાકાર અને કિનારીએ કરકરીયાંવાળા સિક્કાની પદ્ધતિનો પ્રચાર થવા પામ્યો છે. ટંકશાળમાં સઘળું કામ નાજુક અને ગુંચવણવાળી યાંત્રિક સહાયથી થાય છે તેનું પણ આ જ કારણ છે. આમ થવાથી બનાવટી નાણું બનાવવું મુશ્કેલ થઇ પડે છે.

પરંતુ હજારો પ્રકારનો વ્યવહાર સુલભ રીતે થઇ શકે એ હેતુથી અર્વાચીન કાળમાં ઘણાખરા દેશોમાં પુષ્કળ પ્રકારના સિક્કા પાડવામાં આવે છે. ન્હાની કિંમતનું અને પરસ્પરના અદલાબદલી માટેનું જે સાંકેતિક નાણું પાડવામાં આવે છે તે ઉપ–નાણું કહેવાય છે. આ નાણું અમુક મર્યાદા સુધી જ ચાલી શકે છે. દાખલા તરીકે ઇંગ્લંડમાં શિલિંગ–જે રૂપાનું નાણું છે, તેનું ચલણ ફક્ત ૪૦ શિલિંગ કિંવા બે પૌંડ સુધી જ કાયદેસર છે. અર્થાત્ ચાળીશ શિલિંગ કરતાં વધારે શિલિંગ કોઇ માણસ લેવડદેવડમાં આપવા લાગે તો તે સ્વીકારવાની કાયદેસર રીતે ના પાડી શકાય છે. પરંતુ મુખ્ય સિક્કાના સબંધમાં એમ ચાલી શકે નહિ. એ સિક્કા જ કાયદેસર આપ–લે કરવાનું ચલણ કહેવાય છે. આ નાણાનો લેવડદેવડમાં ગમે તેટલી મર્યાદામાં ઉપયોગ થઇ શકે એવો નિયમ જ હોય છે.

હવે અત્યાર સુધીમાં ચાલેલી તેમજ વર્તમાન કાળમાં પ્રચલિત ચલણ પદ્ધતિનો વિચાર કરવાની જરૂર છે. આ ચલણ પદ્ધતિના સ્વાભાવિક પાંચ પ્રકાર છે. તે નીચે પ્રમાણે :

(૧) તુલનાત્મક ચલણ પદ્ધતિ:–આ પદ્ધતિ સૌથી જૂની તેમજ સહેલી છે એમાં શંકા જ નથી. સોનારૂપાનો વાસણો વગેરે

ઉપયોગ થવા લાગે છે ત્યારે લોકો પ્રથમ તો તેનો પણ વસ્તુ તરીકે જ વ્યવહાર કરે છે. અર્થાત, વસ્તુવસ્તુની અદલાબદલીમાં જેમ એ વસ્તુની અદલાબદલી તોલ કિંવા માપથી થાય છે તે જ પ્રમાણે વેચાતી લેવાની વસ્તુની કિંમત સોનાના એક ટૂકડાનું વજન કરીને અપાય છે. સઘળા દેશોમાં પૂર્વે આવી જ પદ્ધતિ હતી એમ ઇતિહાસ કહે છે. જે પ્રમાણે તુલનાત્મક ચલણ પદ્ધતિ એ, ધાતુનો ઉપયોગ શરૂ થયો તે કાળની સ્વાભાવિક સ્થિતિ હતી તે જ પ્રમાણે અમુક કંઈ વિશિષ્ટ પરિસ્થિતિ આવતાં તેને હજુ પણ ક્યારેક અખત્યાર કરવી પડે છે. દાખલા તરીકે, અમુક દેશમાં ખાસ કરીને નાણું ઓછા કસવાળું તૈયાર કરવામાં આવે છે ત્યારે કિંવા એ નાણાં માટે લોકોનો વિશ્વાસ ઉઠી જાય છે ત્યારે લોકો તે નાણું ગણીને લેતા નથી, પરંતુ તેનો કસ કાઢીને તે તોળી લે છે. તે જ પ્રમાણે રાષ્ટ્ર–રાષ્ટ્રનું સાંકેતિક નાણું વિનિમયસામાન્ય નહિ હોવાને લીધે રાષ્ટ્ર–રાષ્ટ્રમાં વ્યાપારની બાબતોમાં પણ આ તુલનાત્મક પદ્ધતિ ચાલતી હોય છે. હિન્દુસ્તાનનો રૂપિયો ચીનમાં ન ચાલે તો તે તોળીને તેમાંની ચાંદીના વજનના ભાવથી તે સ્વીકારાય. અર્થાત્ આવે સ્થળે નાણું અને ચોકખું રૂપું એ બેમાં કંઈ જ તફાવત રહેતો નથી.

(૨) એકાત્મક ચલણ પદ્ધતિઃ—આ પદ્ધતિમાં વપરાશનું ચલણ એક જ ધાતુનું કાયદેસર રીતે રહી શકે છે. એટલે કે, આ પદ્ધતિમાં તે ધાતુનું એક જ પ્રકારમાં નાણું પાડવામાં આવે છે. ઇંગ્લંડમાં પૂર્વે આવી પદ્ધતિ પ્રચલિત હતી. રાજા એડવર્ડ ત્રીજાના સમયમાં એક જ ધાતુનું નાણું પાડવામાં આવતું હતું, અને તે નાણું પણ એક જ પ્રકારનું હતું. એ નાણું તે રૂપાની પેની હતી. આ પેની ઇંગ્લંડમાં હાલની ચાલતી ત્રણ પેનીના સિક્કાના આકારની હતી. આ પદ્ધતિનો દોષ તો ઉઘાડો જ છે. રૂપાનાણું પરચુરણ લેવડદેવડને માટે બહુ ભારેપડતું છે, તેમજ બીજી તરફ જથ્થાબંધ અથવા મોટામોટા વેપારમાં તે તદ્દન ન્હાનું પડે છે. તેથી તે અંગવડવાળું થઈ પડે

છે. આથી ન્હાની કિંમતના સિક્કા પાડવાની સરકારને અરજ કરવામાં આવી. આ અરજથી ઉપરની અગવડ દૂર કરવા માટે ઉપ–નાણા તરીકે પ્રથમ તો ચામડાના ટૂકડાનું નાણું પાડવામાં આવ્યું. પરંતુ પછીથી બ્રાંઝ ધાતુમાંથી ફાર્થિંગ પાડવામાં આવ્યા અને મોટા નાણા તરીકે સોનાના સિક્કા પાડવામાં આવ્યા. આ ઇતિહાસ પ્રમાણે પ્રથમની પદ્ધતિ પ્રમાણે જ આ પદ્ધતિ પણ જો પૂર્વકાળમાં પ્રચલિત હોય તો પણ એ બન્ને પદ્ધતિ અગવડને લીધે બંધ થાય છે અને વધારે સગવડવાળી પદ્ધતિ પ્રચલિત થાય છે.

(૩) દ્વિચલણ પદ્ધતિઃ— આ પદ્ધતિ અનુસાર બે ધાતુને કાયદેસર ચલણ તરીકે માન્ય રાખવામાં આવે છે. આમાં બે પ્રકાર છે. પહેલા પ્રકારમાં બે ધાતુમાંનું પ્રમાણ કાયદાથી નક્કી થએલું નથી હોતું; જ્યારે બીજા પ્રકારમાં તે કાયદાથી નક્કી કરવામાં આવે છે. આ પદ્ધતિને લીધે સરકાર સોનાનાં અને રૂપાનાં બન્ને પ્રકારનાં નાણાં ટંકશાળમાં પાડે છે. આ બન્ને પ્રકારનાં નાણાં અમર્યાદિત રીતે ચાલી શકે છે અને બન્નેને કાયદેસર ચલણ તરીકે ગણવામાં આવે છે. અર્થાત્ પોતાની મરજી પડે તે નાણામાં મનુષ્ય પોતાનું કરજ ભરપાઈ કરી શકે છે. કોઈ પણ મનુષ્યથી સોના રુપાનું નાણું સ્વીકારવામાં કાયદાને નામે આનાકાની થઈ શકતી નથી. આ નાણાંની અદલાબદલી કયા પ્રમાણમાં થવી જોઇએ તે કાયદાથી નક્કી કરવામાં આવ્યું ન હોય ત્યાં તે સોના રૂપાના બજારભાવ ઉપરથી નક્કી થાય છે. પરંતુ કોઈ કોઈ વાર સોનાના એક નાણાની કિંમતના બદલામાં અમુક સંખ્યામાં રૂપાનાં નાણાં મળવાં જોઇએ એવો પ્રબંધ કાયદાથી કરવામાં આવ્યો જ હોય છે. છતાં બજારની ચલવિચલ પ્રમાણે તે ઠરાવેલા ભાવમાં કાયદેસરરીતે ફેરફાર થાય છે.

(૪) સંમિશ્ર ચલણ પદ્ધતિઃ— એક જ ધાતુના નાણાંને આ પદ્ધતિમાં કાયદેસર ચલણ ગણવામાં આવે છે. પરંતુ તે સાથે જ બીજા

ધાતુના ઉપ-સિક્કાઓનું ચલણ રાખવામાં આવે છે. પરંતુ લેવડદેવડમાં મુખ્ય નાણું જ અમર્યાદિત પ્રમાણમાં વાપરી શકાય છે; અને ઉપ-નાણું તો અમુક નક્કી કરેલા પ્રમાણમાં જ લેવડદેવડમાં વાપરી શકાય છે. દાખલા તરીકે, ઇંગ્લંડમાં સોનાનો પૌંડ એ જ કાયદેસર ચલણ છે. તેનો લેવડદેવડના વ્યવહારમાં અમર્યાદિતપણે ઉપયોગ થઈ શકે છે. પરંતુ રૂપાનાં તેમ જ બ્રાંઝ ધાતુનાં નાણાં ત્યાં પાડવામાં આવે છે તેની ચલણમર્યાદા નક્કી કરેલી હોય છે. દાખલા તરીકે, ત્યાં રૂપાના શિલિંગ બે પૌંડ સુધી ચાલી શકે છે; જ્યારે બ્રાંઝ ધાતુના પેની, અર્ધા પેની અને ફાર્થિંગ એક જ શિલિંગ સુધી ચાલી શકે છે. અર્થાત્ વપરાશમાં ચાલીસ શિલિંગથી વધારે શિલિંગ કિંવા બાર પેન્સ કરતાં વધારે પેન્સ એક મનુષ્ય એકી સાથે વાપરી શકતો નથી. ઘણાખરા દેશોમાં આવી પદ્ધતિ પ્રચલિત થાય છે. શુદ્ધ એક ચલણ પદ્ધતિ કિંવા દ્વિચલણ પદ્ધતિનો પ્રચાર બહુ જ થોડા સ્થળોએ જોવામાં આવે છે.

(૫) લંગડી દ્વિચલણ પદ્ધતિ:— આ પદ્ધતિનો જન્મ શુદ્ધ દ્વિચલણ કિંવા એક ચલણ પદ્ધતિમાંથી થયો છે. આ પદ્ધતિમાં બે પ્રકારની ધાતુનું નાણું પ્રત્યક્ષ વ્યવહારમાં અમર્યાદિતપણે ચાલી શકે છે. આ રીતે આ પદ્ધતિમાં દ્વિચલણ પદ્ધતિનો એક ગુણ રહેલો છે; પરંતુ તેમાં તેનો બીજો ગુણ નથી જ. અર્થાત્ આ પદ્ધતિમાં બન્ને ધાતુનાં નાણાં ટંકશાળમાં પાડી આપવામાં આવતાં નથી. માત્ર એક જ ધાતુનું નાણું લોકોને પાડી આપવામાં આવે છે; પરંતુ સરકાર તો બન્ને ધાતુનાં નાણાં પાડી શકે છે. ઈ. સ. ૧૮૭૧ પછી આ પદ્ધતિનો જન્મ થયો છે. અને ઈ. સ. ૧૮૯૩થી ઈ. સ. ૧૮૯૮ સુધી હિંદુસ્તાનમાં ચાલતી પદ્ધતિ પણ આવા જ પ્રકારની થવા પામી છે. પરંતુ એ વિષે તો આપણે એક સ્વતંત્ર પ્રકરણમાં વિચારીશું.

હવે આ તમામ પ્રકારની પદ્ધતિઓમાં સારી પદ્ધતિ કઈ ગણાય તે નક્કી કરીએ. ઉપરની પાંચે પદ્ધતિઓ પૈકીની પ્રથમની બે પદ્ધતિઓ

સદોષ હોવાથી સુધરેલા દેશોમાં તે રદ થઈ ગઈ છે. છેવટની પદ્ધતિ અમુક વિશેષ પરિસ્થિતિમાં જ ઉદ્‌ભૂત થએલી છે. વર્તમાનકાળમાં ઉપ–સિક્કાની પદ્ધતિ સાર્વત્રિક જેવી છે. એટલે હવે વાદ્‌ગ્રસ્ત પ્રશ્ન મુખ્ય સિક્કા સંબંધી જ રહ્યો. એકચલણ પદ્ધતિ તેમ જ દ્વિચલણ પદ્ધતિ એ પૈકીની કઈ પદ્ધતિ સારી ગણાય એ વિષે એકાદ સ્વતંત્ર પ્રકરણમાં જ વિચારવાનું ઠીક થઈ પડશે.

ઉપરની પાંચે પદ્ધતિઓ પૈકીની ચોથી અથવા પાંચમી પદ્ધતિ ઘણાખરા સુધરેલા દેશોમાં ચાલુ છે. ચોથી ચલણ પદ્ધતિનું ઉત્તમ દૃષ્ટાન્ત ઈંગ્લંડની ચલણ પદ્ધતિ છે. ઈંગ્લંડની ચલણ પદ્ધતિ એ જ તાત્ત્વિક દૃષ્ટિથી હિન્દુસ્તાનની ચલણપદ્ધતિ હોવાથી આ પદ્ધતિનું વિવેચન સહેજ વિસ્તારથી કરીને આ પ્રકરણની પૂર્ણાહુતિ કરીશું.

ઈંગ્લંડની ચલણપદ્ધતિ સંમિશ્ર પરંતુ એક ચલણપદ્ધતિના પ્રકારની છે. ત્યાં ત્રણ પ્રકારનાં નાણાં પાડવામાં આવે છે. પરંતુ કાયદેસર વપરાશનું મુખ્ય ચલણ તો એક જ છે. એ ચલણ તે સોનાનો પૌંડ છે. બાકીનું નાણું પરચુરણ લેવડદેવડ માટે ઉપ–સિક્કા તરીકે પાડવામાં આવે છે. ઈંગ્લંડના ટંકશાળના કાયદા પ્રમાણે એક પૌંડનું વજન ૧૨૩·૨૭૪૪૭ ગ્રેન અથવા ૧૦.૯૫૭૬ આની ભાર હોવું જોઇએ. તેમાં ૧૧ ભાગનું સોનું અને એક ભાગની હલકી ધાતુ–એટલે મુખ્યત્વે કરીને ત્રાંબુ–હોય છે. એટલે કે, કાયદેસર રીતે ૧૧૩·૦૦૧૬૦ ગ્રેન અગર ૧૦·૪૫૮ આની ભાર શુદ્ધ સોનું એક પૌંડમાં હોવું જોઇએ જ. આ રીતે એક પૌંડનું વજન લગભગ અગીયાર આનીભાર જેટલું હોય છે અને તેમાં દશ આનીભાર કરતાં સહેજ વધારે સોનું હોય છે. આ રીતે એક પૌંડ ગાળીને તેમાંથી સોનું કાઢીએ તો રૂા. ૨૪ ના તોલાના ભાવથી તે સોનાની કિંમત બરોબર રૂપીઆ પંદર થાય. ઇંગ્લંડની ચલણ પદ્ધતિમાં સોનાનું નાણું પાડવાનું કામ સરકારનું છે અને તેથી જ ટંકશાળનું ખર્ચ સરકારી તિજોરીમાંથી કરવામાં આવે છે. અર્થાત્ જેટલા વજનનું સોનું ટંક-

શાળમાં અપાય છે તેટલા જ વજનનું નાણું પાડી અપાય છે. ટંકશાળમાં જો એક ઔંસ સોનું એક મનુષ્ય આપે તો તેને તેણે ૩ પૌંડ ૧૭ શિલિંગ અને ૧૦ાા પેન્સ આપવા જોઇએ. પરંતુ પ્રત્યક્ષ વ્યવહારમાં નાણું પાડી દેવા બદલ અમુક કસર આપવી પડે છે; કારણ કે સોનું ટંકશાળમાં અપાયા પછી તેનું નાણું પાડવાં માટે અમુક સમય જોઇએ છીએ. એ વચગાળેના દિવસનું વ્યાજ ન જાય તેટલા જ માટે પ્રત્યક્ષ વ્યવહારમાં ઇંગ્લાંડની બેંક એક ઔંસ સોના બદલ ૩ પૌંડ ૧૭ શિલિંગ અને ૧૦ાા પેની ન દેતાં તેને બદલે ૩ પૌંડ ૧૭ શિલિંગ અને ૯ પેની આપે છે અને દરેક ઔંસ બદલ બેંક ૧ાા પેની કસર તરીકે કાપી લે છે.

કાયદેસર રીતે પૌંડનું નક્કી વજન ૧૨૩.૨૭૪૪૭ ગ્રેન હોવું જ જોઇએ; છતાં ટંકશાળમાં યંત્રો ગમે તેટલાં સૂક્ષ્મ હોય તોયે સઘળા પૌંડ સરખા પડે એ અશક્ય છે. આથી જ ટંકશાળો માટે કાયદેસર નાણાના વજનની મર્યાદા ઠરાવાઇ છે. આ મર્યાદાને લીધે ઇંગ્લિશ ટંકશાળ ૧૨૩.૦૭૪ ગ્રેનથી ઓછા કિંવા ૧૨૩.૪૭૪ ગ્રેનથી વધારે વજનનો પૌંડ ટંકશાળની બહાર મોકલી શકતી નથી. ટંકશાળમાંથી બરોબર વજનના પૌંડ બહાર પડે તો પણ વપરાશને લીધે તેને ઘસારો લાગ્યા વગર રહે નહિ. આવા ઘસારાની મર્યાદા ૧૨૨.૦૫૦ ગ્રેન સુધીની છે. અર્થાત્ એટલા ગ્રેનથી ઓછા વજન-વાળા પૌંડની ચલણ તરીકે કાયદેસર રીતે ગણના થાય નહિ. આવું નાણું ટંકશાળમાં મોકલી અપાય છે અને જેની તરફથી તે મળ્યું હોય તેની પાસેથી જ તેની ઘટ લેવાય છે.

ઇંગ્લંડની ચલણ પદ્ધતિ મુક્તદ્વાર પદ્ધતિ જેવી છે. સર્વ શાસ્ત્રીય પદ્ધતિઓનો આ એક ગુણ છે. આનો અર્થ એ છે કે, કોઇ પણ મનુષ્યે કાયદામાં જણાવ્યા પ્રમાણે સોનું ટંકશાળમાં લાવીને આપ્યું એટલે કાયદામાં જણાવ્યા પ્રમાણેના દરથી તેને નાણાં મળવાં જ જોઇએ, એવો પ્રબંધ

આ પદ્ધતિમાં કરેલો છે. આ પદ્ધતિ અનુસાર પૌંડનું મૂલ્ય અને તેમાંના સોનાનું મૂલ્ય એક જ હોય છે. અર્થાત પૌંડને ગાળી નાખીને તેમાંનું સોનું મનુષ્ય બજારમાં વેચી દે તો તેથી તેને બિલકુલ નુકશાન થાય જ નહિ. મુખ્ય નાણામાં અને ઉપનાણામાં આ જ મોટો ભેદ રહેલો છે એ વિષે પાછળ કહેવામાં આવ્યું જ છે.

અહીં સુધી ઇંગ્લંડના મુખ્ય ચલણના સ્વરુપનું નિવેદન કર્યું; અને હિન્દુસ્તાનની તાત્ત્વિક દૃષ્ટિથી તે જ મુખ્ય ચલણ હોવાથી તેના વધારે વિવેચનની પણ અગત્ય છે. ઇંગ્લંડમાં બીજું સોનાનું નાણું અર્ધો પૌંડ છે. તેનું વજન અને બીજી મર્યાદાઓ પૌંડના જેવી જ છે; માત્ર તે અર્ધ પ્રમાણમાં છે અને તેમ જ હોઇ શકે એ સ્વાભાવિક છે.

બાકીનું નાણું ઉપનાણું તરીકે વપરાય છે. આ સિક્કા પાડવાનો ખાનગી વ્યક્તિને હક નથી. વ્યાપારની જરૂરીયાત પ્રમાણે તે સરકાર જ પાડે છે. તેની કિંમત સાંકેતિક છે; એટલે કે, તેમાંની ધાતુની કિંમત સાંકેતિક કિંમત કરતાં ઘણી જ ઓછી હોય છે. આ નાણું પરદેશ મોકલવામાં આવે કિંવા તેવે ગાળી નાખવામાં આવે તો તેના માલિકને સેંકડે દશથી ત્રીશ ટકા સુધી નુકસાન થાય. ઉપ-સિક્કા હંમેશાં આવા સાંકેતિક કિંમતના જ પાડવામાં આવે છે. આમ કરવાનું કારણ એ છે કે, આવું નાણું નિરંતર વપરાતું રહે તેમ જ તે દેશમાંથી બહાર જવાની કિંવા ગળાઇ જવાની ભીતિ ન રહે.

ઇંગ્લંડે આ ઉપ-નાણું બે પ્રકારની ધાતુનું કરેલું છે. શિલિંગ એ રૂપાનું નાણું છે. શિલિંગનું વજન ૮૭.૨૭ ગ્રેન અગર પોણા આઠ આના ભાર એક હોવું જોઇએ. ૮૦.૭૨૭ ગ્રેન અથવા ૭¼ આના ભાર ચાંદી એક શિલિંગમાં હોવી જોઇએ. શિલિંગનો એકી વખતે ૪૦ શિલિંગ સુધી વાપર થઇ શકે છે.

પેની, હાફપેની અને ફાર્ધિંગ, એટલાં નાણાં બ્રાંઝ ધાતુનાં બનાવેલાં છે. તે મિશ્ર ધાતુ છે. ૯૫ ભાગ ત્રાંબું, ૪ ભાર કથીર અને એક ભાગ જસત, એટલી ધાતુઓનું મિશ્રણ કરવાથી બ્રાંઝ ધાતુ થાય છે. પેની અને હાફપેનીનું એકીસાથેનું કાયદેસરનું ચલણ એક શિલિંગ સુધીનું છે. ફાર્ધિંગનું એકીસાથે ૭ પેની સુધીનું કાયદે-સરનું ચલણ છે. ઇંગ્લંડમાં આ પ્રકારની સંમિશ્ર ચલણપદ્ધતિ છે.

અર્વાચીન કાળમાં ટંકશાળો ખાનગી લોકોને હસ્તક નથી, તેમજ સરકારની પ્રામાણિકતા પણ હવે જામી ગઈ છે. આથી ટંક-શાળોનો વહીવટ તદ્દન સરકારી કાયદાઓને આધારે થાય છે; તેમજ નાણાં પાડવાની બાબતમાં પણ હવે આગળના જેવી લુચ્ચાઇઓ થતી નથી. પૂર્વે કહેવામાં આવ્યું જ છે કે, અનિયંત્રિત સત્તાધારી રાજાઓએ પૂર્વકાળમાં પોતાને નાણાંની ભીડ પડી કે તરત જ નાણાં પાડવાના પોતાના હકનો દુરૂપયોગ કર્યો હતો. તેમજ એ નાણાં હીણકસવાળાં પણ પાડવામાં આવતાં. આથી દેશમાં એક જ સમયે કાયદેસર વજન અને કસવાળું નાણું, તેમજ ઓછો વજનનું અને ઓછા કસવાળું નાણું એકી સાથે જ ચલણ તરીકે વપરાવા લાગ્યું હશે. વળી તે કાળમાં પરદેશી નાણાં સુદ્ધાં સ્વદેશનાં નાણાંની પેઠે ચલણું તરીકે વપરાવા લાગ્યાં હશે. નાણાંની બાબતના આવા ગોટાળાઓને લીધે પૂર્વકાળમાં નાણાં પારખવાનું કામ મહત્ત્વનું ગણાતું હતું. એ કામ પેઢીવાળાઓ કે શરાફો કરતા. અર્વાચીન કાળમાં આ બાબતમાં સુધારણા થવા પામી છે. ઘણાખરા દેશોમાં ચલણપદ્ધતિ વ્યવસ્થિત સ્વરૂપમાં આવી ગઈ છે, તોપણ સિક્કા-ઓનો સ્વાભાવિક ઘસારો તો રહેવાનો જ. અને આથી જ ઔદ્યો-ગિક બાબતમાં આગળ વધેલા દેશોમાં પૂર્ણ વજનનાં અને હલકાં નાણાં હમેશાં ચાલુ રહેતાં જોવામાં આવે છે. પરંતુ તે બન્ને પ્રકારનાં નાણાં એક સાથે ચાલુ હોય છે ત્યારે તે સંબંધમાં એક

નિયમ રાખવામાં આવે છે. આ નિયમ પ્રથમ ગ્રેશમ નામક ગૃહસ્થના ધ્યાનમાં આવ્યો. આથી સંપત્તિશાસ્ત્રમાં તે ગ્રેશમના નિયમ તરીકે પ્રસિદ્ધ છે. તે નિયમ માત્ર આ એક જ વાક્યમાં મૂકી શકાય તેવો છેઃ "ખોટો પૈસો ખરા પૈસાને બહાર લાવે છે." ઉપર કહ્યું જ છે કે, દરેક દેશમાં ઘસાયલાં અને પૂર્ણ વજનવાળાં નાણાં પ્રચલિત હોય છે. જો કે આ ભેદ સામાન્ય લોકોના સમજવામાં આવતો નથી તોપણ પેઢીવાળા કે શરાફો એ ભેદ સમજ્યા વગર રહેતા નથી. આથી જ જ્યારે પરદેશમાં નાણું મોકલવાનું હોય ત્યારે તેઓ પૂર્ણ વજનવાળા નાણાંનો જ ઉપયોગ કરે છે. કારણકે, ઘસાયલાં કિંવા હલકાં નાણાં પરદેશમાં મોકલવાથી નુકસાન ખમવાનું થાય છે; જ્યારે દેશમાં તો તેવાં પ્રકારનાં નાણાંનો સરખી જ કિંમતે ઉપયોગ થઈ શકે છે. આથી ગ્રેશમના સિદ્ધાન્તાનુસાર ઘસાયલાં અને હલકાં નાણાં પણ નિરંતર પ્રચારમાં રહેવાના જરૂર છે. આ કારણથી દેશનું નાણું સુધારવાનો અર્ધો પ્રયત્ન તો નિષ્ફળ થાય છે. ધારો કે અમુક દેશની સરકારે અમુક પૂર્ણ વજનનું નાણું પાડીને તેને પ્રચારમાં મૂક્યું. પરંતુ દેશમાં ઓછા વજનનું નાણું વધારે વપરાશમાં આવતું હોય તો આ નવીન નાણું બહુ વાપરવામાં આવે નહિ. આથી નાણું સુધારવાનો પ્રયત્ન એકદમ અને મોટા પ્રમાણમાં કરવામાં આવે તો જ તેમાં યશ મળે. અર્થાત્, સરકાર નવીન નાણું મોટા જથ્થામાં પાડે, અને જૂનું નાણું લોકો પાસેથી ટંકશાળમાં મંગાવી લે, એવા પ્રકારની સુધારણા કરવી જોઇએ. આ સુધારણા અવશ્ય યશસ્વી થાય.

ગ્રેશમનો સિદ્ધાન્ત સાચો છે ખરો, પરંતુ તે અમુક પ્રમાણમાં જ. પ્રથમ તો એટલું અવશ્ય ધ્યાનમાં રાખવાની જરૂર છે કે મનુષ્ય એ એક ટેવને આધીન પ્રાણી છે. એક વખત નાણું પ્રચારમાં આવ્યું એટલે લોકોને તે લેવાની ટેવ પડવાની. પછી તેઓ ઘસાયલાં કિંવા હલકા પ્રકારનાં નાણાંને હાથ લગાડશે નહિ.

જ્યાં સુધી લોકો બજારમાં તેનો સ્વીકાર કરે છે ત્યાં સુધી તો ગ્રેશૅમના સિદ્ધાન્તની અસર તેના ઉપર થતી નથી. પરંતુ હલકું નાણું સ્વીકારવામાં આવતું નથી એમ જાણવામાં આવતાં જ લોકો તેને વિષે આશંક થાય છે, અને પરિણામે તુલનાત્મક પદ્ધતિનો પ્રારંભ થાય છે. બીજી વાત એ છે કે, વ્યાપારમાં નાણાંની જરૂર પડે જ પડે; અને જેટલા પ્રમાણમાં દેશમાં લેવડદેવડ હોય તેટલા પ્રમાણમાં જ નાણાંની પણ છૂટ હોવી જોઇએ; અર્થાત્ નાણું મોટા પ્રમાણમાં હોવું જોઇએ. આ રીતે દેશમાં નાણું થોડું હોય તો હલકું અને ઘસાયલું નાણું પ્રચારમાંથી સમૂળગું બંધ થતું નથી. આ બે પ્રકારના અપવાદ બાદ કરતાં ગ્રેશૅમનો સિદ્ધાન્ત સાચો છે. આ સિદ્ધાન્ત ઉપરથી નાણું અને બીજી વસ્તુઓનો કાર્યભેદ સ્પષ્ટ રીતે જણાઇ આવે છે. બીજા બધા માલની બાબતમાં એવું છે કે, સારો માલ બજારમાં સત્વર ખપી જતો હોવાથી હલકા માલને તે બજારમાંથી હડસેલી કાઢે છે. કેમકે, માલ એ લોકોના ઉપભોગનો પદાર્થ હોવાથી હલકો માલ લેવા માટે કોઇ તૈયાર થતું નથી. પરંતુ પૈસાનો કંઇ પ્રત્યક્ષ ઉપભોગ થઇ શકતો નથી. તેનો ઉપભોગ ફક્ત વિનિમય પૂરતો જ છે. આથી લોકો સ્વીકાર કરે છે કે નહિ, એટલો જ પૈસા સંબંધમાં મહત્ત્વનો પ્રશ્ન રહે છે. ભલે પછી તે પૈસો હલકો કિંવા જડ હોય. આથી જ વ્યવહારમાં જેમ અને તેમ હલકો પૈસો રાખવામાં આવે છે. પરંતુ જ્યારે પૈસાનો ઉપયોગ ઉપભોગ અર્થે કરવાનો હોય છે ત્યારે લોકોનું લક્ષ તેમાંની ધાતુ તરફ જાય છે. આ ઉપરથી નાણાં પાડવાનું કામ ખાનગી લોકોને હસ્તક મુકવું એ કેટલું બધું નુકસાનકર્તા છે તે દેખાઇ આવશે. બીજી બાબતોમાં સારો માલ તૈયાર કરવામાં કારખાનદારનું હિત હોય છે; જ્યારે પૈસા સંબંધમાં તો તદ્દન ઉલટી જ સ્થિતિ છે.

---

# પ્રકરણ ૮ મું

## દ્વિચલણ પદ્ધતિ

ધાત્વાત્મક ચલણ પદ્ધતિનું વર્ગીકરણ કરીને તે વિષે થોડુંક વિવેચન આપણે ગત પ્રકરણમાં કરી ગયા. તે ઉપરથી આપણે એટલું જોઇ શક્યા કે, પાંચ પ્રકારની ચલણ પદ્ધતિઓ પૈકી સંમિશ્ર અને લંગડી દ્વિચલણ પદ્ધતિ એ બે પદ્ધતિઓ જ મુખ્યત્વે કરીને અસ્તિત્વમાં છે. પરંતુ અમુક વર્ષ પૂર્વે દ્વિચલણ પદ્ધતિનો પણ પ્રચાર હતો એમ ઇતિહાસ પરથી માલુમ પડે છે. આથી આ પદ્ધતિ વિષે થોડાક વિસ્તારી વિવેચનની આવશ્યકતા છે. દ્વિચલણ પદ્ધતિ આખી દુનીયામાં પ્રચારમાં મુકવા યોગ્ય હોઇને તેનો પ્રચાર દુનીયાના પ્રમુખ રાષ્ટ્રોમાં થવો જોઇએ, એવી સૂચનાઓ કેટલાક સંપત્તિશાસ્ત્રકારો તેમજ અમુક દેશના મુત્સદીઓ તરફથી થઇ હતી. વળી આ યોજના બીજી બધી યોજનાઓ કરતાં વધારે લાભદાયી છે એવું પણ તેમણે પ્રતિપાદન કરેલું છે. અર્વાચીન કાળમાં જગત્‌નાં મુખ્ય મુખ્ય રાષ્ટ્રોએ એક ચલણાત્મક પદ્ધતિનો અંગીકાર કરેલો છે; અને ઇતર રાષ્ટ્રો પણ તેનું અનુકરણ કરવાનો વિચાર ચલાવી રહ્યાં છે. આથી દ્વિચલણની યોજનામાં હવે વ્યાવહારિક મહત્ત્વ રહ્યું નથી એ વાત સાચી છે. આમ છતાં પણ આ યોજનાનું અને દ્વિચલણ પદ્ધતિના સ્વરૂપોનું મહત્ત્વ તાત્ત્વિક દૃષ્ટિથી ઘટી જતું નથી. આ ચર્ચા ઉપરથી નાણું અને તેના કાર્યભાગનું સ્પષ્ટીકરણ થતું હોવાથી તે વિષે વિચાર કરવાની આવશ્યકતા છે.

દ્વિચલણ પદ્ધતિનું ખરૂં સ્વરૂપ શું, તેમજ તે પદ્ધતિમાં આખી દુનીયાની ચલણ પદ્ધતિ તરીકે ગણાવા લાયક કયો ગુણ છે, એ પ્રથમ જાણવાની જરૂર છે. ત્યાર પછી આ પદ્ધતિનો સાર્વત્રિક સ્વીકાર કરવામાં શી શી અડચણો છે, તેમજ દુનીયાનું વલણ કયા પ્રકારની ચલણ પદ્ધતિ તરફ છે, તેમજ તે પદ્ધતિ તરફ તેમનું વલણ શા કારણથી છે, એ બધી બાબતો વિચારવી ઠીક થઇ પડશે.

નાણાના કામ સંબંધમાં સોનું અને રૂપું એ બન્નેને દરેક બાબતમાં સરખી સ્થિતિ પર લાવી મૂકવાં, એટલો જ સાર દ્વિચલણ પદ્ધતિમાં રહેલો છે. આમ થવા માટે નીચેની બાબતો પ્રત્યે ધ્યાન અપાવું જોઇએ:

(૧) ખાનગી વ્યક્તિ કોઈ પણ ધાતુ ટંકશાળમાં લાવીને આપે તો તેને અમર્યાદ પ્રમાણમાં નાણાં પાડી આપવાં જોઇએ; એટલે કે, સોનું આપીને અમુક વ્યક્તિ રૂપાનું નાણું, અગર રૂપું આપીને સોનાનું નાણું મેળવી શકે, એટલો જ માત્ર આનો અર્થ થતો નથી. તેમજ નાણું પાડી આપવા માટે કમિશન જ લેવાનું જોઇએ, એવો પણ આનો અર્થ નથી થતો. અમર્યાદ પરિમાણનો અર્થ એ થાય છે કે, એ બન્ને ધાતુનાં નાણાં મુખ્ય નાણાં તરીકે ગણાવાં જોઇએ. તેમાં મુખ્ય અને ગૌણનો ગુણ હોવો જોઇએ નહિ.

(૨) બન્ને ધાતુ કાયદેસર વાપરનાં ચલણ તરીકે ગણાવી જોઇએ; અને કરજદાર પોતાની ઇચ્છામાં આવે તે ધાતુના નાણામાં પોતાનું કરજ ભરી શકે એવો તેને અધિકાર મળવો જોઇએ. અર્થાત્, બન્ને નાણાંની ગણત્રી મુખ્ય નાણાં તરીકે થવી જોઇએ. આ પદ્ધતિમાંયે ઉપ-નાણું વપરાતું હોય તો તેથી અડચણ નથી. પરંતુ બન્ને ધાતુઓ મૂલ્યના પરિમાણભૂત તરીકે ગણાવી

જોઇએ. દરેક મનુષ્યને એકને કિંવા સરકારને પોતાની ઇચ્છામાં આવે તે ધાતુનાં નાણાંમાં નાણાંની ભરપાઇ કરવાની સગવડ હોવી જોઇએ.

(૩) દ્વિચલણ પદ્ધતિમાં સરકાર બન્ને ધાતુઓમાં વિનિમયનું પ્રમાણ કાયદાથી નક્કી કરે છે. આ બાબત કાયદેસરનાં ચલણની કલ્પનાથી આપોઆપ જ નિષ્પન્ન થાય છે. કોઇ પણ ધાતુના નાણામાં પોતાનું કરજ ભરપાઇ કરવાની કરજદારને સગવડ હોય તો એક નાણાનું બીજા નાણા સાથેનું પ્રમાણ કાયદાથી જ નક્કી થવું જોઇએ એ સ્પષ્ટ છે. આ પદ્ધતિ પ્રમાણે એક પૌંડ એટલે સોળ આનાના કસનું અમુક વજનનું સોનું અથવા રૂપું, એટલો જ અર્થ થાય.

એકદેશીય દ્વિચલણ પદ્ધતિઃ- ઔદ્યોગિક દુનીયા ઉપર આધાર ન રાખતાં ગત પ્રકરણમાં જણાવ્યા પ્રમાણેની દ્વિચલણ પદ્ધતિનો અમુક દેશે સ્વીકાર કર્યો એમ માની લઇએ. હવે પ્રશ્ન એ ઉદ્ભવે છે કે, એ પદ્ધતિ કઇ શરત પર ચાલી શકશે? તેમજ તેનો અમલ કેવી રીતે થશે? આ પદ્ધતિનો પૂર્ણપણે અમલ થવા સારૂ બન્ને ધાતુનો ટંકશાળમાં સ્વીકાર થવાની, તેમજ કરજદારને પોતાની ઇચ્છામાં આવે તેટલી રકમ સુધી ગમે તે ધાતુમાં નાણાં ભરપાઈ કરવાની છૂટ હોવાની, તેમજ કાયદાથી નક્કી થયેલી એ પ્રમાણની સ્થિરતા હોવાની—વગેરે બાબતોનો એ પદ્ધતિમાં સમાવેશ થવો જોઇએ એ સ્પષ્ટ છે. હવે આ સ્થિતિ ટકાવી રાખવા માટે જરૂરી અને ખાસ શરત એ છે કે, કાયદાથી ઠરાવેલું બન્ને ધાતુઓમાંનું વિનિમયપ્રમાણ અને બજારનું પ્રમાણ એ બન્ને એક જ રહેવાં જોઇએ. હાલની અંગ્રેજી ચલણ પદ્ધતિમાં જેમ પૌંડ તેમજ તેટલા પૌંડની ચલણી નોટો પૈસાનો કરાર પૂરો કરવા માટે યોજવામાં આવે છે તેમ જ્યાં સુધી આ પ્રામાણૈક્ય કાયમ છે ત્યાં સુધી કરજદાર કિંવા શાહુકારને ધાતુના નાણામાં ભરપાઈ કરવામાં કિંવા તે

સ્વીકારવામાં અડચણ પડે નહિ. પરંતુ એ પ્રમાણૈક્યમાં જો ફેર પડે તો ગ્રૅશમના સિદ્ધાન્તનો જ અમલ થયો એમ સમજવું. ધારો કે અમુક વજનની સોનાની ધાતુના બદલામાં કાયદેસર પ્રમાણ કરતાં વધારે કિંમતનાં રૂપાનાં નાણાં બજારમાં મળવા લાગ્યાં. આવી સ્થિતિમાં જેની પાસે સોનાનું નાણું હોય તે તેને બજારમાં સોનાની કિંમતે વેચે અને તે દ્વારા તે પોતાનું કરજ ભરપાઈ કરે એ દેખીતું જ છે. આ વ્યવહારથી તેને થોડોઘણો પણ લાભ મળે છે. તેમજ આવી સ્થિતિમાં સોનું કોઇ ટંકશાળમાં લઈ જાય નહિ. કારણ કે, બજારમાં તે સોનાના બદલામાં ટંકશાળ કરતાં વધારે રૂપાનું નાણું મળે છે. કોઈ એમ કહેશે કે, એક વખત બન્ને ધાતુનાં નાણાં પ્રચલિત થઇ જાય એટલે તેમના પ્રભાવથી તે કાયદેસર ભાવે પ્રચારમાં રહી શકે. પરંતુ પાછળ કહેવામાં આવ્યું જ છે કે, હિણકસવાળા નાણાની સંખ્યા મર્યાદિત હોય તો જ તે પ્રચારમાં રહી શકે છે. એટલું ખરૂં કે, પ્રથમતઃ એક ધાતુનો થએલો અપકર્ષ સામાન્ય લોકો સમજી જ શકે નહિ. પરંતુ શરાફો અને પેઢીવાળાઓ તો તે તત્કાળ સમજી શકે. અને પેઢીની પૂર્ણવૃદ્ધિની પદ્ધતિમાં ગ્રૅશમના સિદ્ધાન્તનું કાર્ય ઓછું થવાને બદલે વધારે અને ઝડપથી થવા માંડે. બન્ને ધાતુઓનાં નાણાંમાં માત્ર નહિ જેવો—નજીવો—પણ તફાવત હોય તો મોંઘી ધાતુનાં નાણાંનો પ્રચાર તદ્દન અદૃશ્ય થવા લાગે. દાખલા તરીકે ન્યુટને સોનારૂપાનો વિનિમયભાવ નક્કી કરતી વખતે સોનાની કિંમત વધારે રાખી કે તરત જ ઇંગ્લંડમાં રૂપાનાણાંનો પ્રચાર એકદમ બંધ થયો. પરિણામે સોનાનું ચલણ જ વધારે દેખાવા લાગ્યું. આથી ઉલટું ઉદાહરણ જોઇએ તો ફ્રાન્સનું છે. ત્યાં રાજ્યક્રાન્તિને સમયે કાયદા ઘડનારાઓએ રૂપાનો ભાવ સહજ વધારે રાખ્યો એટલે ફ્રાન્સનું ઘણુંખરૂં ચલણ રૂપાનું જ થઈ જવા પામ્યું હતું.

દ્વિચલણ પદ્ધતિમાં મોંઘી થઇ ગયેલી ધાતુનું ચલણ બહુધા દેશબહાર જવા પામે છે અને તે ઓછું થાય છે. ધારો કે દ્વિચલણ

પદ્ધતિવાળા દેશમાં રૂપું અપકૃષ્ટ થયું છે; એટલે કે, તે રૂપાની પરકીય દેશમાંની સોનાની કિંમત દેશની ટંકશાળની કિંમત કરતાં ઓછી થઇ છે. આથી સોનું કાઢી નાખનારા માણસને પરદેશનું રૂપું સોંઘી કિંમતે મળે; અને તે જ રૂપાની દેશની ટંકશાળ વધારે કિંમત આપે. અર્થાત્ આ રીતે સોનું કાઢી નાખનાર માણસને લાભ મળે. આવો લાભ મળે ત્યાં સુધી દેશનું સોનું પરદેશમાં ઘસડાયા કરવાનું અને દેશમાં રૂપાની આયાત થયા કરવાની.

આ રીતે કાયદેસરના અને બજારના ભાવમાં થોડો ઘણો પણ તફાવત પડે કે તરત જ દ્વિચલણ પદ્ધતિ ડગમગવા લાગે છે; અને પરિણામે પ્રત્યક્ષ વ્યવહારમાં પણ આવા ભાવમાં તફાવત પડવાનો કેટલો સંભવ છે, તેય વિચારવા જેવી બાબત છે. એક પક્ષ એમ કહેછે કે, બન્ને ધાતુની ઉત્પત્તિમાં સ્વાભાવિક તફાવત પડે તેમ છે અને તેથી એ બન્ને ધાતુની જોગવાઇમાં પણ તફાવત પડવો જ જોઇએ. તે જ પ્રમાણે જુદાં જુદાં કારણોથી આ ધાતુઓની માગણીમાં પણ તફાવત પડવો સ્વાભાવિક છે. આથી બન્ને ધાતુના બજારભાવમાં તફાવત પડવાનું વધારે સંભવિત થાય છે; અને જો એમ થાય તો દ્વિચલણ પદ્ધતિ ડગમગવા લાગે છે. હવે આ બાબતના સમર્થનમાં દ્વિચલણ પદ્ધતિના વિરોધીઓ એમ કહે છે કે, એ પદ્ધતિમાં સરકારને વારંવાર ભાવ બદલવો પડે છે. બીજી તરફથી વળી એમ પણ કહેવામાં આવે છે કે દ્વિચલણી દેશમાં બીજી ધાતુની એકંદર જોગવાઇ પુષ્કળ હોય તો ધાતુની સમતાવહ ક્રિયાથી બજારભાવ કાયદેસર ભાવથી ઓછોવત્તો થઇ શકે જ નહિ. આના સમર્થનાર્થે આ પદ્ધતિના સમર્થકો યુરોપના ઇ. સ. ૧૮૭૩ સુધીના ઇતિહાસનો દાખલો દે છે. હવે આપણે આ મહત્ત્વના મુદ્દાનો વિચાર કરીએ.

દ્વિચલણ પદ્ધતિની સ્થિરતાના સંબંધમાં જે વિરોધી પ્રમાણ રજુ કરવામાં આવે છે તે એ છે કે કોઇ પણ ધાતુના સંગ્રહમાં કિંવા તેની માગણીમાં થોડો પણ ફેર પડે તો તે ધાતુનો ભાવ કાયદેસર

ભાવની સાથે સરખો રહી શકે નહિ, પણ તેમાં ફેર પડે. પરંતુ સમતાવહ ક્રિયાના સમર્થકો આ જ પ્રમાણનો ઉલટો અર્થ કરે છે. ધારો કે દ્વિચલણી દેશની બહારના દેશોમાં ચાંદીનો ભાવ થોડા પ્રમાણમાં વધ્યો અને તેનો બજારભાવ દ્વિચલણી દેશમાં કાયદેસર ભાવ કરતાં સહેજ ઓછો થયો. પૂર્વે કહેવામાં આવ્યું છે તેમ આવા સમયે દ્વિચલણી દેશમાંનું સોનું બહારના દેશોમાં મળતું સસ્તા ભાવનું રૂપું ખરીદવા માટે ત્યાં ઘસડાઈ જવાનું. પરંતુ એ જ સમયે જો ચાંદીની માગણી વધી પડે તો તેનો ભાવ ચડવા પામે; અને સોનાનો જથ્થો મોટા પ્રમાણમાં હોય તો તેનું મૂલ્ય ઓછું થાય. બન્ને ધાતુની સમતાવહ ક્રિયાને લીધે બજારભાવ કાયદેસરના ભાવના પ્રમાણમાં જ રહેવા પામે. પરંતુ તેમ થવા માટે બન્ને ધાતુ પુષ્કળ જથ્થામાં હોવી જોઇએ. પરંતુ અંતર્રાષ્ટ્રીય દ્વિચલણની યોજનામાં તો એ ધાતુનું પુષ્કળ પ્રમાણ હોવું જ જોઇએ એ સ્પષ્ટ છે. અમુક દેશ એકાકી એટલે સ્વતંત્ર દ્વિચલણ પદ્ધતિનો સ્વીકાર કરે તો તે પડી ભાંગવી જોઇએ, એમ દ્વિચલણ-વાદી સંપત્તિશાસ્ત્રકારો કબુલ કરે છે. પરંતુ એમનું કહેવું એમ છે કે, દુનીયાનો કોઈ પ્રમુખ અને ઔદ્યોગિક દેશ દ્વિચલણ પદ્ધતિનો સ્વીકાર પરસ્પરના સંપથી, જોડાણથી કરે તો તે સારી રીતે ચાલી શકે. એક સ્ટુલને ઊભું રાખવા માટે એક પાયો ન ચાલી શકે, પરંતુ તેમ કરવા માટે ત્રણ કે ચાર પાયા હોવા જોઇએ એ વાત જેમ નિ:શંક છે તે જ પ્રમાણે ઉપર્યુક્ત એ વિધાનોમાં વિસંગતતા જેવું કશું જ નથી. દ્વિચલણ પદ્ધતિમાં સમતાવહ ક્રિયા કેવી રીતે ચલાવી શકાય તે વિશે એક દૃષ્ટાન્ત લઇએ. એમ ધારો કે ઈ. સ. ૧૮૭૩ માં ફ્રેન્ચ તેમજ ઇતર ટંકશાળોની ચાંદી બંધ કરવાને સારૂ મોટા મોટા દેશોએ ૧૫ાા ને ૧ એ ભાવથી અન્તર્રાષ્ટ્રીય દ્વિચલણ પદ્ધતિનો સ્વીકાર કર્યો. હવે પ્રશ્ન એટલો જ રહે છે કે, દ્વિચલણની શરત પાળવા માટેનો એ નક્કી કરેલો ભાવ સ્થિર રહે છે કે નહિ. સમતાવહ ક્રિયાનું પરિણામ તપાસી જોવા માટે અમુક આંકડા

લઇને વિવેચન કરવાથી આ મુદ્દો વધારે સ્પષ્ટ થશે. આનો ઉત્તર આપનારાઓ એવો આક્ષેપ કરે છે કે, અંતર્રાષ્ટ્રીય દ્વિચલણ પદ્ધતિનો સ્વીકાર પછીનાં વીશ વર્ષોમાં સોનાનો ભાવ ઉતર્યો જ હોવો જોઇએ. હવે એક બીજી કલ્પના કરીએ. ધારો કે, નાણું અને ધાતુ મળીને પૈસા માટે ૫૦ કરોડ પૌંડ સોનું પ્રચારમાં છે; તેમજ ચાંદીના પણ ૫૦ કરોડ પૌંડ છે. ( આ આંકડા હમેશના અંદાજ કરતાં ઓછા ધારવામાં આવ્યા છે ) સોનાની વાર્ષિક સરેરાસ પેદાશ બે કરોડ પૌંડની અને ચાંદીની ૬ કરોડ પૌંડની છે. ( આમાં સોનાની પેદાશ સહજ ઓછી અને ચાંદીની સહજ વધારે કલ્પવામાં આવી છે ) હવે દુનીયાની સોનારૂપાની પેદાશમાંથી એક કરોડ પચાસ લાખ પૌંડ સોનું કળાકૌશલ્યનાં કાર્યો અર્થે અને પૂર્વના દેશોમાં મોકલવામાં વપરાય છે; એટલે કે પૈસા માટે ૫૦ લાખ પૌંડ સોનું રહ્યું. હવે ૬ કરોડ પૌંડની ચાંદી પૈકી બે કરોડની ચાંદીનો ઉપયોગ કળાકૌશલ્યના કાર્યાર્થે તેમજ બહાર દેશાવરમાં મોકલવામાં થાય છે; એટલે કે પૈસા માટે ૪ કરોડ પૌંડની ચાંદી રહી. આ રીતે કલ્પના કરીએ તો ૫૦ લાખ પૌંડ સોનું અને ચાર કરોડ પૌંડ ચાંદી દેશનાં નાણાં માટે રહે. (સોનાનો ભાવ ચડે અને ચાંદીનો ભાવ ઉતરે એ બાબતને અનુકૂળ આ કલ્પના કરવામાં આવીછે) માગણી અને જોગવાઇની ઉપર કલ્પેલી સ્થિતિ ધ્યાનમાં રાખીને હવે એવી કલ્પના કરીએ કે, બજારભાવ ૧૫॥ ને ૧ ને બદલે ૨૦ ને ૧ ના પ્રમાણમાં આવીને ઉભો રહ્યો. અર્થાત્ એક ઔંસ સોનાના બદલામાં ૧૫॥ ઔંસને બદલે ૨૦ ઔંસ ચાંદી પડવા લાગી. કાયદેસર રીતે સોનાના નાણાના બદલામાં જેટલાં રૂપાનાં નાણાં મળી શકે તેના કરતાં સોનાની ધાતુના બદલામાં વધારે ચાંદી મળી શકે. અર્થાત્ એમ થાય તો કોઇ પોતાનું સોનું ટંકશાળમાં લઇ જાય નહિ; એટલું જ નહિ, પરંતુ સોનાનું નાણું ગળાઇ જાય અને તેમાંથી નીકળતું સોનું બજારમાં વેચાવા લાગે અને ચાંદીનાં નાણાં પાડવાનું ચાલુ જ રહે. જ્યાં

સુધી કાયદેસર ભાવ અને બજારભાવ સરખા જ રહે ત્યાં સુધી નવું સોનાનું નાણું નહિ પાડતાં તેનું જે નાણું હોય તે પણ ગળાયે જવાનું. હવે બજારભાવ અને કાયદેસરના ભાવમાંના તફાવતનું પરિણામ જોઇયે. આ રીતે એ બધું સોનું રૂપાનાં નાણાનાં બદલામાં વેચાઈ જાય. હવે પ્રશ્ન એ ઉદ્ભવે છે કે, એટલી બધી ચાંદી આવે ક્યાંથી? ચાંદીનાં નાણાં પાડવા માટેની ચાંદીની પેદાશ ફક્ત ચાર કરોડ પૌંડની છે. તે પૈકીની ૫૦ લાખ પૌંડની ચાંદી સોનાના બદલામાં ખપી જાય એટલે બાકીની ૩ કરોડ અને ૫૦ લાખ પૌંડ ચાંદી સિલિકે રહી. આટલી ચાંદી વડે ૫૦ કોટિનું પ્રચારમાં રહેતું સોનું અદૃશ્ય થઈ જવું જોઇયે; અને ઉપરના આંકડા મુજબ પરિણામ આવવાને ઓછામાં ઓછાં પંદર વર્ષ પણ લાગે જ. તેમજ જો કંઈ પ્રતિકૂળ કારણો ન હોય તો તે પૂર્વે પણ દ્વિચલણ પદ્ધતિ પડી ભાંગે.

અહીં સુધી આપણે એક જ બાજુનો વિચાર કર્યો. પ્રચારમાંથી અદૃશ્ય થયેલું એટલું બધું સોનું ક્યાં જતું હશે, એ પ્રશ્ન પણ વિચારવા જેવો છે. એટલું તો સ્પષ્ટ જ છે કે એ બધું સોનું બજારમાં વેચાવા આવવું જોઇયે જ. એટલે કે અગાઉના એક કરોડ અને ૫૦ લાખ પૌંડ સોનામાં, ચાંદીના બદલામાં આવેલા ૪ કરોડ પૌંડ સોનાનો ઉમેરો થયો. તે અરસામાં પૂર્વે જે સોનાનું નાણું પાડવામાં આવ્યું હોય તે પણ ગળાઈ ગયું હોય. અર્થાત્ પૂર્વની વાર્ષિક પેદાશ કરતાં ત્રણ ગણું સોનું બજારમાં એકઠું થવા પામે. આટલા બધા વધી પડેલા સોનાના વધારાની અસર તેના મૂલ્ય પર થયા વગર રહે નહિ એ દેખીતું જ છે. આ રીતે એક વર્ષનો વધારાનો સોનાનો સંગ્રહ દરદાગીનામાં વપરાઈ ગયા પૂર્વે જ સોના રૂપાનો ભાવ જૂના કાયદેસરના ભાવ જેટલો જ આવીને ઉભો રહે એમાં શંકા નથી. આ સમયે ચાંદીની માગણી વધી પડે અને તેનો ભાવ તેજ થાય. તે જ

પ્રમાણે પ્રથમારંભમાં જ્યાં સુધી ચાંદી અપકૃષ્ટ ધાતુ તરીકે રહે ત્યાં સુધી ચાંદી કરતાં સોનાની ઉત્પત્તિને વધારે ઉત્તેજન મળે.

ઉપરના દાખલાથી એમ સમજાશે કે, સમતાવહ ક્રિયાથી દ્વિચલણ પદ્ધતિ આન્તર્રાષ્ટ્રીય હોય તો બિલકુલ પણ ભાંગે નહિ. તે માટે ઐતિહાસિક પ્રમાણો પણ છે. સને ૧૫૦૦ થી ૧૮૭૩ સુધી, એટલે કે લગભગ ચાર શતક સુધી સોના રૂપાના ભાવમાં એકદમ બહુ ભારે ચલવિચલ થવા પામી નથી એમ યુરોપના ઇતિહાસ પરથી જોઈ શકાય છે. આ વિષયની પ્રતીતિ માટે આ ભાગના ૧૦ મા પ્રકરણમાં કોષ્ટક આપેલું છે. આનું કારણ એ છે કે, તે કાળમાં યુરોપમાંના ઘણાખરા દેશોમાં દ્વિચલણ પદ્ધતિ ચાલુ હતી. આથી કરીને સોના રૂપાનો ભાવ તે કાળમાં માત્ર થોડાઘણા ફેરફાર સિવાય બહુધા સ્થિર જ રહેતો. કદાચ ભાવમાં ચઢઉતર થતી તોપણ તે બહુ જ થોડા પ્રમાણમાં થતી; અને તેથી વેપારમાં કોઈ વાર મોટો ધક્કો લાગતો નહિ. વળી સને ૧૮૭૩ ની પૂર્વેના ૧૭ વર્ષના ભાવની સ્થિરતા તો ખાસ લક્ષમાં રાખવા જેવી છે. સને ૧૮૦૧થી સને ૧૮૧૦ સુધી ચાંદીની ઉત્પત્તિ સોનાના કરતાં ત્રણ ગણી હતી; જ્યારે સને ૧૮૫૬ થી ૧૮૬૦ સુધીના ચાર વર્ષમાં ચાંદી કરતાં સોનું ત્રણ ગણું બહાર આવ્યું હતું. આમ છતાં પણ સોના રૂપાના ભાવ સ્થિર રહ્યા હતા. જગતને ખળભળાવી દે તેવી નેપોલીયનના કાળની લડાઇઓ દરમીયાન તેમજ અમેરિકાના પ્રજાકીય વિગ્રહોમાં પણ સોના રૂપાના ભાવ સ્થિર રહ્યા હતા. પરંતુ સને ૧૮૭૩ પછી આ ભાવમાં ક્રાન્તિકારક તફાવત પડતો ગયો. એમ શાથી થવા પામ્યું તે વિષે આપણે આગળ વિવેચન કરવાનું હોઈ હાલ તો આપણે આન્તર્રાષ્ટ્રીય દ્વિચલણ પદ્ધતિની યોજનાઓના લાભ વિચારીને આ વિષય પૂરો કરીયે.

આન્તર્રાષ્ટ્રીય દ્વિચલણ પદ્ધતિના લાભ ખુલ્લા જ છે. પૂર્વના ઈતિહાસ પરથી માલૂમ પડે છે કે, સોના કરતાં ચાંદીનો ભાવ હમેશાં વધારે સ્થિર હોય છે. આથી જો કાયમનો ભાવ સોના રૂપાથી ચલિત ન થયાં કરતો હોય તો બન્ને ધાતુઓ વધારે સ્થિર થાય. અત્યારે આખી દુનીયામાં લોકસંખ્યાની તેમજ ઉદ્યોગની વૃદ્ધિ થઈ રહી છે. આવી વધતી જતી લોકવસતિને તેમજ ઉદ્યોગવૃદ્ધિને પૈસાની વૃદ્ધિની જરૂર પડે જ; અને તે દ્વિચલણ પદ્ધતિદ્વારા જ થઈ શકે. વળી સંપત્તિની વૃદ્ધિ સાથે કળાકૌશલ્યના કાર્યોમાં પણ સોનારૂપાનો વધારે ઉપયોગ થાય છે; કેમકે તેમાં તેની જરૂર પડે છે. મોટા પ્રમાણમાં થતા વ્યાપારને લીધે નાણાનું નુકસાન પણ વધે છે અને તેને પહોંચી વળવા માટે પણ દર વર્ષે ઘણું સોનું રૂપું જોઇયે છે. પરંતુ આ પદ્ધતિથી મોટો લાભ તો એ થાય છે કે, તેને લીધે આખી દુનીયાની ચલણપદ્ધતિ એક થાય અને સોનું અને રૂપું વાપરનારા દેશોની વ્યાપાર સંબંધી અનિશ્ચિતતા પણ દૂર થાય. આ પદ્ધતિથી આખી દુનીયાનો વ્યાપાર વધી શકે; જ્યાં મૂડી થોડી હોય ત્યાં તે તરત જાય; અને ઔદ્યોગિક બાબતમાં પછાત ગણાતા દેશો જલદી આગળ આવે. સારાંશ કે, વજનની બાબતમાં જેમ એક જ પદ્ધતિ સાર્વત્રિક હોવી ઇષ્ટ છે, ટપાલની બાબત પણ જેમ સઘળા સુધરેલા દેશોમાં સર્વસંમત જેવી છે, રેલ્વેની બાબતમાં પણ સઘળા દેશોમાં જેમ એકસૂત્રીપણું આવવા લાગ્યું છે, તે જ પ્રમાણે પૈસાની બાબતમાં પણ સઘળા દેશોમાં એક જ પ્રકારની પદ્ધતિ હોય તો તે ઇષ્ટ છે એ વાત નિઃશંક છે. વળી ઉપર કહ્યું તે પ્રમાણે એવી પદ્ધતિ સાર્વત્રિક થવાથી કંઈ કોઇ દેશનું સ્વાતંત્ર્ય નષ્ટ થતું નથી; તેની વ્યવસ્થાને પણ એ પદ્ધતિથી નુકસાન થતું નથી, કિંવા તેની દેખરેખ પણ ઓછી થતી નથી; એટલું જ નહિ પણ તેને લીધે કોઈ પણ દેશના પ્રત્યક્ષ વ્યવહારના ચલણમાં પણ ફેરફાર પડી શકતો નથી. ઈંગ્લંડનો પૌંડ રહેશે, જર્મનીનો માર્ક રહેશે,

ફ્રાન્સનો ફ્રેંક રહેશે, અમેરિકાનો ડૉલર રહેશે. દેશની આન્તર્વ્યવસ્થામાં કોઇ પણ જાતનો તફાવત પડશે નહિ, પડવાનું કારણ નથી. ટંકશાળનો અધિકાર પણ જે તે દેશનો જ રહેશે. દ્વિચલણ પદ્ધતિના આન્તર્રાષ્ટ્રીય પ્રચાર માટે માત્ર બે જ બાબતની જરૂર છે. એક તો સર્વ રાષ્ટ્રોએ સાથે મળીને સોનારૂપાનો ભાવ નક્કી કરવો જોઇયે; અને ટંકશાળમાં એ બન્ને ધાતુઓનાં નાણાં પડાવીને તેના અમર્યાદ વાપરની કાયદેસર રીતે છૂટ મૂકવી જોઇયે. એટલે કે, ઇંગ્લંડમાં શિલિંગના બદલામાં ઠરાવેલા ભાવના અને પૂર્ણ વજનવાળા શિલિંગ પાડીને તેના સંપૂર્ણ વાપરની છૂટ કાયદેસર કરવી જોઇયે; અર્થાત્ તેને ઉપનાણાનું સ્વરુપ અપાયું છે તે કાઢી નાંખીને તેને મુખ્ય નાણાનું સ્વરુપ આપવું જોઇયે. બાકીના દેશોમાં કોઇ પણ જાતનો વિશેષ ફેરફાર કરવાનું કારણ નથી. ઉપર કહ્યું તે પ્રમાણેની પદ્ધતિ ઇ. સ. ૧૮૭૩ માં કિંવા તેની આસપાસમાં એકસંપીથી અને એકી સાથે આખી દુનીયામાં સ્વીકારાઇ હોત તો આન્તર્રાષ્ટ્રીય દ્વિચલણ પદ્ધતિ સહેજે અમલમાં આવી ગઇ હોત અને દ્વિચલણવાદ એ એક તાત્ત્વિક વાદ રહેવા પામ્યો ન હોત.

પરંતુ હવે તો દ્વિચલણવાદ ફક્ત સંપત્તિશાસ્ત્રના ગ્રન્થોમાં જ રહેશે એ નક્કી છે. કારણ કે જગતના પ્રત્યક્ષ વ્યવહારમાં તે પદ્ધતિ અશક્ય જેવી થઇ પડી છે. જેમ જુદા જુદા ગ્રહો એકત્ર થવાનો યોગ કોઇકિ જ વાર આવે છે—અર્થાત્ એવો યોગ એક વાર ગયો કે પછી તે કદાપિ આવતો જ નથી—તેમ દ્વિચલણ પદ્ધતિનો યોગ પણ એક અવસરે આવો જ હતો. પરંતુ અત્યારે તો તે અદૃશ્ય થયો છે, અને પુનઃ તે દૃશ્યમાન થાય એવો સંભવ દેખાતો નથી.

શાસ્ત્રીય દ્રષ્ટિથી જ્યારે દ્વિચલણ પદ્ધતિ દોષરહિત છે અને બધી રીતે લાભદાયી છે, ત્યારે વર્તમાન કાળમાં સુધરેલાં રાજ્યોનું વલણ એકચલણ પ્રત્યે કેમ દેખાઇ રહ્યું છે, એ પ્રશ્ન

થાય છે. તેમજ ઘણાંખરાં રાષ્ટ્રોએ એકચલણ પદ્ધતિનો વગર ઢીલે સ્વીકાર કેમ કર્યો હશે એ પણ વિચારણીય છે. આનો ઉત્તર એટલો જ છે કે, કેટલીક વાર બે બાબતો પૈકીની જે ઓછી લાભદાયી બાબત હોય છે તે અકસ્માતે પ્રથમ અસ્તિત્વમાં આવે છે. હવે, જો કે આ બાબત આકસ્મિકરીતે જ અસ્તિત્વમાં આવી હોય છે ખરી, પરંતુ તેને અનુકૂળ સંજોગો મળી જવાથી તેનું એ અસ્તિત્વ કાયમનું બનવા પામે છે. આ થાય છે એટલે બીજી વધારે લાભદાયી બાબતને માટે અવસર જ રહેતો નથી. જે પ્રમાણે જડ સૃષ્ટિને ગુરૂત્વાકર્ષણનો નિયમ લાગુ હોય છે, તે જ પ્રમાણે એ નિયમ માનસિક અને વ્યાવહારિક સૃષ્ટિને પણ લાગુ છે જ. આકસ્મિક કારણોથી શરૂઆત થઇ હોય તોપણ એકવાર સારી સંખ્યામાં પરમાણુઓ એક સ્થળે ભેગા થયા કે તરત જ ગુરુત્વાકર્ષણનાં બાકીનાં પરમાણુઓ ત્યાં ભેગાં થઇ જાય છે. આ રીતે પૂર્વે જ્યાં કંઇ જ ન હોય ત્યાં એક જડ પદાર્થ તૈયાર થઇ જાય છે અને તે કાયમી સ્થાન પ્રાપ્ત કરે છે. આવી જ સ્થિતિ વ્યાવહારિક બાબતમાં પણ છે. સુધરેલી દુનીયા એકચલણ પદ્ધતિ પ્રતિ કેમ અને કેવી રીતે વળી તે નીચે બતાવેલા યુરોપના નાણાંના સંક્ષિપ્ત ઇતિહાસ પરથી સમજાશે.

મધ્ય યુગના પ્રથમ પાદમાં યુરોપમાં મ્હોટે ભાગે ત્રાંબુ અને ચાંદી એ બે ધાતુનાં જ નાણાં હતાં. અમેરિકાની શોધ પછી યુરોપમાં સોનાનું નાણું પ્રચારમાં આવવા લાગ્યું. ૧૪ મા અને ૧૫મા સૈકામાં સોનું રૂપું ઝાઝું હાથ લાગ્યું નહિ. વેપારની વૃદ્ધિને લીધે પૈસાની કિંમત વધી અને વસ્તુઓની કિંમત ઘટી. આ વખતે ચાંદીની ઝાઝી પેદાશ થઈ નહિ; અને તેથી સોના રૂપાના ભાવ ફર્યા. ૧૨ ના ૧ થી ૯ ના ૧ સુધી ભાવ આવી ગયા. પણ બે ત્રણ સૈકા સુધી

સાધારણરીતે ૧૦ ના ૧ ના સુમારમાં આ ભાવ ફર્યા કરતો હતો. આ બધો વખત અને પછી પણ ૧૮૧૬ સુધી પ્રત્યક્ષ વ્યવહારમાં યુરોપના સઘળા દેશોમાં દ્વિચલણ પદ્ધતિ ચાલુ હતી એમ કહેવામાં હરકત નથી. છતાં તે પદ્ધતિ આપોઆપ અને અકળિત રીતે અસ્તિત્વમાં આવી હતી; સૌની સંમતિથી ઘડાયેલી, વ્યવસ્થિત સ્વરૂપવાળી કે ખાસ ઘડવામાં આવેલી નહોતી, તેથી તેમાં કેટલીક ત્રૂટીઓ હતી. દરેક દેશ સોના રૂપાનો ભાવ પોતપોતાની મરજી મુજબ ઠરાવે, એટલે ફ્રાન્સમાં તેનો એક ભાવ હોય તો ઈંગ્લંડમાં વળી બીજો જ ભાવ હોય. આ અવ્યવસ્થિતપણાને લીધે એ બે ધાતુનાં નાણાંમાં ફેર પડવા લાગ્યો, કારણ એ રીતે ગ્રેશમના સિદ્ધાન્તનો અમલ શરૂ થયો હતો. પણ સોળમા સૈકામાં અમેરિકામાં ચાંદીની ખાણો જડી આવી અને તેને પરિણામે યુરોપમાં ચાંદીની કિંમતમાં વિલક્ષણ ક્રાન્તિ થવા લાગી. આ ક્રાન્તિ ઈ. સ. ૧૬૬૦ માં પૂરી થઇ એટલે સોના રૂપાનો ભાવ ૧ ના ૧૫, એ પ્રમાણ પર આવી ગયો. ત્યારથી માંડીને ૧૯ મા સૈકા સુધી આ ભાવ ઘણુંખરૂં ઠીક ઠીક સ્થિર રહ્યો. આ કાળમાં સોના રૂપાના ભાવમાં કેટલી યે વાર વધઘટ થઇ, છતાં સોના રૂપાના ભાવના પ્રમાણમાં કંઈ બહુ ભારે ફેરફાર થયો નહિ. આ પ્રતાપ દ્વિચલણ પદ્ધતિનો છે. છતાં આકસ્મિક કારણોને લીધે બીજા દેશોમાં કાયદાથી ઠરેલો ભાવ ચાંદીને અનુકૂળ હતો, ત્યારે ઈંગ્લંડમાં તે સોનાને અનુકૂળ હતો. એને લીધે ઈંગ્લંડમાં સોનાના નાણાનો અને ફ્રાન્સમાં ચાંદીના નાણાનો વિશેષ પ્રચાર થયો. આખા યુરોપમાં ઈંગ્લંડ ઔદ્યોગિક અને વેપારી બાબતોમાં સૌથી વધારે આગળ-પડતું હતું. નેપોલીયનના કાળમાં આખા યુરોપમાં જાદવાસ્થળી મચી હતી તેને લીધે યુરોપનો ધંધો પડી ભાગ્યા જેવો થઇ ગયો હતો. પણ ઈંગ્લંડમાં શાન્તિ હતી; અને જો કે ઈંગ્લંડે નેપોલીયન વિરુદ્ધ આગેવાની લીધી અને ઈંગ્લંડે જ યુરોપના સઘળા દેશોને નેપોલીયન

ામે લડવાને પૈસા પૂરા પાડ્યા, તોપણ એ ઉથલપાથલથી ઈંગ્લંડના
પાર પર ખરાબ અસર ન થઇ, એટલું જ નહિ પણ ઉલટું તેના
પારનું બળ વધારે દૃઢ થયું. ૧૮૧૫ માં નેપોલીયનનો પરાજય થયો
ને ઈંગ્લંડ વિજયશ્રીથી મંડિત થઇને આ ભયંકર યુદ્ધમાંથી બહાર
ાવ્યું. આ યુદ્ધની સમાપ્તિ પછી તો ઈંગ્લંડના વેપારમાં વધારે
ર આવ્યું. આ વખતે ચાંદીનો ભાવ ઉતરી જશે એવી બીક
લંડના મ્હોટા મ્હોટા મુત્સદ્દીઓને પણ લાગી હતી; અને તેથી સોનું
સિક્કાના દ્રવ્ય માટે સૌથી વધારે સ્થિર અને સગવડવાળું છે
મ મનાવા લાગ્યું હતું. વળી ઉદ્યોગ ધંધા અને વેપારની વૃદ્ધિથી
લંડ સમૃદ્ધ થયું હતું, તેથી ભારે ભારે કિંમતનાં સોનાનાં જ નાણું
ારાં એવી માન્યતા ફેલાઈ અને સને ૧૮૧૬ માં ઈંગ્લંડે સોનાની
કચલણ પદ્ધતિ સ્વીકારી. આ સમયમાં ઈંગ્લંડ જ સમૃદ્ધિ, વેપાર
ને એકંદર રાજ્યવિસ્તારમાં પ્રથમપદે વિરાજતું હોવાથી ઈંગ્લંડની
મતિ વગર કોઈ પણ વાત બનવી અશક્ય હતી. વળી ઈંગ્લંડે
તાની એકચલણ પદ્ધતિ નહિ બદલવાનો નિશ્ચય કર્યો એટલે બીજાં
ળાં રાજ્યોને-ઈંગ્લંડનું અનુકરણ કરવાની બુદ્ધિથી કહો કે નાઇલાજે
ા-એક પછી એક એકચલણ પદ્ધતિનું અનુકરણ કરવું પડ્યું.
ા રીતે અહીં ગુરુત્વાકર્ષણનું તત્ત્વ લાગુ પડ્યું. નેપોલીયનના યુદ્ધમાં
લંડે પોર્ટુગલને મદદ કરી હતી. આથી કરીને એ બન્ને રાજ્યો
ચે દોસ્તી વધી અને વેપારના કરારો પણ અરસપરસ સગવડો
પવાના તત્ત્વ પર થવા લાગ્યા. તેથી સને ૧૮૫૪ માં પોર્ટુગલે
એકચલણ પદ્ધતિનો સ્વીકાર કર્યો. આમ એ બન્ને દેશમાં
દીની માગણી છેક જ ઘટી ગઇ. તેને પરિણામે બજારભાવમાં
ઉતર થવા લાગી. ફ્રાન્સમાં તો દ્વિચલણ પદ્ધતિ ચાલુ હતી, પણ
ળા પડી ગયેલા દેશને તે પદ્ધતિ ટકાવી રાખવાનું મુશ્કેલ જણાવા
યું. આથી ઈ. સ. ૧૮૬૫ માં ફ્રાન્સ, ઇટલી, બેલજીયમ અને

સ્વિટ્ઝર્લેન્ડ, એ ચારે દેશોએ મળીને લેટિન યુનિયન બાંધીને દ્વિચલણ પદ્ધતિને વ્યવસ્થિત સ્વરૂપ પર આણી. ઇ. સ. ૧૮૬૪ માં ગ્રીસ પણ આ યુનિયનમાં જોડાયું, અને પછી થોડે થોડે સમયે સ્પેન, રૂમાનીયા, સર્વીયા, બલ્ગેરીયા, એ બધાંએ પોતપોતાની ચલણ પદ્ધતિ લેટિન યુનિયનને મળતી કરી. તે દેશો આ યુનિયનના સભાસદો બની ગયા જેવું જ થયું. આ રીતે એક તરફ દ્વિચલણ પદ્ધતિને વધારે વ્યવસ્થિત સ્વરૂપ પ્રાપ્ત થતું ગયું અને બીજી તરફ એકચલણ પદ્ધતિને વધારે જોર મળતું ગયું. ઇ. સ. ૧૮૭૦ માં ફ્રાન્સ અને જર્મનીની વચ્ચે દારૂણ વિગ્રહ થયો તેમાં ફ્રાન્સે હાર ખાધી અને તેને જર્મનીને ચાર અબજ રૂપીયાની મોટી ખંડણી આપવી પડી. પોતાના દેશમાં આવનારી આવડી મોટી ગંજાવર રકમનો લાભ લઇને જર્મનીએ સોનાની એકચલણ પદ્ધતિ ચાલુ કરવાનો નિશ્ચય કર્યો. ઇંગ્લંડ સમૃદ્ધ બની ગયું તેનું કારણ એકચલણ પદ્ધતિ જ છે, એમ જર્મનીના મ્હોટા મ્હોટા મુત્સદ્દીઓ માનતા થયા હતા. તેથી ૧૮૭૩ ની સાલમાં જર્મનીએ સોનાનું એકચલણી નાણું શરૂ કરી દેશમાંનું ચાંદીનું સઘળું નાણું ગળાવી નાખી તેને બજારમાં વેચવા કાઢ્યું. આખું જર્મની અત્યારે એક રાષ્ટ્ર બન્યું હતું. આવડા મોટા દેશની ચાંદીની માગણી ઓછી થઇ જવાથી અને બજારમાં ચાંદીનો સંગ્રહ વધી પડવાથી ચાંદીનો ભાવ ધડાધડ ઉતરવા લાગ્યો. ગાડી જેમ ઢોળાવ પરથી ઉતરે તેવી ચાંદીની સ્થિતિ થઇ ગઇ. એ બધી સોંઘી ચાંદી ફ્રાન્સના લેટિન યુનિયનની ટંકશાળોમાં ઘસડાઇ આવવા લાગી. આમ ફ્રાન્સની દ્વિચલણ પદ્ધતિ પોતાના શત્રુને બેવડો ફાયદો કરનારી જણાવા લાગી. તેથી જર્મનીની સોંઘી ચાંદીની આયાત પોતાના દેશમાં ન થવા પામે એ હેતુથી લેટિન યુનિયને ટંકશાળમાં ચાંદીના સિક્કા નહિ પાડવાનો કાયદો કરીને ચાંદીના પૂરને અંદર આવતું અટકાવ્યું. તે વખતે ફ્રાન્સ, લેટિન યુનિયનના અન્ય સભાસદો અને યુનાઇટેડ સ્ટેટ્સ,

એમણે સઘળાં મુખ્ય રાષ્ટ્રોની સંમતિથી સઘળા દેશોમાં દ્વિચલણ પદ્ધતિ શરૂ કરવા માટે બહુ ખટપટ કરી. આ માટે ચાર પરિષદો મળી. પણ તેનો નિર્ણય અગાઉથી ઠરાવેલો હોય તેવો જ હતો. દ્વિચલણ પદ્ધતિથી ઈંગ્લંડના લોકોને નુકસાન થાય તેમ હતું, કારણ ઈંગ્લંડે આખી દુનીયાને નાણાં ધીર્યાં હતાં. ઉતરતી પેદાશની સ્થિતિમાં જેમ જમીનનો ખંડ આપોઆપ વધે છે તેમ ઈંગ્લંડની ધીરધાર મોંઘા થતા જતા સોનાનાણામાં રહેલી હોવાથી તેની વ્યાજની આવક એની મેળે વધ્યે જતી હતી. જર્મની તો પોતાના સામર્થ્યની તેમજ તાજા મળેલા વિજયની ફૂલાશમાં હતું અને તેથી તે પણ પોતાની નવીન પદ્ધતિનો ત્યાગ કરવા તૈયાર નહોતું. તે ઉપરાન્ત કેટલાયે સૈકા સુધી કાયમ રહેલો સોના રૂપાનો ભાવ અદૃશ્ય થઇને તે દિવસે દિવસે ઉતરવા લાગ્યો, આથી તેનો હવે શો ભાવ ઠરાવવો એ વિષે સઘળાં રાષ્ટ્રોનો એક મત થતો ન હતો. કારણકે, પ્રત્યક્ષ બજારભાવ કાયમ કરે તો ફ્રાન્સ અને લૅટિન યુનિયનને નુકસાન થાય અને લટિન યુનિયનના કાયદાથી નક્કી કરેલો ભાવ ઠરાવે તો તે ભાવ અને હાલના બજારભાવમાં તો મ્હોટો ગાળો પડી ગયો હતો. આથી જો ચાંદીનો ભાવ કાયદાથી વધારવામાં આવે તોપણ તે ભાવ ખરેખર વધે કે નહિ, તે અનિશ્ચિત હતું. તેથી સઘળા પ્રયત્નો વ્યર્થ ગયા. અમેરિકામાં ચાંદીની ખાણો પુષ્કળ હોવાથી આખી દુનીયા નાણાંની ધાતુ તરીકે તેનો જ સ્વીકાર કરે તો ઠીક, એવી અમેરિકાની ખૂબ ઇચ્છા હતી. દ્વિચલણ પદ્ધતિના પ્રસારમાં સુગમતા થાય એટલા માટે અમેરિકન સરકારે અમુક ચાંદી દર વરસે ખરીદ કરવી જ જોઇયે એવા કાયદાઓ પણ કર્યા. આ જ ઉદ્દેશથી ઇ. સ. ૧૮૭૮માં ત્યાં બ્લૅંડ કાયદો પસાર કરવામાં આવ્યો. શરમેન કાયદો ઇ. સ. ૧૮૯૦માં કરવામાં આવ્યો. આને લીધે અમેરિકામાં ચાંદી વધી પડી અને સોનું દેશમાંથી છેક નાબૂદ થયા જેવું થયું. યુરોપની બહારના

રૂપાના ઉતરતા ભાવને લીધે હિન્દુસ્તાનની તીજોરી પર માઠી અસર થવા લાગી. હિન્દુસ્તાનને હોમચાર્જીસ તરીકે ઇંગ્લંડને મોકલવાં પડતાં નાણાંની કિંમત રૂપીયામાં ગણાવા લાગી અને હિન્દી સરકારને પોતાના જમાઉધાર પાસાના ટાંટીયા મેળવતાં પંચાત પડવા લાગી. કારણુ આ બધી ભાંગતોડને લીધે ચાંદીનો ભાવ જે એક વાર ઘટયો તે હંમેશાં ઘટતો જ ગયો. ઇ. સ. ૧૮૭૨ માં પૂરાં થતાં સો વર્ષમાં સોના રૂપાનો ભાવ ૧ ના ૧૫ થી ૧૫ાા સુધી હતો. અર્થાત્ સોના રૂપાની પેદાશમાં ગમે તેટલો તફાવત પડયો હોય તોપણુ જે ભાવ લગભગ એક સૈકા સુધી સ્થિર રહ્યો હતો તે જ ભાવ ઈ. સ. ૧૮૭૩ થી ઈ. સ. ૧૮૯૩ સુધીનાં વીસ વરસમાં ૧ ના ૨૬ નો થઈ ગયો; એટલે કે લગભગ દોઢાથી પણુ વધી ગયો. આથી હિન્દુસ્તાન સરકારનાં હોજાં ગગડી ગયાં, અને પોતાની તીજોરીઓને દેવાળું કાઢવું પડશે માટે નાણાં ાવષેનો કાયદો ઘડવાની જરૂર છે એમ માનીને તેણે હિન્દી વજીરને કેટલીક સૂચનાઓ મોકલી. તેનો વિચાર ચલાવવા માટે હર્શેલ નામના ગૃહસ્થના અધ્યક્ષપણા નીચે હર્શેલ કમિટી નીમવામાં આવી. તેની સૂચના પ્રમાણે ઈ. સ. ૧૮૯૩ની આખરમાં હિન્દુસ્તાન સરકારે પોતાની ટંકશાળો બંધ કરી અને રૂપીયાની સંખ્યા કમી કરી રૂપીયાની કિંમત કૃત્રિમ રીતે વધારીને હુંડીયામણુની પોતાની અડચણુમાંથી મુક્ત થવાનો માર્ગ કાઢયો. આ કાયદાથી રૂપીયાની જે ખૂબ મ્હોટી માગણી હતી તે ઘટી ગઈ અને ચાંદીનો ભાવ વધારે ઉતરતો ગયો. આ પ્રમાણે હિન્દુસ્તાનમાં ચાંદીનાં ખુલ્લાં નાણાં બંધ થયાં એટલે અમેરિકાએ પોતાનો શરમેન કાયદો રદ કર્યો. આમ અમેરિકાને દ્વિચલણુ પદ્ધતિના પ્રસારનો માર્ગ સરળ કરવાનો પ્રયત્ન છોડી દેવો પડયો. હિન્દુસ્તાન અને અમેરિકાના આ બે કાયદાઓથી ચાંદીનો ભાવ ગગડી ગયો. ૧૮૯૦ માં જે ભાવ ૧૯૩/૪ ના ૧ ના પ્રમાણુમાં હતો તે ફક્ત ચાર જ વર્ષના ગાળામાં

એટલે ૧૮૯૪ માં ૩૨ની ૧ ના ૧ ના પ્રમાણ પર આવીને ઉભો. અમેરિકાએ વળી બીજાં થોડાં વરસ ચાંદીના પ્રસાર માટે પ્રયત્ન કર્યો. પણ તે પ્રયત્ન અરણ્યરૂદન જેવો હતો. એક પછી એક એમ સઘળા દેશોએ ઈંગ્લંડ અને જર્મનીનું અનુકરણ કરીને એકચલણ પદ્ધતિનો સ્વીકાર કર્યો. દાખલા તરીકે ૧૮૯૨માં ઑસ્ટ્રિયાએ એક-ચલણ પદ્ધતિને કાયદેસર બનાવી. ૧૮૯૫માં ચિલી દેશે પણ તેમજ કર્યું. છેવટે રશીયા અને જાપાન એ બે દેશોએ પણ ઈ. સ. ૧૮૯૭માં સોનાનાં નાણાંનો સ્વીકાર કર્યો. હિન્દુસ્તાનમાં ઈ. સ. ૧૮૯૩માં જે ધોરણ સ્વીકારવામાં આવેલું તેથી હુંડીયામણ પર ધારેલું પરિ-ણામ થતું ગયું. શરૂ કરેલા ધોરણની પરિપૂર્ણતા કરવાનો ૧૮૯૯માં હિન્દુસ્તાન સરકારે ઠરાવ કર્યો અને હિન્દમાં સોનાના પૌંડની લેણદેણનું ચલણ કાયદેસર બનાવ્યું. રૂપીયો માત્ર ૧૬પૈસા જેવો ગણાવા લાગ્યો; તોપણ તેને અમર્યાદ પ્રમાણમાં ચલાવવાનું નક્કી થયું. ૧૯૦૦ માં અમેરિકાએ છેવટે સોનાની જ એકચલણ પદ્ધતિનો સ્વીકાર કર્યો.

જગતનાં મુખ્ય રાષ્ટ્રોની ચલણ પદ્ધતિનો ઇતિહાસ આ છે. આખા જગતમાં એકચલણ પદ્ધતિનો ચપોચપ સ્વીકાર કેવી રીતે થયો તે આ ઉપરથી સમજાશે. એકચલણ પદ્ધતિ અને દ્વિચલણ પદ્ધતિ વચ્ચે વર્ષોનાં વર્ષો સુધી સતત યુદ્ધ જામ્યું હતું, અને કેટલાક વખત સુધી તો કઈ પદ્ધતિનો વિજય થશે એ પણ કહેવું કઠણ હતું. તાત્વિક દૃષ્ટિથી તો દ્વિચલણ પદ્ધતિને વિજય મળવો જોઇતો હતો, પણ દુનીયામાં બધી વસ્તુઓ તાત્ત્વિક દૃષ્ટિથી જ બને એવો કંઈ નિયમ નથી. તેમાં આકસ્મિકપણું કરીને પણ એક ભાગ હોય છે. આ બાબતમાં પણ એમ જ બન્યું. આકસ્મિક કારણોને લીધે ઈંગ્લંડમાં મ્હોટે ભાગે નાણું સોનાનું જ થઈ ગયું હતું; ઈંગ્લંડના વધતા જતા વ્યાપારથી તે સમૃદ્ધ બનવા લાગ્યું હતું; ચાંદીનો ભાવ ઘટયે જ જશે કે શું એવી શંકા તે કાળના મુત્સદ્દીઓને થઈ હતી; તેથી ૧૮૧૬ની

સાલમાં ઈંગ્લંડે સોનાની એકચલણ પદ્ધતિનો સ્વીકાર કર્યો. સમાન સામર્થ્યની ગજગ્રાહની રમતમાં રમનાર બે પક્ષોમાંથી વિજયશ્રી કયા પક્ષને માળ અર્પશે એ કહેવું જેમ કઠણ છે, તેમ ૧૮૧૬ થી ૧૮૭૩ સુધીના કાળમાં એકચલણ અને દ્વિચલણ પદ્ધતિ પૈકીની કઈ પદ્ધતિને વિજયશ્રી મળશે તે કહેવું પણ મુશ્કેલ હતું. પણ ૧૮૭૩માં જર્મનીએ ઈંગ્લંડનું અનુકરણ કર્યું. પછી જેમ ગજગ્રાહમાં કેટલાક વખત સુધી બન્ને બાજુનું જોર સરખું રહે છે અને દોરડું વચ્ચોવચ રહે છે, પણ એક વાર એક બાજુએ જોર વધ્યું કે પછી તરત જ બીજો પક્ષ પાછો હઠવા લાગે છે, તે પ્રમાણે ઈંગ્લંડ અને જર્મની જેવાં બે બલવાન રાષ્ટ્રની શક્તિ એકત્ર થવાથી એકચલણ પદ્ધતિનું જોર વધ્યું; અને અમેરિકા તેમજ લૅટિન યુનિયને દ્વિચલણ પદ્ધતિ માટે ઘણી જ ઝીક ઝીલી છતાં એ રીતે ચલણ યુદ્ધનું તો છેવટ આવ્યા જેવું જ થયું. અને પાછળ લખ્યા પ્રમાણે હિન્દુસ્તાન જેવા વિશાળ દેશે પણ ચાંદીને નિર્નિષ્કત્વ આપ્યું. એટલે તો પછી એકચલણ અને દ્વિચલણ પદ્ધતિનું યુદ્ધ પૂરૂં થયું અને પરિણામે સઘળાં રાષ્ટ્રોએ એક પછી એક ચપોચપ એકચલણ પદ્ધતિનો સ્વીકાર કરવા માંડયો.

---

# પ્રકરણ ૯ મું

## હિન્દુસ્તાનનું નાણું અને ચલણ પદ્ધતિ

હિન્દુસ્તાનની સંસ્કૃતિની અતિ પ્રાચીનતાને લીધે તેમજ તેના પૂર્વકાળના ઇતિહાસના અભાવને લીધે હિન્દુસ્તાનનું નાણું એ સંપત્તિ-શાસ્ત્રનો વિષય ન રહેતાં અત્યારે પુરાતત્ત્વ સંશોધનનો એક મહત્ત્વનો ભાગ થયો છે. પણ અહીં આપણે એ દૃષ્ટિથી બિલકુલ વિચાર કરવાનો નથી. એટલું ખરૂં કે નાણાંની કલ્પના હિન્દુસ્તાનમાં ઘણા જૂના કાળથી પરિચિત છે એમાં શંકા નથી. સંસ્કૃતનો આદિ ગ્રન્થ જે ઋગ્વેદ તેમાં નાણાંની કલ્પના દેખાતી નથી. ઋગ્વેદ કાળના ઋષિઓને સોનું અને લોઢું એ ધાતુઓની માહીતી હતી એ નિર્વિવાદ છે. એ ધાતુઓનો પૈસા તરીકે ઉપયોગ થતો હશે કે કેમ એ કહેવું મુશ્કેલ છે. પણ જે પ્રમાણે અન્ય દેશોમાં પૈસાનો વિકાસ થતો ગયો તે જ પ્રમાણે અહીં પણ થયો હશે, એ દેખીતું છે. ગોપાલવૃત્તિવાળા સમાજમાં ઢોરઢાંખરનો નાણા તરીકે ઉપયોગ થતો એમ સમાજશાસ્ત્રમાં કહ્યું છે; વળી સંસ્કૃત ભાષાનાં કોઇ કોઈ વાક્યો પરથી એ સ્થિતિમાંથી આર્યલોકો પસાર થયા હશે એમ સ્પષ્ટ દેખાય છે. 'ઇતિર વસ્તુઓનું મૂલ્ય અમુક ગાયો જ હતું' અથવા 'અમુક ગાયોનું પારિતોષિક મળ્યું' એવાં એવાં વાક્યો સંસ્કૃત વાઙ્મયમાં મળી આવે છે. તે પરથી એમ માનવાનું કારણ મળે છે કે આર્ય લોકો ગોપાલવૃત્તિની દશામાંથી પસાર થયા હોવા જોઇયે, અને તે કાળમાં ઢોરનો પૈસા તરીકે ઉપયોગ થતો હશે. પણ સોનાની ધાતુની માહીતી મળ્યા પછી તરત જ સોનાનો પૈસા તરીકે ઉપયોગ થવા લાગ્યો હોવો જોઇયે.

અશોકના સમયમાં નાણુંનો પ્રચાર સારી પેઠે થયો હતો; કેમકે તે કાળના ઘણા સિક્કા મળી આવ્યા છે. તેથી સુમારે ઇ. સ. પૂર્વે ત્રણુસો વર્ષથી હિન્દુસ્તાનમાં સોના રૂપાના નાણાંનો પ્રચાર જણાય છે એમાં શંકા નથી.

પરંતુ હિન્દુસ્તાનના આ બાબતના ઇતિહાસનો અભાવ હોવાથી વિગતવાર માહીતી મળી શકે એમ નથી. તે સિવાય પૂર્વકાળમાં હિન્દુસ્તાનમાં હજારો સ્વતંત્ર રાજ્યો હતાં. અર્થાત્ હિન્દુસ્તાન એક ખંડ જેવો હતો અને જેમ 'યુરોપની ચલણ પદ્ધતિ' એ શબ્દપ્રયોગ અર્થ વગરનો છે તેમજ હિન્દુસ્તાનમાં પણ હતું. હિન્દુસ્તાનના જુદા જુદા પ્રાન્તોમાં જૂદી જૂદી જાતનાં નાણાં ચાલતાં. પણ સામાન્ય રીતે હિન્દુસ્તાનમાં ઘણા સૈકા સુધી દ્વિચલણ પદ્ધતિ ચાલુ હતી એમ કહેવામાં હરકત નથી. અર્થાત્ હિન્દુસ્તાનમાં પણ યુરોપના જેવી જ સ્થિતિ હતી. મહાન અકબરના સમયમાં હિન્દુસ્તાનનો ઘણો મોટો ભાગ એક છત્ર નીચે આવ્યો અને એ રાજ્યમાં બીજા બધા સુધારા સાથે ચલણ પદ્ધતિને પણ વ્યવસ્થિત સ્વરૂપ અપાયું એમ 'આઇને-અકબરી' પરથી માલુમ પડે છે. આ ગ્રન્થમાં એ વિષે ઘણી માહીતી આપવામાં આવી છે. પૂર્વે નાણાંની ટંકશાળો પુષ્કળ હતી અને તે ખાનગી હતી; પણ અકબરે આ બધો ગોટાળો કાઢી નાખી ટંકશાળના મુખ્ય અને ગૌણ એવા ભેદ કરીને ટંકશાળોની સંખ્યા ઓછી કરી નાંખી. સર્વ પ્રકારનાં નાણાં પાડવા માટે મુખ્ય ચાર જ ટંકશાળો રહેવા દેવામાં આવી. એક આગ્રામાં, એક બંગાળમાં, એક અમદાવાદમાં અને એક કાબુલમાં, એ પ્રમાણે ચાર ટંકશાળો રાખવામાં આવી. માત્ર રૂપાનાં અને ત્રાંબાનાં નાણાં પાડવા માટે બીજાં દશ સ્થળે પરવાનગી અપાઇ હતી, અને તે ઉપરાંત ત્રાંબાના પૈસા પાડવા માટે દેશમાં બીજી ચોવીસ જગ્યાઓ ઠરાવવામાં આવી હતી.

'આઇને-અકબરી' માં અકબરના કાળમાં ચાલતાં નાણાંની માહીતી આપેલી છે. નાણાંનો આકાર કેવો હતો, તેનું વજન કેટલું હતું, બીજાં નાણાંની સાથે તેનો કેટલા પ્રમાણમાં વિનિમય થઇ શકતો, તેના પર કયા અક્ષરો અને વાક્યો કોતરવામાં આવતાં, એ બધી માહીતી એ ગ્રન્થમાં મળે છે. આ ઉપરથી એમ દેખાય છે કે અકબરના કાળમાં સોનું, રૂપું અને ત્રાંબું એ ત્રણ ધાતુના સિક્કા પાડવામાં આવતા. સોનાના સિક્કા અનેક જાતના હતા. રૂપાનું નાણું રૂપીયા હતા અને ત્રાંબાનું નાણું દામ હતા. સઘળી મુસલમાની રિયાસતોમાં લગભગ આખા હિન્દુસ્તાનમાં દ્વિચલણ પદ્ધતિ જ ચાલુ હતી. હોન, મહોર, દીનાર, એ બધાં સોનાનાં નાણાં હતાં. સોનાનું વિશેષ વપરાશનું નાણું મહોર જ હતી. મહોર એ શબ્દ ફારસી ભાષાનો છે અને તેનો અર્થ 'સિક્કો' થાય છે. તે કાળમાં સોનાના ટુકડા પર રાજાનો સિક્કો પાડીને નાણાં પાડવાની પદ્ધતિ હતી, એમ વ્યુત્પત્તિ પરથી દેખાય છે.

શિવાજીના કાળમાં દક્ષિણમાં હોનનો વધારે પ્રચાર હતો એમ દેખાય છે; કારણ કે શિવાજીના અષ્ટ પ્રધાનોનો પગાર હોનમાં જ અપાતો એમ ઇતિહાસ પરથી જણાય છે. શિવાજીને રાજ્ય મળ્યા પછી તેણે પોતાના નામના પૈસા અગર શિવરાઇ પાડ્યા. શિવાજીએ પોતાના નામનો રૂપીયો પણ પાડ્યો હતો. પણ આ બે પ્રકારનાં નાણાં પૈકી રૂપીયો બહુ રૂઢ થવા પામ્યો નહિ. પરંતુ પૈસો આખા દક્ષિણ-મહારાષ્ટ્ર અને કર્ણાટકમાં, એટલું જ નહિ પણ મરાઠી રાજ્યનો જે જે પ્રાન્તોમાં વિસ્તાર થયો તે સઘળા પ્રાન્તોમાં, શિવરાઇ તરીકે પ્રચાર પામ્યો અને પૂરેપૂરો રૂઢ થયો. મરાઠીશાહીમાં ટંકશાળનું કામ સરકારે પોતાના હાથમાં લીધું નહોતું. ટંકશાળો ખાનગી લોકોના હાથમાં જ હતી. છતાં ટંકશાળ કાઢવા માટે સરકારની પરવાનગી લેવી પડતી. મહારાષ્ટ્રમાં તે કાળે પુષ્કળ સોના રૂપાના અનેક સિક્કા ચાલતા

હતા, પણ રૂપીયાનો પ્રચાર વિશેષ હતો. હિન્દુસ્તાનની ચલણ પદ્ધતિનો આટલો સંક્ષિપ્ત ઇતિહાસ આપ્યો. આ સર્વ કાળમાં 'હિન્દુસ્તાનની ચલણ પદ્ધતિ' એ શબ્દપ્રયોગ બહુ સાર્થ નહોતો. આખા દેશમાં સોનાનું અને રૂપાનું નાણું ચાલતું એ ખરૂં, પણ જુદા જુદા પ્રાન્તોમાં જુદી જુદી જાતનું નાણું હતું, અને તેના વજન, આકાર વગેરેમાં પણ તેટલો જ તફાવત હતો. તે જ પ્રમાણે દરેક પ્રાન્તનાં નાણાંમાં હિણકસપણું પણ વધારે ઓછા પ્રમાણમાં હતું. તેથી તે કાળમાં ચલણપદ્ધતિને વ્યવસ્થિત કે ચોક્કસ સ્વરૂપ મળવું અશક્ય હતું. નાણાંનાં પ્રકાર આમ વિવિધ હોવાથી તેનું વજન કરીને અને પારખીને લેવાની પદ્ધતિ પ્રચલિત હતી. પણ બ્રિટિશ અમલમાં હિન્દુસ્તાનમાં આજ સુધી નહિ બનેલી એવી એક ઘટના બનવા પામી. કાશ્મીરથી કન્યાકુમારી સુધી અને દ્વારકાથી પુરી સુધીનો આ આખો વિશાળ દેશ એક જ રાજ્યછત્ર નીચે આવ્યો. અને તે પછી જ હિન્દુસ્તાનની વ્યવસ્થિત ચલણ પદ્ધતિ શરૂ થવાનું શક્ય બન્યું. પ્રથમથી જ કંપની સરકાર રૂપીયા પાડતી અને તે રૂપીયો યોગ્ય વજન અને કસવાળો હોવાથી લોકપ્રિય થયો. કંપની સરકારના રૂપીયા લોકો તોળ્યા વગર માત્ર ગણીને જ લઈ લેતા. આનું કારણ એ હતું કે એ રૂપીયામાં દગો નહોતો એવી લોકોને ખાત્રી હતી. ત્યાર પછી કંપની સરકારના હાથમાં હિન્દુસ્તાનનાં રાજ્યસૂત્રો આવ્યાં અને તેનું સામ્રાજ્ય અખિલ ભારતવર્ષ પર ફેલાયું. આ સમયે અર્ધવટ અને અવ્યવસ્થિત ચલણ પદ્ધતિ અસંતોષકારક લાગવા માંડી. વળી ૧૮૧૬માં ઈંગ્લંડમાં સોનાના ચલણની કાયમી સ્થાપના થઈ તે વખતે હિન્દુસ્તાન ગરીબ દેશ છે, હિન્દુ લોકોને સોના કરતાં રૂપું વધારે ગમે છે, એવી એવી અંગ્રેજી અમલદારોની માન્યતાઓને લીધે જો કે હિન્દુસ્તાનમાં દ્વિચલણ પદ્ધતિ ચાલુ હતી તોપણ તે કાઢી નાંખીને ૧૮૩૫માં એકચલણ પદ્ધતિ શરૂ કરવામાં આવી. આખા હિન્દુસ્તાનમાં આ જ વખતે એકચલણ

પદ્ધતિ શરૂ થઇ એમ કહીયે તોપણ ચાલે. ૧૮૦ ગ્રેનનો રૂપીયો એ જ એક કાયદેસર ચલણ ઠર્યું. તેમાં ૧૦૦ ભારે ૯૧ ભાર શુદ્ધ ચાંદી હોય છે. ૧૮૯૩ સુધી ચાંદી માટે ટંકશાળો ખુલ્લી હતી. સારાંશ કે ઇ. સ. ૧૮૯૩ સુધી ઈંગ્લંડની પેઠે હિન્દુસ્તાનમાં પણ એક-ચલણ પદ્ધતિ હતી. માત્ર સોનાને બદલે અહીં ચાંદીને કાયદેસર ચલણ ઠરાવવામાં આવ્યું. ૧૮૩૫નો કાયદો કરવામાં આવ્યો તોપણ ઈ. સ. ૧૮૫૨ સુધી સરકાર સોનાનાણું તીજોરીમાં સ્વીકારતી હતી; અને ૧૮૫૪–૫૫માં ૪૧૨૦૦૦ પૌંડનું નાણુ સરકારે હિન્દુસ્તાનમાંથી ઈંગ્લંડ મોકલ્યું હતું. તે જ પ્રમાણે હિન્દુસ્તાનમાં સોનાનો ઓઘ પણ કંઇ કમ નહોતો. ૧૮૬૨ થી ૧૮૭૦ સુધીનાં આઠ વર્ષમાં હિન્દુ-સ્તાનમાં પાંચ કરોડ પૌંડનું સોનું આવેલું દેખાય છે. ૧૮૬૪માં સર ચાર્લ્સ ટ્રેન્હેલિને હિન્દુસ્તાનમાં બ્રિટિશ પૌંડનું સોનાનાણું શરૂ કરવાની સૂચના પણ કરી હતી.

પણ ૧૮૩૫માં શરૂ કરવામાં આવેલી એકચલણ પદ્ધતિ સારી રીતે ચાલતી હોવાને લીધે તેમાં ફેરફાર કરવાનું સરકારને યોગ્ય લાગ્યું નહિ. છતાં ગયા પ્રકરણમાં વર્ણવ્યા પ્રમાણેના યુરોપમાંના બનાવોથી તેમજ ચાંદીની વધતી જતી પેદાશથી ૧૮૭૩ થી ચાંદીનો ભાવ ઘટવા લાગ્યો. ૧૮૫૮માં હિન્દુસ્તાનનું રાજ્ય પ્રત્યક્ષ રીતે રાણીના હાથમાં ગયા પછીથી હિન્દુસ્તાનનું ઈંગ્લંડમાંનું ખર્ચ ઝપાટાબંધ વધતું ચાલ્યું. વળી ૧૮૫૭ નો બળવો શમાવવાનું ખર્ચ તેમજ તે જ અરસામાં હિન્દુસ્તાનમાં શરૂ થયેલી રેલ્વેઓનું ખર્ચ, એ બે કારણોથી હિન્દુસ્તાનનું ખર્ચ વધતું જ ગયું. વળી 'હોમ ચાર્જીસ'ના ખર્ચમાં પણ ઝડપથી વધારો થતો ગયો અને હુંડીયા-મણના દર જેમ જેમ ઓછા થતા ગયા તેમ તેમ હિન્દુસ્તાનને દર વર્ષે ઈંગ્લંડમાં વધારે ને વધારે રૂપીયા મોકલવા પડ્યા. આ રીતે હિન્દુસ્તાનની તીજોરીઓ ખાલીખમ થઈ ગઇ અને પરિણામે હિન્દુ-

આમને પોતાની ચલણ પદ્ધતિમાં ફેરફાર કરવાની આવશ્યકતા વધારે લાગી. હુંડીઆમણનો ભાવ વધારવાનો સાદો ઉપાય એ રૂપીઆનો ભાવ કૃત્રિમપણે વધારવો તે. દ્વિચલણ વિષે ઈંગ્લંડની સરકાર હિન્દુસ્તાન સરકારને કશી સૂચના કરી ન શકી. તેણે પોતાપૂરતો વિચાર કરીને એક ધોરણ ઘડી કાઢયું અને તેને સિદ્ધ કરવા માટે વ્યવસ્થિત પ્રયત્નો શરૂ કર્યા. આ બધા પ્રયત્નોમાં વિલાયતના મુત્સદ્દીઓની 'ત્રણ ઠગની વાત' માંના બ્રાહ્મણ જેવી સ્થિતિ થઈ. પહેલાં તો ૧૮૭૮ માં કૃત્રિમ રીતે રૂપીયાની કિંમત વધારીને તેમજ ચાંદીનાં નાણાં પાડવાનું બંધ કરીને પોતાની અડચણ ટાળવાની પરવાનગી હિન્દુસ્તાનની સરકારે માગી. પણ તે વખતે વિલાયતના મુત્સદ્દીઓએ, કૃત્રિમ રીતે પૈસાની કિંમત વધારવી ઠીક નથી, દેશની ચલણ પદ્ધતિ સ્હેજે આપોઆપ ચાલુ રહી શકે એવી હોવી જોઇયે, એ જ શાસ્ત્રીય તત્ત્વ છે, અને તેથી ચલણ પદ્ધતિમાં ફેરફાર કરવો એ હિન્દુસ્તાન સરકાર માટે ઠીક નથી, એવો સ્પષ્ટ અભિપ્રાય નિઃશંકપણે આપ્યો. આથી એ વાત એટલેથી જ અટકી પડી. આ તરફ રૂપીયાનો ભાવ ઉતરતો જ ગયો. હિન્દુસ્તાનની સરકારની અડચણ વધતી ચાલી. તેથી ફરીવાર હિન્દુસ્તાનની સરકારે એ વિષે ઈંગ્લંડને લખ્યું. આ બીજી વખતના લખાણનો ઉત્તર પ્રથમના જેટલો સ્પષ્ટ, નિઃસંશય અને વજનદાર ન મળ્યો. હિન્દુસ્તાનના કહ્યા પ્રમાણે કરવાની જરૂર છે કે કેમ, એવી શંકા વિલાયતની સરકારને થઇ. છતાં એ સૂચના તો મંજુર ન જ થઇ. વળી ૧૮૯૨ માં પૈસા વિષે કંઈ પણ એકમતી ધોરણ ઠરાવવા માટે ભરાયલી પરિષદ્‌ની દશા પહેલાંની પરિષદોના જેવી જ થઇ. અર્થાત્, પરિષદ્ કશા ઠરાવ કર્યા વગર જ વીખરાઇ ગઇ. આ જ વર્ષે એક રૂપીયાનો ભાવ એક શિલિંગ અને એક પેન્સ થયો ત્યારે 'હવે અમારે માટે તરણોપાય નથી; હોમ ચાર્જીસનું ખર્ચ હવે અમારાથી ભરી શકાશે નહિ' એવી મતલબનો તાર હિન્દુસ્તાન

સરકારે વિલાયતની સરકારને કર્યો અને રૂપીયાની કિંમત કૃત્રિમ રીતે વધારવાની સૂચના ફરી કરી અને તે માટે પરવાનગી પણ માગવામાં આવી. વિલાયતની સરકારે તે સૂચના હર્શલ કમિટી તરફ મોકલી દીધી. આ કમિટીએ એ સૂચના પર વિચાર ચલાવ્યો અને તે માટે પોતાનો અભિપ્રાય આ વખતે દર્શાવ્યો. એ કમિટીના રિપોર્ટ પ્રમાણે હિન્દુસ્તાનની સરકારે સને ૧૮૯૩માં ટંકશાળો બંધ કરી.

હિન્દુસ્તાનની ઔદ્યોગિક સ્થિતિ ઉપર આ ધોરણનું સુપરિણામ આવશે કે દુષ્પરિણામ આવશે, અથવા સંપત્તિશાસ્ત્રની દૃષ્ટિથી આ ધોરણ યોગ્ય છે કે નહિ, એ વિષે તે કાળમાં મોટા મોટા મુત્સદ્દીઓમાં તીવ્ર મતભેદ હતો. પણ અહીં એ ચર્ચામાં ઉતરવાની જરૂર નથી. દુનીયામાંની સોના રૂપાના ભાવની ઉથલપાથલથી ઉભી થયેલી અડચણો દૂર કરવાનો ખરો માર્ગ એ છે કે સઘળાં મુખ્ય રાષ્ટ્રોએ સાથે મળીને એકમતીથી દ્વિચલણ પદ્ધતિનો સ્વીકાર કરવો. એ વિષે આપણે પાછળ વિવેચન કરી ગયા છીયે જ. પણ પોતાની ચલણ પદ્ધતિ ન બદલવાનો બ્રિટીશ સરકારનો નિશ્ચય હતો, તેથી એ માર્ગ તો બંધ જ હતો. આથી હિન્દુસ્તાનની સરકારને પોતાના હાથમાંનો શક્ય હતો તે માગ સ્વીકારવો પડ્યો અને ઉપર જણાવ્યા પ્રમાણે ૧૮૯૩માં હિન્દુસ્તાન સરકારે ચાંદીની ટંકશાળો બંધ કરી. આ રીતે નવા રૂપીયા ન પાડીને તેની સંખ્યા તેણે કમી કરી; અને રૂપીયાની કિંમત કૃત્રિમ રીતે વધારીને પોતાની અડચણમાંથી નીકળવાની યોજના હિન્દુસ્તાનની સરકારે અમલમાં મૂકી. આ કાયદાથી હિન્દુસ્તાનની ચલણ પદ્ધતિમાં હજુ યે તફાવત પડ્યો નથી. ચલણ પદ્ધતિ એકચલણ પદ્ધતિ જ રહી. માત્ર લોકોને ચાંદી આપીને રૂપીયા પડાવવાનો હક રહ્યો નહિ. આ કાયદાનું ધારેલું પરિણામ આવવા લાગ્યું, હુંડીયામણનો ભાવ વધતો ચાલ્યો અને કાયદાથી ઠરાવેલા ભાવ પર—એટલે ૧ શિલિંગ અને ચાર પેન્સના ભાવ પર—હુંડીયામણનો ભાવ

આવીને અટક્યો. ત્યાર પછી ૧૮૯૮માં હિન્દુસ્તાન સરકારના ધોરણ વિષે વિચાર ચલાવવા માટે ફાઉલર કમિટી નીમાઈ. આ કમિટીએ હિન્દુસ્તાનમાં ૧ શિ. ૪ પે. નો એક રૂપીયો એ ભાવે હિન્દુસ્તાનમાં સોનાનું નાણું ચાલુ કરવું એવો અભિપ્રાય દર્શાવ્યો. તે અભિપ્રાય પ્રમાણે ૧૮૯૯માં હિન્દુસ્તાન સરકારે સોનાના નાણાની પદ્ધતિનો સ્વીકાર કર્યો. આ પદ્ધતિને જ સંપત્તિશાસ્ત્રકારો લંગડી દ્વિચલણ પદ્ધતિ કહે છે. આ પદ્ધતિમાં દ્વિચલણ પદ્ધતિના ત્રણ અંગો પૈકીનું એક અંગ ઓછું છે. અર્થાત્ તે પદ્ધતિમાં બન્ને પ્રકારનાં નાણાં અમર્યાદ રીતે ચલાવી શકાય છે, બન્ને ધાતુઓના ભાવનું પ્રમાણ કાયદાથી નક્કી થાય છે; માત્ર બન્ને ધાતુઓ ટંકશાળમાં સ્વીકારવામાં આવતી નથી, પરંતુ એકચલણ પદ્ધતિ પ્રમાણે એક જ ધાતુ–અને તે સોનું જ–ટંકશાળમાં સ્વીકારાય છે. હિન્દુસ્તાનની હાલની ચલણ પદ્ધતિ આવા પ્રકારની છે. પૌંડ અને રૂપીયા એ કાયદેસર વાપરનાં અને સરખા દરજ્જાનાં ચલણ છે. અર્થાત્, હિન્દુસ્તાનની અત્યારની ચલણ પદ્ધતિ દ્વિચલણ પદ્ધતિની જાતિની છે. ૧૫ ના ૧નું પ્રમાણ પણ કાયદાથી નક્કી કરવામાં આવ્યું છે. ટંકશાળમાં સોનું લઈને રૂપીયા પાડી આપવામાં આવે છે. માત્ર અહીંની ટંકશાળોમાં હજી સુધી પૌંડ પાડવામાં આવતા નથી. પૌંડ પાડવાનું શરૂ થશે ત્યારે હિન્દુસ્તાનની પદ્ધતિ લૅટિન યુનિયનની પદ્ધતિને સર્વાંશે મળતી થશે. તે વખતે હિન્દુસ્તાનમાં હાલ ચાલી રહેલી કિંમતની ઉથલપાથલ અર્થાત્ વિલક્ષણ ક્રાન્તિને સ્થિર કરવા સારૂ સરકારને એ જ માર્ગનું અવલંબન કરવું પડશે એમ ઘણા સંપત્તિશાસ્ત્રીઓ માને છે. એટલે કે હિન્દુસ્તાનની ચલણ પદ્ધતિની સંક્રમણાવસ્થા જશે અને તેને શાસ્ત્રીય દૃષ્ટિથી એક પ્રકારનું નિશ્ચિત સ્વરૂપ પ્રાપ્ત થશે. આ પ્રમાણે વર્તમાનકાળમાં પૌંડ અને રૂપીયા એ બે હિન્દુસ્તાનનાં મુખ્ય વાપરનાં ચલણ છે; અને પરચુરણ વ્યવહાર માટે ઉપપૈસા તરીકે ન્હાનાં ન્હાનાં નાણાં

પાડવામાં આવે છે. આ સંબંધે વિશેષ વિવેચનની આવશ્યકતા નથી. સને ૧૯૦૭માં હિન્દુસ્તાન સરકારે ઉપપૈસાની સંખ્યામાં એક નવા ચલણનો વધારો કર્યો. તેનું સ્વરૂપ સારૂં છે કે કેમ એ સંશય છે. એ ચલણ તે નિકલની આની છે. કાયદાની દૃષ્ટિએ હિન્દુસ્તાનનો હાલનો રૂપીયો એ મુખ્ય ચલણ છે તોપણ તેને કૃત્રિમ કિંમત આપવામાં આવેલી હોવાને લીધે રૂપાનાણા તરીકેની તેની કિંમત તેમાંની ધાતુની કિંમત કરતાં વધારે છે. અર્થાત્ રૂપીયાની હાલની કિંમત સાંકેતિક છે; અને એ દૃષ્ટિથી રૂપીયો ઉપપૈસાનો એક પ્રકાર ગણી શકાય. માત્ર તફાવત એટલો જ છે કે તેનું ચલણ ઉપપૈસાની પેઠે મર્યાદિત નથી. કાયદેસર વાપરનું ચલણ, નાણુકગત અને ધાતુગત કિંમતનું ઐક્ય, અને ટંકશાળમાંનું મુક્તિદ્વાર, આ ત્રણ ગુણો દેશના મુખ્ય ચલણમાં હોવા જોઇયે. આ દૃષ્ટિથી તો પૌંડ એ જ હિન્દુસ્તાનનું ખરૂં નાણું છે. કારણ કે પૌંડમાં આ બે ગુણ રહેલા છે અને તે વિષે પાછળ વિવેચન કરવામાં આવ્યું છે.

ધાત્વાત્મક પૈસાની ભિન્ન ભિન્ન પદ્ધતિઓના વિચાર અને વર્ણન અહીં પૂરાં થયાં. પણ પાછળ કહ્યું જ છે કે ઔદ્યોગિક પ્રગતિ થાય ત્યારે ધાતુનાં નાણાં પણ અગવડવાળાં લાગવા માંડે છે અને તેથી કાગળીયાંની ચલણી નોટો જેવા હલકા અને ટપાલ મારફત ગમે ત્યાં મોકલી શકાય તેવા, તેમજ ઘસારો ન લાગે કે નાશ ન પામે તેવા કાગળીયાના ચલણની જરૂર લાગવા માંડે છે. આવે વખતે સરકાર અને બીજી સંસ્થાઓ દેશમાં કાગળીયાંના ચલણની શરૂઆત કરે છે. તેથી હવે એ કાગળીયાંના ચલણનું તત્ત્વ, તેના પ્રકાર, તેનાં સ્વરૂપ, એ બધાંનો વિચાર એક જુદા જ પ્રકરણમાં કરીયે તો તે ઠીક થઇ પડશે. છતાં એ સંબંધે વિચાર કરીયે તે પહેલાં પૈસા વિષે એક મહત્ત્વના પ્રશ્નનો વિચાર કરવાનો રહી જાય છે. તેનું વિવેચન પણ એક સ્વતંત્ર પ્રકરણમાં જ કરીયે.

---

## પ્રકરણ ૧૦ મું

---

### ધાત્વાત્મક પૈસાના મૂલ્યની મીમાંસા

પૈસાના દ્રવ્યના સાત ગુણ વિષે વિવેચન કરતાં એવું કહેવામાં આવ્યું હતું કે પૈસાના દ્રવ્યમાં ઉપયોગિતા, મૂલ્ય, અને મૂલ્યની સ્થિરતા એ ગુણો તો હોવા જ જોઇયે; કારણ કે જેની મારફતે વસ્તુઓનું મૂલ્ય ગણાવાનું છે, જે સર્વ વસ્તુઓને માટે વિનિમયસામાન્ય તરીકે ગણાવાનું છે, જે કાળાંતરે પૂરી થતી લેવડદેવડનું પરિણામ થનાર છે અને છેવટે જે સંપત્તિ બચાવવાના એક સાધન તરીકે ગણાવાનું છે, એવા પૈસાનું દ્રવ્ય મૂલ્યવાન હોવું જોઇયે, એટલું જ નહિ પણ તેનું તે મૂલ્ય સ્થિર પણ હોવું જોઇયે, એ સ્પષ્ટ છે. છતાં માનવી બાબતોમાં આત્યંતિક સ્થિરતા ક્યાંયે નથી. તે માત્ર સાપેક્ષ જ છે. આનો અર્થ એ થાય છે કે, ઇતર વસ્તુઓના મૂલ્યમાં જેટલી ઝડપથી ફેરફાર થાય છે તેટલી ઝડપથી પૈસાના મૂલ્યમાં ફેરફાર ન થવા પામે એવું પૈસાનું દ્રવ્ય હોવું જોઇયે. આથી પૈસાનું મૂલ્ય એટલે શું, તેમજ તે મૂલ્ય શાના ઉપર અવલંબી રહે છે તેનું વિવેચન હવે થવું જોઇયે.

ઇતર સર્વ પદાર્થોના સંબંધમાં કિંમત અને મૂલ્ય એવી બે ભિન્ન કલ્પનાઓ છે. પદાર્થનું મૂલ્ય એટલે એક પદાર્થનું બીજા પદાર્થ સાથેનું વિનિમયપરિમાણ; અને કિંમત એટલે તે પદાર્થનું ને પૈસાનું વિનિમયપરિમાણ. પણ પૈસાને આ બે કલ્પના લાગુ પડી શકતી નથી. તોપણ ક્યારેક ક્યારેક આ બન્ને કલ્પનાઓનો પૈસાના સંબંધમાં પણ ઉપયોગ થાય છે. પૈસાની કિંમત એટલે કોઈ પણ દેશમાં

કાયદાથી ઠરાવેલું પૈસાની ધાતુનું વજન. આ દૃષ્ટિથી પૌંડની કિંમત એટલે એક પૌંડ મેળવવા માટે ટંકશાળમાં આપવું પડતું સોનું. આ કિંમત કાયદો બદલાય નહિ ત્યાં સુધી કાયમ જ રહેવાની. ઈંગ્લંડમાં એકચલણુ પદ્ધતિ ૧૮૧૬માં શરૂ થઇ. તે ચલણી નાણાના કાયદામાં નક્કી કરેલું પૌંડની ધાતુનું વજન એ કાયદામાં ફેરફાર ન થાય ત્યાં સુધી કાયમ રહેવાનું એ દેખીતું છે. આથી પૈસાની કિંમત વિષે કશી ચર્ચા કે ભાંજગડ થવાની નહિ, એ વાત સઘળા દેશોમાં કાયદાથી નક્કી કરવામાં આવી છે.

હવે પૈસાનું મૂલ્ય એટલે શું, અને તે શાના ઉપર અવલંબી રહે છે તે તપાસીયે. પૈસાનું મૂલ્ય એટલે બીજા બધા પદાર્થો વેચાતા લેવાની તેની શક્તિ. આ શક્તિ પદાર્થોની કિંમતના એકંદર પ્રમાણુ પર અવલંબી રહે છે. અમુક દેશમાં પૈસાનું મૂલ્ય વધે છે કે ઘટે છે તે જાણવું હોય તો તે દેશના ભિન્ન ભિન્ન કાળના પદાર્થોની કિંમતના એકંદર ભાવની તુલના કરવી જોઇયે. ઉદાહરણ તરીકે, અમેરિકા દેશ જડયો તે પૂર્વેના યુરોપના મધ્ય યુગમાં કુલ સઘળા પદાર્થોની કિંમતના એકંદર ભાવ ઘણા ઓછા હતા. અર્થાત્, સઘળા પદાર્થો બહુ સસ્તા હતા; પણ અમેરિકામાંની સોનારૂપાની ખાણોની શોધ-ખોળ પછી યુરોપમાં સોનારૂપાનો ઓઘ શરૂ થયો, દેશમાં પૈસો પુષ્કળ થયો અને એકંદર દરેક પદાર્થના ભાવ વધી ગયા. અર્થાત્ મધ્ય યુગમાં પૈસાની કિંમત બહુ હતી તે ધીમે ધીમે ઘટી ગઈ. હિન્દુ-સ્તાનમાં પણ આમ જ બન્યું છે એમ દેખાય છે. આઇને-અકબરીમાં આપેલા જુદા જુદા પદાર્થોના ભાવ અને અત્યારના તે જ પદાર્થોના ભાવ, એ બેમાં જમીન આસમાનનું અંતર દેખાય છે. અર્થાત્ તે કાળમાં પૈસો દુર્લભ હોવાથી તેનું મૂલ્ય વધારે હતું, પરંતુ અર્વાચીન કાળમાં પૈસાની વિપુલતા થવાથી તેનું મૂલ્ય ઓછું થયું છે. આ રીતે પૈસાનું મૂલ્ય તેની દુર્લભતા કિંવા વિપુલતા પર અવલંબી રહે છે

એમ કહેવાય. આને અભિમતપંથી સંપત્તિશાસ્ત્રકારો પૈસાની સંખ્યાત્મક મીમાંસા કહે છે. આ મીમાંસાનો અર્થ અને તેમાં રહેલું સત્ય આપણે તપાસીએ.

દેશમાં પૈસાની સંખ્યા વધે એટલે પદાર્થની કિંમત વધે અને પૈસાનું મૂલ્ય ઘટે. તેથી ઉલટું દેશમાં પૈસાની સંખ્યા ઘટે એટલે પદાર્થનું મૂલ્ય ઉતરે અને પૈસાનું મૂલ્ય વધે. અર્થાત્, પૈસાનું મૂલ્ય તેની સંખ્યા ઉપર અને તેના ચલણવર્ગ ઉપર આધાર રાખે છે, એવો સંપત્તિશાસ્ત્રકારોનો સિદ્ધાન્ત છે. આનું સ્પષ્ટીકરણ એક કાલ્પનિક દાખલાથી થઈ શકે. પણ આ સિદ્ધાન્તમાં કઇ કઈ બાબતોનો સમાવેશ થાય છે તે પહેલાં સમજવું જોઇયે.

પહેલી વાત: પદાર્થની અદલાબદલી ફક્ત પૈસાથી જ થાય ત્યારે પતનો વ્યવહાર કિંવા પદાર્થ પદાર્થનો વ્યવહાર થઇ શકે નહિ.

બીજી વાત: પૈસાનો ઉપયોગ વિનિમયસામાન્ય તરીકે જ થાય છે. કલાકૌશલ્યમાં કે શિલિકમાં રાખી મૂકવામાં તેનો ઉપયોગ કરવામાં આવતો નથી.

ત્રીજી વાત: સઘળો પૈસો ચલણવ્યવહારમાં લાવવો જોઇયે; અને બધો માલ વેચવા માટે બહાર કાઢવો જોઇયે.

હવે એવી કલ્પના કરો કે દસ વેપારીઓ છે, તે દરેકની પાસે જુદી જુદી જાતનો માલ છે; અને એક અગીઆરમો વેપારી છે, તેની પાસે ૧૦૦ રૂપીયા છે. ઉપરના બધા માલનો ભાવ સરખો જ છે. આવી સ્થિતિમાં વિનિમય થવા સારૂ બધો માલ વચવા કાઢયો અને પેલા માણસે બધા રૂપીઆ તેના બદલામાં આપી દીધા. આ રીતે દરેક જાતના માલની કિંમત ૧૦ રૂપીઆ થઇ. આ દષ્ટિએ માલની કિંમતનો આધાર પૈસાની અને માલની સંખ્યા પર રહ્યો એમ થયું. માલ એટલો જ હોય ને પૈસા વધે તો માલની કિંમત

વધે; અને પૈસા તેટલા જ રહે ને માલનો જથ્થો વધે તો તે જ પ્રમાણમાં માલની કિંમત ઓછી થાય.

ઉપરના ઉદાહરણમાં હવે એવી કલ્પના કરો કે જે માણસની પાસે પૈસા છે તેને એક જ વસ્તુની જરૂર છે, તેથી તે એક જ માલના સો રૂપીઆ આપશે. તે જ પ્રમાણે પહેલા વેપારીને બીજા વેપારી પાસેની વસ્તુની જરૂર છે એમ ધારીએ તો તે પણ તે વસ્તુના બદલામાં સો રૂપીઆ આપશે. એમ એ ક્રમે છેવટે એ સો રૂપીઆ છેલ્લા વેપારીના હાથમાં આવશે એટલે વિનિમયની પૂર્ણાહુતિ થશે. છતાં આ રીતે દરેક માલની કિંમત સો રૂપીઆ થઈ. પહેલાંના વ્યવહારમાં માલની કિંમત ૧૦ રૂપીઆ જ હતી, છતાં આ તફાવત શાથી પડ્યો? આ પ્રશ્નનો ઉત્તર એ છે કે પ્રથમના વ્યવહારમાં ૧૦૦ રૂપીઆનો ઉપયોગ એકીસાથે થયો. પણ બીજી વખતના વ્યવહારમાં તેટલાં જ નાણાંનો દશ વખત ઉપયોગ થયો; આને સંપત્તિશાસ્ત્રમાં ચલણવેગ કહે છે. ઉપરના ઉદાહરણથી પદાર્થની કિંમત વિષે નીચેનું તત્ત્વ નિષ્પન્ન થાય છે.

" અમુક વ્યવહાર કરવામાં અમુક નાણાંનો દસ વખત ઉપયોગ કરીએ, કે એ દસ વખતનાં મળીને જેટલાં નાણાં થાય તે બધાં નાણાંનો એકીસાથે ઉપયોગ કરીએ, તોપણ તેથી પદાર્થની કિંમત પર તો સરખી જ અસર થાય છે."

ઉપરના વિવેચનથી પૈસાની સંખ્યા અને તેનો ચલણવેગ એ બે કારણો પર કિંમતના એકંદર ભાવને અવલંબી રહેવું પડે છે એ સ્પષ્ટ થાય છે. આ સંબંધમાં ઇતિહાસના દાખલા જોઇએ તેટલા મળી શકે તેમ છે. મધ્ય યુગ અને અર્વાચીન યુગ એ બન્નેની સંક્રમણાવસ્થામાં પદાર્થોની કિંમતના એકંદર ભાવમાં જે ક્રાન્તિ થઇ તે પૈસાની સંખ્યાની વૃદ્ધિને આભારી હતી એમાં શક નથી. તે જ પ્રમાણે હિન્દુસ્તાનમાંના બ્રિટિશ અમલ પૂર્વેના કાળની કિંમતના

એકંદર ભાવમાં અને બ્રિટિશ અમલની પૂર્ણ સ્થાપના પછીના કાળની કિંમતના ભાવમાં જમીન આસમાનનું અંતર પડયું છે. આ પરિણામ પૈસાની વૃદ્ધિને આભારી છે એ વાત નિર્વિવાદ છે. છેલ્લાં ચાર પાંચ વર્ષમાં પદાર્થની કિંમતના ભાવમાં જે ઉથલપાથલો થવા પામી છે તેનું કારણ પણ તે ચાર પાંચ વર્ષના કાળમાં પાડવામાં આવેલાં નાણાંની સંખ્યાની વિલક્ષણ વૃદ્ધિ જ છે એ વાત નિઃશંક છે.

આ રીતે પૈસાના મૂલ્યની સંખ્યાત્મક મીમાંસામાં સત્યાંશ રહેલો છે એ વાત નિર્વિવાદ છે. છતાં અભિમતપંથી સંપત્તિ-શાસ્ત્રકારોની મીમાંસા 'મજુરી ફંડ'ની મીમાંસાની પેઠે સદોષ છે. જેમ દેશમાંનાં કારખાનાં અને લોકસંખ્યા પર મજુરીનો આધાર છે એ ખોટું નથી, પણ એનાં કારણો એ બે સિવાય બીજાં પણ છે જ; તે જ પ્રમાણે પદાર્થની એકંદર કિંમતનું પ્રમાણ યા પૈસાનું મૂલ્ય, પૈસાની સંખ્યા અને ચલણવેગ એ બે કારણો પર અવલંબી રહે છે એ વાત ખોટી નથી, તોપણ એ કિંમતનાં આટલાં જ કારણો છે એમ નથી. ત્યારે હવે એ ઉપાધિભૂત કારણો ક્યાં ક્યાં છે તે જોવું જોઇએ. આ મીમાંસાની શરૂઆતમાં ગણાવેલી ગૃહીત વસ્તુઓમાં તે કારણોનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે જ.

જે પ્રમાણમાં વસ્તુવસ્તુનો વ્યવહાર કિંવા શાખનો વ્યવહાર થાય છે તે જ પ્રમાણમાં પૈસાનો વ્યવહાર ઓછો થાય છે, અને આ ઘટેલા વ્યવહારથી પૈસાની અગાઉની સંખ્યામાં વધારો થાય છે. અર્થાત્ વસ્તુવસ્તુની અદલાબદલીથી અથવા શાખના વ્યવહારથી પદાર્થની કિંમતનું મૂલ્ય વધે છે. તે જ પ્રમાણે પૈસાનો અથવા તેના દ્રવ્યનો કલાકૌશલ્યમાં ઉપયોગ થાય છે ત્યારે એ માગણીની અસર પૈસા તરીકે વપરાતા દ્રવ્યની સંખ્યા પર થાય છે. અર્થાત્ તેથી દેશમાંના પૈસાની સંખ્યા ઓછી થવા પામે છે. આ સમયે આ

કારણોની અસર ઉપર જણાવેલાં કારણોથી ઉલટી જ થવા પામે છે. વળી સોનું, રૂપું વગેરે પૈસાનાં દ્રવ્ય ઉત્પન્ન કરવામાં વસ્તુઓનું ખર્ચ થાય છે, તેથી પૈસાનું મૂલ્ય પૈસાના ઉપજખરચ પર અવલંબી રહે છે એ ઉઘાડું છે. છતાં સોનું રૂપું ખનિજ દ્રવ્ય છે અને તે વિષે આપણે પાછળ એક ઠેકાણે વિવેચન કરી ગયા છીએ, તેથી હવે તેની અહીં પુનરાવૃત્તિ કરવાની જરૂર નથી.

આ ઉપરથી પૈસાના મૂલ્યની મીમાંસામાં સત્યાસત્યનો કેટલો અંશ રહેલો છે તે સ્હેજે સમજાશે. પૈસાના મૂલ્યની સંખ્યાત્મક મીમાંસા એ પાછળ સ્પષ્ટ કરેલી માગણી અને જોગવાઇ એ તત્ત્વોનું જ વિશિષ્ટ સ્વરૂપ છે એમ કહેવામાં હરકત નથી. પૈસાની જોગવાઇ એટલે પૈસાના દ્રવ્યની જોગવાઈ. એ દ્રવ્યની જોગવાઇ ઓછીવત્તી થવી એ એક આકસ્મિક બાબત છે. શાસ્ત્રીય શોધખોળો તેમજ ખાણોની શોધખોળ પર તે અવલંબી રહે છે. તોપણ અમેરિકાની શોધથી માંડીને આજ સુધીની સોના રૂપાની ઉત્પત્તિ તરફ નજર નાખીશું તો એ જોગવાઇ એકસરખી થાય છે એ વાત તત્કાળ સમજાશે. (જુઓ પાનું ૪૮૦ મું.) પણ તેની સાથે વ્યાપારી વ્યવહારની પણ ખૂબ વૃદ્ધિ થાય છે, એટલે પૈસાની માગણી પણ વધતી જાય છે. (આ પાન પછીના) ૪૮૦ મા પાન પર આપેલા કોઠા પરથી સોનારૂપાના ભાવમાં પણ કેવો કેવો ફેરફાર થતો ગયો છે તે જણાઇ આવશે. પરંતુ સુધરેલા રાષ્ટ્રોમાં પૈસાની ગરજ સારે એવું બીજું એક સાધન અસ્તિત્વમાં આવ્યું છે. અને તેનો ફેલાવો ઝપાટાબંધ થઈ રહ્યો છે.

## અમેરિકાની શોધ પછીની સોનારૂપાની ઉત્પત્તિ

(બીજા અને ત્રીજા ખાનામાંના આંકડા એટલા હજાર સૂચવે છે)

| વર્ષનાં પર્વ | સોનાની ઔંસમાં પેદાશ | ચાંદીની ઔંસમાં પેદાશ | સોનાચાંદીના ભાવની તુલના | સોનાચાંદીની વાર્ષિક પેદાશની તુલના |
|---|---|---|---|---|
| ૧૪૯૩-૧૫૨૦ | ૫૨૨૧ | ૪૨૩૦૯ | ... | ૮.૧ |
| ૧૫૨૧-૧૫૪૦ | ૫૫૨૫ | ૬૯૫૯૮ | ... | ૧૨.૫ |
| ૧૫૪૧-૧૫૬૦ | ૪૩૭૮ | ૧૬૦૨૮૭ | ... | ૩૬.૬ |
| ૧૫૬૧-૧૫૮૦ | ૪૩૯૮ | ૧૯૨૫૭૮ | ... | ૪૩.૭ |
| ૧૫૮૧-૧૬૦૦ | ૪૭૪૫ | ૨૬૯૩૫૩ | ... | ૫૬.૭ |
| ૧૬૦૧-૧૬૨૦ | ૫૪૭૮ | ૨૭૧૯૨૫ | ... | ૪૯.૬ |
| ૧૬૨૧-૧૬૪૦ | ૫૩૩૭ | ૨૫૩૦૮૫ | ... | ૪૭.૪ |
| ૧૬૪૧-૧૬૬૦ | ૫૬૩૯ | ૨૩૫૫૩૧ | ... | ૪૧.૭ |
| ૧૬૬૧-૧૬૮૦ | ૫૯૫૪ | ૨૧૬૬૯૧ | ... | ૩૬.૩ |
| ૧૬૮૧-૧૭૦૦ | ૬૯૨૨ | ૨૧૯૮૪૨ | ૧૪.૮૧ | ૩૧.૭ |
| ૧૭૦૧-૧૭૨૦ | ૮૨૪૩ | ૨૨૮૬૫૧ | ૧૫.૦૪ | ૨૭.૭ |
| ૧૭૨૧-૧૭૪૦ | ૧૨૨૬૮ | ૨૭૮૨૬૨ | ૧૪.૯૪ | ૨૨.૬ |
| ૧૭૪૧-૧૭૬૦ | ૧૫૮૨૪ | ૩૪૨૮૧૨ | ૧૪.૧૪ | ૨૧.૬ |
| ૧૭૬૧-૧૭૮૦ | ૧૩૩૧૩ | ૪૧૯૭૧૨ | ૧૪.૭૨ | ૩૧.૫ |
| ૧૭૮૧-૧૮૦૦ | ૧૧૪૩૯ | ૫૬૫૨૩૬ | ૧૫.૬૮ | ૪૯.૪ |
| ૧૮૦૧-૧૮૧૦ | ૫૭૧૬ | ૨૮૭૪૬૯ | ૧૫.૭૭ | ૫૦.૨ |
| ૧૮૧૧-૧૮૨૦ | ૩૬૮૦ | ૧૭૩૮૫૭ | ૧૫.૬૨ | ૪૭.૨ |
| ૧૮૨૧-૧૮૩૦ | ૪૫૭૦ | ૧૪૮૦૭૦ | ૧૫.૮૨ | ૩૨.૪ |
| ૧૮૩૧-૧૮૪૦ | ૫૬૨૩ | ૧૯૧૭૫૯ | ૧૫.૬૨ | ૨૯.૩ |
| ૧૮૪૧-૧૮૫૦ | ૧૭૬૦૫ | ૨૫૦૯૦૩ | ૧૫.૭૦ | ૧૪.૨ |
| ૧૮૫૧-૧૮૫૫ | ૩૨૦૫૧ | ૧૪૨૪૪૩ | ૧૫.૩૮ | ૪.૪ |
| ૧૮૫૬-૧૮૬૦ | ૩૨૪૩૧ | ૧૪૫૪૭૭ | ૧૫.૨૯ | ૪.૪ |
| ૧૮૬૧-૧૮૬૫ | ૨૯૭૪૮ | ૧૭૭૦૧૦ | ૧૫.૪૪ | ૫.૬ |
| ૧૮૬૬-૧૮૭૦ | ૩૧૩૫૦ | ૨૧૫૨૫૮ | ૧૫.૫૭ | ૬.૮ |
| ૧૮૭૧-૧૮૭૫ | ૨૭૯૫૫ | ૩૧૬૫૮૫ | ૧૬.૬૪ | ૧૧.૩ |
| ૧૮૭૬-૧૮૮૦ | ૨૭૭૧૫ | ૩૯૩૮૭૮ | ૧૮.૦૫ | ૧૪.૨ |

| | | | | |
|---|---|---|---|---|
| ૧૮૮૧-૧૮૮૫ | ૨૩૫૭૪ | ૪૬૦૦૨૦ | ૧૯·૪૧ | ૧૯·૧ |
| ૧૮૮૬-૧૮૯૦ | ૨૭૩૦૬ | ૫૪૪૫૫૭ | ૧૯·૭૫ | ૧૯·૯ |
| ૧૮૯૧-૧૮૯૫ | ૩૯૪૧૩ | ૭૮૭૯૦૭ | ૩૧·૬૦ | ૧૯·૯ |
| ૧૮૯૬-૧૯૦૦ | ૬૨૨૩૫ | ૮૨૮૪૬૭ | ૩૩·૩૩ | ૧૩·૩ |
| ૧૯૦૧-૧૯૦૫ | ૭૭૮૯૦ | ૮૨૫૧૪૦ | ૩૩·૮૭ | ૧૦·૫ |

| સન | સોનાની પેદાશ ઔંસ (લાખમાં) | રૂપાની પેદાશ ઔંસ (લાખમાં) |
|---|---|---|
| ૧૯૧૩ | ૨૨૩૦૦ | ૨૩૧૭૦૦ |
| ૧૯૧૪ | ૨૧૬૦૦ | ૧૭૬૦૦૦ |
| ૧૯૧૫ | ૨૨૮૦૦ | ૧૮૫૭૦૦ |
| ૧૯૧૬ | ૨૨૦૦૦ | ૧૭૫૪૦૦ |
| ૧૯૧૭ | ૨૦૫૦૦ | ૧૭૫૦૦૦ |
| ૧૯૧૮ | ૧૮૬૦૦ | ૧૯૭૩૦૦ |
| ૧૯૧૯ | ૧૭૮૦૦ | |
| ૧૯૨૦ | ૧૬૫૦૦ | |

આથી જ આખી દુનીયામાં એકંદરે પૈસાની કિંમત ઘટતી ચાલી છે, એટલે કે પદાર્થોની કિંમતનું વલણ વધવા તરફ છે. સમુદ્રનાં મોજાંની પેઠે તે થોડાં વરસ સુધી આગળ વધે છે તો કેટલાંક વરસ સુધી પાછળ જાય છે એમ દેખાશે. છતાં એકંદર સૈકાના સૈકા તરફ નજર ફેંકતાં પદાર્થોની કિંમતનું એકંદર પ્રમાણ એકસરખું આગળ જ વધતું જાય છે એમ દેખાઈ આવશે. આમ થવાનું કારણ એ છે કે દેશની આધિભૌતિક સુધારણાની સાથે સાથે ધાત્વાત્મક પૈસા ઉપરાંત અધાત્વાત્મક પૈસાના અનેક પ્રકાર પેદા થતા જાય છે. એ પ્રકાર ક્યા અને તેમનુ સ્વરૂપ કેવું એનો વિચાર હવે પછીના પ્રકરણમાં કરવાનો રાખીને હાલ તુરત તો અત્રે જ વિરમીયે.

---

## પ્રકરણ ૧૧ મું

### અધાત્વાત્મક નાણું અને તેના પ્રકાર

અત્યાર સુધી ધાત્વાત્મક નાણુંનો વિચાર થયો. પણ ઔદ્યોગિક બાબતમાં આગળ વધેલા દેશો એથી પણ આગળ વધેલા છે. જેવી રીતે વસ્તુવસ્તુના વ્યવહારમાં પ્રથમ પગથીયું નિષ્કવ્યવહારનું છે તે જ પ્રમાણે નિષ્કવ્યવહારનું પ્રથમ પગથીયું શાખનો વ્યવહાર અથવા વિશ્વાસનો વ્યવહાર છે. ઉપરટપકે જોતાં વિશ્વાસવ્યવહાર વસ્તુવસ્તુના વ્યવહાર જેવો ભાસે છે. અર્વાચીન કાળની વેપારની પ્રચંડ ઉથલપાથલ ધાતુના પૈસા સિવાય થઈ રહી છે. આથી એ વ્યવહાર વસ્તુવસ્તુના વ્યવહાર જેવો ભાસે છે ખરો; પરંતુ વાસ્તવિક રીતે તેમાં કાગળીયાનું નાણું વિનિમયસામાન્ય બને છે. ત્યારે હવે કાગળીયાનું નાણું, તેનું સ્વરૂપ અને તેના પ્રકાર, તેમજ તેની ચલણપદ્ધતિનો વિચાર આ પ્રકરણમાં કરીયે.

જે કારણોથી સમાજની બાલ્યાવસ્થામાં પૈસાનાં દ્રવ્યો પછાત પડીને સોનાનો અને રૂપાનો સર્વત્ર પ્રસાર થયો, તે જ કારણોથી કાગળીયાના ચલણનો પ્રસાર થાય છે. લેણદેણનો વ્યવહાર વિરાટ-સ્વરૂપી બની જાય છે ત્યારે સોનારૂપાના પૈસાની લાવજા કરવી અડચણરૂપ થઈ પડે છે. અર્થાત્ ઇતર પદાર્થોની દૃષ્ટિથી સોનારૂપામાં સુવાહ્યતા રહેલી છે એ ખરું, પણ દશ હજાર કે એક લાખ રૂપીઆ સાથે લઈ જવા અથવા તો બીજે ગામ મોકલવા અગવડભર્યાં થઈ પડે છે. વળી અર્વાચીન કાળમાં આખી દુનીઆ એક જ

બજાર થઇ પડેલી હોવાથી વેપાર દુનીયાના આ છેડાથી પેલા છેડા સુધી ચાલે છે. આવે સ્થળે સોનારૂપાનાં નાણાંનો વ્યવહાર કરવાનો હોય તો બહુ અડચણ પડે. પરંતુ એ અડચણ પણ કાગળીયાનાં ચલણથી કેવી રીતે દુર થઈ શકે છે તે વિષે હવે પછી વિચારીશું. સોનારૂપાનાં નાણાંની આ અગવડને લીધે લોકોમાં નાણાંની લાવજા કરવા માટે અત્યંત સુલભ કાગળીયાનાં ચલણની જરૂર જણાવા લાગે છે. તેથી જ અર્વાચીન સુધરેલી સરકાર 'ચલણી નોટો' એ નામનું કાયદેસર ચલણ ચાલુ કરે છે. એટલે આ પ્રકરણમાં કાગળના ચલણનો વિચાર કરવાનો છે. પાછલા પ્રકરણમાં વર્ણવેલું ધાતુનું નાણું, આ પ્રકરણમાં વર્ણન કરેલું કાગળનું નાણું અને હવે પછીના એક પ્રકરણમાં વર્ણવવાનું કાગળનું ચલણ, એ બધાનું સ્પષ્ટીકરણ નીચેના કોઠા પરથી થશે. આ કોઠામાં પૈસાને પ્રથમ પદ આપેલું છે; અને અગાઉ આપેલી વ્યાખ્યાને બંધબેસતા એવા વ્યાપક અર્થથી તેને યોજવામાં આવ્યો છે. જે જે પદાર્થ—પછી તે ગમે તેવો હોય—પૈસાનાં કાર્ય કરે છે તે પદાર્થ 'પૈસો' એ સંજ્ઞા પ્રાપ્ત કરે છે. આ દૃષ્ટિથી અગાઉ વર્ણવેલા અને હવે વર્ણવવામાં આવનાર બધા પ્રકારના પૈસાનું વર્ગીકરણ નીચે મુજબ થાય છે:—



ઉપરના કોઠામાં નિર્દિષ્ટ કરેલા પૈસા પૈકી ધાત્વાત્મક પૈસાનું વર્ણન આગાઉ કરવામાં આવ્યું છે. અધાત્વાત્મક પૈસાના કાયદેસર અને વ્યાવહારિક એવા બે ભેદ છે. આ બન્ને ભેદનું મૂળ પત, શાખ, અગર વિશ્વાસમાં હોય છે. આ પત જો સરકારની હોય તો તેનો ઉપયોગ સરકાર કાયદાથી કરે એટલે કાયદેસર કાગળના ચલણનો પ્રસાર થાય છે. પત જો ખાનગી વ્યક્તિની હોય અને કાયદાની મદદ સિવાય તેના હાથના લખેલા કાગળનો વિનિમયમાં ઉપયોગ થાય તો વ્યાવહારિક કાગળીયા–નાણું દેશમાં પ્રચલિત થાય છે. આવું નાણું ત્રણ પ્રકારનું છે. તેમાંનાં ચેક અને હુંડી એ બેનું વર્ણન 'પેઢી' એ મથાળા નીચે લખાયલા પ્રકરણમાં આવશે; તેમજ વિનિમયપત્રનું વર્ણન પરદેશના વેપારની મીમાંસા પછી આવશે. આ પ્રકરણમાં તો માત્ર કાયદેસરના કાગળીયાના ચલણનો જ વિચાર કરવાનો છે. છતાં ઉપર જણાવેલાં બન્ને કાગળીયા–ચલણના મૂળમાં રહેલી શાખના સ્વરૂપનો પ્રથમ થોડો વિચાર કરીએ.

શાખનો વિષય સંપત્તિશાસ્ત્રમાં ભારે વિવાદગ્રસ્ત છે. પરંતુ તે વાદમાં એટલું બધું તથ્યાંશ નથી. શાખનો થોડો વિચાર કરીએ તોપણ તેનું સ્વરૂપ સમજાય તેવું છે. વેપારીની શાખ એટલે સંપત્તિને લીધે પ્રાપ્ત થએલી તેની લેવડદેવડની શક્તિ. બહારગામનો કોઈ વેપારી મુંબઇ જઇને પોતાની પાસે એક પૈસો સુદ્ધાં ન હોય તોપણ હજારો રૂપીઆનો માલ ખરીદ કરી શકે છે. આ ખરીદી કરવાની શક્તિ તે તેની શાખ. તે વેપારીનો ધંધો ધમધોકાર ચાલે છે; એની પાસે હજારો રૂપીયાનો માલ છે; બહારગામમાં તેની પુષ્કળ દુકાનો છે; આ બધી હકીકત પેલા મુંબઇના વેપારીની જાણમાં છે. તેથી જ નાણાં પછીથી ભરવાના તે વેપારીના વચન પર લોકોને વિશ્વાસ બેસે છે. આ કારણથી જ વેપારીઓ એવા માણસને માલ વેચે છે અને તેમના પર હુંડીઓ લખે છે. હુંડી એટલે અમુક સમયે

નાણું આપવાનું વચન. આ રીતે શાખ સંપત્તિમત્તા અને પરસ્પરના વિશ્વાસ ઉપર બંધાય છે અને ટકે છે. જેની પાસે સંપત્તિ ન હોય, અને તેથી પોતાનું વચન તે પાળી શકશે કે કેમ એવી જેની ખાત્રી ન હોય, તેની શાખ બિલકુલ નથી હોતી. શાખ એટલે અગાઉ મેળવેલી સંપત્તિના જોર પર કરજ કાઢવાની અથવા ખરીદવાની શક્તિ. આ શક્તિનો ઉપયોગ પૈસાના જેટલો જ થઈ શકે છે; કારણ કે શાહજોગ વેપારીઓની હુંડીઓને બજારમાં લોકો પૈસા તરીકે જ ગણવા માટે તૈયાર હોય છે. પૈસાનું જે વિનિમયસામાન્ય કાર્ય છે તે આ શાખથી થઇ શકે છે, અને તેથી જ શાખને પૈસા જેવી જ કહેવામાં હરકત નથી. અર્વાચીન કાળમાં કોઈ પણ ધંધામાં મૂડીની જરૂર પડે છે. અને મૂડીનું પ્રાથ્ય સ્વરૂપ પૈસો છે; કારણકે તેનાથી આપણે જે વસ્તુ જોઇયે તે વેચાતી લઇ શકીયે છીયે. આથી જ પૈસાનો ઉપયોગ મૂડીના જેવો થાય છે અને શાખનો ઉપયોગ પૈસાના જેવો થાય છે. આ રીતે શાખનો પણ મૂડીના જેવો જ ઉપયોગ થઇ શકે છે એમ કહી શકાય. શાખ એ પ્રત્યક્ષ મૂડી ન હોય, કે ધાતુરૂપ પૈસો પણ ન હોય, છતાં જો તેનો ઉપયોગ ઉપરની બે વસ્તુઓના જેવો થઇ શકે તો તેની પેઠે જ શાખનો ઉદ્યોગધંધાની વૃદ્ધિમાં પણ ઉપયોગ થઇ શકે એમ કહેવું જ પડે છે. પરંતુ ઉપર કહ્યું તેમ શાખ સંપત્તિમૂલક છે એ ન ભૂલવું જોઇયે. શાખનું સ્વતંત્ર અગર સ્વયંભૂ અસ્તિત્વ નથી. સંપત્તિ કિંવા ધાતુરૂપ પૈસાના આધાર વગર શાખની ઉત્પત્તિ સંભવતી નથી. ન્હાના ન્હાના ટેકાના આધારે રહેલી કમાન પર મોટી ઇમારત ઉભી રહે છે, પણ તે કમાન બાંધવા માટે શરૂઆતમાં આખી ભીંત બાંધવી પડે છે; અને તે કમાન મજબૂત થઇ ગયા પછી ટેકા સિવાયની બધી ભીંત પાડી નાખીયે તોપણ ચાલી શકે છે. એવી જ સ્થિતિ શાખની છે. શાખ બંધાવા માટે પ્રથમ મનુષ્યની પાસે ધાતુમય પૈસો અને પ્રત્યક્ષ સંપત્તિ

જોઇયે. પણ એકવાર બજારમાં શાખ બંધાઇ ગઈ એટલે થોડાં નાણાંથી અને થોડી સંપત્તિથી પણ તે શાખ ટકી શકે છે, અને એ શાખના આધારથી મોટો વેપાર ખેડી શકાય છે. આ બધું શી રીતે થઇ શકે છે તે વિષે આગળના પ્રકરણમાં વિસ્તૃત વિવેચન આવવાનું હોવાથી આ વિષયની અહીં જ સમાપ્તિ કરીશું.

કાયદેસર કાગળીયાનું ચલણ પરિવર્તનીય અને અપરિવર્તનીય એવા બે પ્રકારનું છે એમ કોઠા પરથી સમજાયું જ હશે. દેશની ઔદ્યોગિક ઉન્નતિ થાય છે ત્યારે લાવજા થઇ શકે તેવા તેમજ ટપાલ મારફતે પરગામ મોકલી શકાય તેવા પૈસાની લોકોને જરૂર પડે છે, એ વિષે પણ પાછળ કહ્યું જ છે. એવા સુધરેલા સમાજમાં સરકારની શાખ હોય છે અને તેને કાયદાનો પણ અધિકાર હોય છે. આ રીતે કાગળીયાનાં ચલણનો ફેલાવો કરવાનું કાર્ય નાણાંના પ્રસાર પ્રમાણે સરકારનું જ છે એમ મનાય છે. આથી સુધરેલા સર્વ દેશોમાં સરકાર પરિવર્તનીય કાગળીયા ચલણની શરૂઆત કરે છે. આ ચલણ સરકારી ચલણી નોટ કહેવાય છે. આ નોટ એટલે માગણી પ્રમાણે ધાતુરૂપ પૈસા આપવાનું સરકારનું લેખિત વચન. લોકોનો સરકાર પર વિશ્વાસ હોવાથી આ નોટો પૈસાની પેઠે પ્રસાર પામે છે. પરિવર્તનીય કાગળીયા ચલણની બાબતમાં મહત્ત્વની વાત એ છે કે એ કાગળીયાના ચલણ બદલ લોકો ધાતુના પૈસા જ્યારે માગે ત્યારે આપવામાં આવશે, એવી ખાત્રી આપવામાં આવે છે.અર્થાત્ આ કાગળીયા ચલણનું ધાતુના પૈસામાં પરિવર્તન થઇ શકે છે. આ ચલણી નોટોને પ્રતિનિધિભૂત પૈસા પણ કહે છે. એક હજાર રૂપીયાની નોટ પાડી કે તરત જ સરકાર એક હજાર રૂપીયાની ચાંદી અગર એક હજાર રૂપીયા રોકડા પોતાની તીજોરીમાં વેગળા મૂકે છે. આ પ્રમાણે જેટલા રૂપીયાની નોટો પાડવામાં આવે તેટલા

રૂપીયાનો અવેજ ચાંદીમાં કે રોકડા રૂપીયામાં સરકાર પોતાની તીજોરીમાં જુદો રાખી મૂકે છે; એટલે કોઇ પણ પળે ગમે તેટલા માણસો નોટોને બદલે રોકડા રૂપીયાની માગણી કરે તો તેને પહોંચી વળવામાં બિલકુલ અડચણ ન પડે. બેશક કાગળીયાના ચલણના પરિવર્તનના ગુણને કદિ કોઈ પણ પ્રકારનો વાંધો ન નડે તો જ તેના પર લોકોને પૂર્ણ વિશ્વાસ જામે અને નોટો પૈસાની ગરજ સારી શકે. પણ માગણી કરતાંની સાથે જ જો રોકડા પૈસા પૂરા ન પાડવામાં આવે તો નોટોના બદલામાં રોકડા રૂપીયા મળતા નથી એમ લોકોને લાગે; અને એકવાર એમ થયું કે તરત જ ગ્રેશૅમના નિયમ પ્રમાણે રોકડ નાણાંનો ઉત્કર્ષ થવા લાગે, કાગળીયા નાણાંનો અપકર્ષ થવા લાગે અને દેશમાં ધાતુરૂપ પૈસો રહેવા ન પામે. આથી દેશમાં કાગળીયાંનું ચલણ રાખવું હોય તો જેટલી રકમનું તે રાખવામાં આવે તેટલી જ રકમ રોકડ તરીકે મળવાનો ગુણ તેમાંથી કદાપિ નષ્ટ થવો ન જોઇયે. અને તો જ કાગળીયાનો પૈસો શાસ્ત્રીય પૈસા તરીકે ગણી શકાય એવો સંપત્તિશાસ્ત્રકારોનો મત છે. પરંતુ એ કાગળીયાનું ચલણ કાયમનું કરવું કે નહિ એ વિષે બહુ વાદવિવાદ છે. એ સંબંધમાં જુદા જુદા સંપત્તિશાસ્ત્રકારોએ જુદા જુદા નિયમ બતાવ્યા છે. વળી એ ચલણનું પૂર્ણ પરિવર્તન કાયમ રાખવા માટે ભિન્ન ભિન્ન દેશોમાં ભિન્ન ભિન્ન પદ્ધતિઓ ગ્રહણ કરવામાં આવી છે. આથી આ તત્ત્વ અને પદ્ધતિ વિષે થોડો ઉહાપોહ કરીશું તો ઠીક પડશે.

કાગળીયાનું ચલણ કાયમ રાખવા માટે પેઢીનું તત્ત્વ પૂરતું છે, એમ એક પક્ષનું કહેવું છે. બીજો પક્ષ એમ કહે છે કે ખાનગી પેઢીઓ માટે એ તત્ત્વ ઠીક હશે, પરંતુ સરકારી ચલણી નોટોની બાબતોમાં તે પૂરતું નથી; અને તેથી સરકારે ચલણના તત્ત્વનું અવલંબન કરવું જોઇયે. હવે પછીના પ્રકરણમાં પેઢીના સ્વરૂપનું અને તેના કાર્યનું

વર્ણન કરવાનું છે; તેથી તે વિષે વધારે ખુલાસો તો એ પ્રકરણમાં જ થશે. પણ પેઢીના તત્ત્વનું રહસ્ય એટલું જ છે કે, રોજના વ્યવહારમાં જરૂર હોય તેટલી જ રકમ પેઢીવાળો પોતાની તીજોરીમાં રાખે છે, બાકીની મૂડી તે વેપારીને ધીરે છે. આ કારણથી તેની મૂડીનું વ્યાજ જતું નથી. વળી તેને લીધે દેશના ઉદ્યોગધંધાને પણ વધારે મૂડી મળે છે. પેઢીવાળાની તીજોરીમાં પડી રહેલું નાણું મૂડીની દૃષ્ટિથી નિરૂપયોગી થાય છે. આથી આવો પૈસો જેમ ઓછો રહે તેમ સારૂં. લોકોએ મૂકેલાં નાણાંનો સરેરાસ ત્રીજો ભાગ પેઢીવાળો અનુભવથી જ પોતાની તીજોરીમાં રાખે છે, કે જેથી લેણદારોની માગણીને પહોંચી વળાય. કારણ કે થાપણદારો કંઈ એકી સાથે અને એક જ વખતે પોતાની થાપણ ઉપાડવા આવતા નથી. કેટલાક થાપણ ઉપાડવા માટે આવે છે તો કેટલાક તે મૂકવા માટે પણ આવે છે. ટુંકામાં જેમ પેઢીના વેપારનો આવો અનુભવ છે તેમ સરકારી ચલણી નોટોની બાબતમાં પણ એમ જ છે. જે જે માણસોની પાસે ચલણી નોટો હોય તે તે બધા જ માણસોને કંઈ એકીસાથે રોકડ રકમની જરૂર પડે નહિ. તેમજ જે પ્રમાણે પેઢીવાળો થાપણની રકમનો અમુક ભાગ પોતાની તીજોરીમાં રાખે છે તે જ પ્રમાણે પરિવર્તનીય કાગળીયાના ચલણ સંબંધમાં સરકાર કરે તો બસ છે. જેટલી રકમનું કાગળીયાનું ચલણ હોય તેટલી રકમ રોકડ રાખવી એ તો દેશને નુકસાન કરવા જેવું છે; કારણ કે કાગળીયાના ચલણના પરિવર્તન માટે એટલી બધી રોકડ રકમની જરૂર પડતી નથી. પેઢી તત્ત્વના હિમાયતીઓ એમ કહે છે કે જો કાગળીયાનું ચલણ પૈસા તરીકે વાપરી શકાય છે તો પ્રત્યક્ષ પૈસાનો દેશના ઉદ્યોગધંધામાં બને એટલો ઉપયોગ કરી લેવો. આથી કાગળીયાના ચલણની રકમ જેવડી રોકડ રકમ તીજોરીમાં રાખી મુકવી એ દેશને નુકસાનકર્તા છે. વળી વધારે પૈસા જોઈયે તો તે પણ મળી શકે એવો જે કાગળીયાના ચલણનો મૂળ

હેતુ છે તે પણ ઉપરની પદ્ધતિથી સિદ્ધ થતો નથી. પરંતુ કેટલાક સંપત્તિશાસ્ત્રકારો એમ કહેછે કે પેઢીનું તત્ત્વ સરકારી ચલણમાં દાખલ કરવું એ ભારે જોખમભરેલું છે, કારણ કે તેમ કરવાથી ક્યારેક તો કાગળીયાના ચલણને ધક્કો લાગે, અને તેને લીધે અપરિવર્તનીય કાગળીયાના ચલણનું અનિષ્ટ પરિણામ દેશને ભોગવવું પડે. અર્થાત્ ચલણ તત્ત્વનું અવલંબન કરવું. હવે ચલણ તત્ત્વ એટલે શું તે વિચારીયે.

ચલણ તત્ત્વવાદીઓ કહે છે કે ચલણી નોટોનું પૂર્ણ પરિવર્તન કાયમ રાખી શકાય તેટલા માટે નોટોના જેટલું સોનું રૂપું તીજોરીમાં રાખવું જોઇયે. આમ થાય તો જ કટોકટીને પ્રસંગે પણ લોકોને નોટોના બદલામાં રોકડાં નાણાં મળી શકે અને નોટોનું પરિવર્તન પણ પૂર્ણ રહી શકે. આવા પ્રકારનો પ્રતિબન્ધ કાયદાથી કરવામાં ન આવે તો નોટોનો અતિરેક થઇને તે અપરિવર્તનીય બનવા પામે; અને તેમ થાય તો દેશને ભારે નુકસાન ખમવું પડે. ચલણી નોટો અહીંતહીં મોકલવામાં સગવડભરેલી, લાવજા કરવા માટે હલકી અને ઉપયોગી છે એ ખરું; પરંતુ તે દેશનું કાયદેસર વાપરનું ચલણ હોવાથી તેની કિંમત રોકડાં નાણાં જેટલી જ રહેવી જોઇયે. અને તેમ થવા માટે તે નોટો પૂર્ણપણે પરિવર્તનીય રહેવી જોઇયે. આમ કરવા સારૂ નોટોના જેટલું સોનાનાણું તીજોરીમાં રહેવું જોઇયે કે જેથી ચલણી નોટો ખરા પ્રતિનિધિભૂત પૈસા તરીકે રહી શકે. ચલણ તત્ત્વવાદીઓના ઉપરના કથનના ઉત્તરમાં પેઢી તત્ત્વના હીમાયતીઓ કહે છે કે આવા કડક નિયમથી દેશને શાખનો લાભ મળતો નથી. અમુક કારણોથી દેશનું સોનાનાણું ઓછું થાય છે તે વખતે વેપારમાં નાણાંની અડચણ ન પડે તેમજ નાણાંની ભીડને લીધે ઉદ્યોગધંધા બંધ ન પડે તેટલા માટે ચલણી નોટોની ખરેખરી જરૂર હોય છે. સરકારની કે સરકારના આશ્રય નીચે નીકળેલી પેઢીઓની શાખ દેશમાં સૌથી

વધારે હોય છે, તેથી તેમણે કાઢેલી ચલણી નોટો લોકોમાં સહેજે પ્રચલિત થાય છે. આ રીતે એવા કડક ચલણુ તત્ત્વને લીધે દેશને જે લાભ મળવો જોઇયે તે મળતો નથી; અને જ્યારે વેપારીને ચલણુની જરૂર હોય છે ત્યારે તે તેને મળતું નથી. આનો ઉત્તર ચલણુ તત્ત્વવાદીઓ એવી રીતે આપે છે કે કડક નિયમ ન હોય તો આવે વખતે ચલણી નોટોનો અતિરેક થાય. કારણ કે વેપારીને નોટોની ગરજ હોય ત્યારે તેઓ તે માટે ભારે વ્યાજ આપવા તૈયાર થાય અને એ વ્યાજના મોહથી નોટોનો અતિરેક કરે. આનું પરિણામ એ આવે કે બધે વેપારને સટ્ટાનું સ્વરૂપ પ્રાપ્ત થાય અને અંતે નોટો અપરિવર્તનીય થવાથી લોકોની નોટો પરથી શ્રદ્ધા ઉઠી જાય. એટલે કે તેથી એકંદર દેશની શાખને નુકસાન થાય. ચલણી નોટોના આવા અતિરેકથી વેપારમાં મ્હોટાં મ્હોટાં દેવાળાં નીકળે અને વેપારીઓની પાયમાલી થાય. આવી જાતના વેપારના જે કટોકટીના પ્રસંગો ઇંગ્લંડમાં વારંવાર આવે છે તેનું કારણ નોટોનો અતિરેક છે એવી ઘણા મુત્સદ્દીઓની માન્યતા હતી. ઇંગ્લંડમાં ચાલતો ૧૮૪૪નો 'બૅંક ચાર્ટર' કાયદો એ પ્રકારની માન્યતા ફેલાવાથી સર રોબર્ટ પીલ નામના પ્રધાનની કારકીર્દીમાં પસાર કરવામાં આવ્યો હતો. આ કાયદાની રૂઇયે તે કાયદો પસાર કરવામાં આવ્યો ત્યાં સુધીમાં જે જે બૅંકોને ચલણી નોટો કાઢવાનો અધિકાર હતો તે જ કાયમ રાખવામાં આવ્યો. અર્થાત્ એ કાયદો પસાર થયા પછી જે નવી બૅંકો થાય તેને માટે એ અધિકાર બંધ થયો. તે જ પ્રમાણે એ કાયદો પસાર થયા પહેલાંના બાર મહિનામાં સરાસરી જેટલી ચલણી નોટો ચાલુ હોય તેટલી નોટો પોતપોતાની મિલ્કત અને શાખના બળ પર કાઢવાની પરવાનગીઓ અપાઈ. આ રીતે બૅંક ઑફ ઇંગ્લંડને એક કરોડ અને ચાળીસ લાખ પાઉંડની ચલણી નોટો કાઢવાની પરવાનગી અપાઈ. ખાનગી અને સંયુક્ત મૂડીવાળી પેઢીઓને બધી મળીને ૭૪,૬૦,૦૦૦ પાઉંડની નોટો કાઢવાની

પરવાનગી મળી. તે જ પ્રમાણે ૧૮૪૫ના કાયદાની રૂઇએ સ્કૉટલંડની બૅંકોને ૨૭,૫૦,૦૦૦ પાઉંડની અને આઇરિશ બૅંકોને ૬૩,૫૦,૦૦૦ પાઉંડની નોટો કાઢવાની પરવાનગીઓ અપાઇ. સારાંશ કે યુનાઇટડ કિંગ્ડમમાં આશરે ત્રણ કરોડ પાઉંડની ચલણી નોટો પેઢીઓની મિલ્કતની જામીનગીરી પર કાઢવાની પરવાનગી અપાઈ. આથી વધારે કાઢવી પડતી દરેક નોટ જેટલું સોનાનાણું પેઢીવાળાઓએ પોતાની તીજોરીઓ-માં રાખવાનું આ કાયદાથી નક્કી કરવામાં આવ્યું. દેશની ખાનગી અને સંયુક્ત મૂડીની પેઢીઓ જો પોતાનો નોટો કાઢવાનો અધિકાર છોડી દે તો તેમના અધિકાર નીચેની નોટોની બે તૃતીયાંશ રકમથી બૅંક ઑફ ઇંગ્લંડનો અધિકાર વધારવાની પણ એ કાયદામાં શરત રાખવામાં આવી. આ પ્રમાણે બૅંક ઑફ ઇંગ્લંડને પોતાની જવાબદારી પર એક કરોડ ચોરાશી લાખ પાઉંડ સુધીની નોટો કાઢવાનો અધિકાર મળેલો છે. બીજી બૅંકોને ઠરાવેલી મર્યાદાથી વધારે રકમની નોટો કાઢવાનો અધિકાર કદિ નહોતો. માત્ર ૧૮૪૫ના કાયદાની રૂએ સ્કૉટલંડની પેઢીઓને આ સગવડ આપવામાં આવી હતી. અર્થાત્ ઠરાવેલી મર્યાદાની બહાર જેટલું સોનાનાણું અનામત રાખે એટલી નોટો કાઢવાનો અધિકાર બૅંક ઑફ ઇંગ્લંડની માફક સ્કૉટલંડની પેઢીઓને છે. બૅંક ઑફ ઇંગ્લંડની કેટલી નોટો પ્રચારમાં છે તેમજ તે નોટોની રકમના બદલામાં બૅંક પોતાની તીજોરીમાં કેટલું સોનાનાણું રાખે છે તેની કલ્પના ૧૯૦૯ના આંકડા પરથી આવી શકે છે. ૧૯૦૯માં બૅંક ઑફ ઇંગ્લંડે પાંચ કરોડ પાઉંડની નોટો કાઢી હતી અને તેની તીજોરીમાં ત્રણ કરોડ અઢાર લાખનું સોનું હતું.

આ કાયદાના ધોરણ સંબંધમાં હજીયે ઘણા મતભેદ છે. ચલણી નોટોનું પૂર્ણ પરિવર્તન રાખવું એ આ કાયદાનો ઉદ્દેશ છે. પરંતુ આ કાયદા વિરુદ્ધના લોકો કહે છે કે તે કામ માટે આ કાયદો નિરૂપયોગી છે, કારણ

બેંક પોતે જ એ કાયદાની રૂઇએ જરૂરજોગું જ સોનાનાણું તીજોરીમાં રાખશે, અને નોટોનો અતિરેક થઈ શકશે નહિ. વળી વેપારમાં જરૂર હોય તે કરતાં વધારે નોટો બેંક કાઢે તો તેવી નોટો લાંબો વખત ટકી શકે નહિ; રોકડાં નાણાં માટે તે નોટો બેંકમાં જ પાછી આવશે. પણ બેંક જો રોકડા પૈસા ન આપી શકે—એટલે નોટો જો પરિવર્તનીય ન રહે—તો બેંકને દેવાળું કાઢવાનો વખત આવે. વેપારના કટોકટીના પ્રસંગે આ કાયદાને લીધે માત્ર વધારે અડચણ ઉભી થશે; અને તે અડચણમાંથી છૂટવાનું લગભગ અશકય થઇ પડશે. અર્થાત્ જે વખતે ચલણી નોટોની ખરેખરી જરૂર હશે ત્યારે તે મળશે નહિ. દાખલા તરીકે માનીયે કે યુદ્ધના પ્રસંગમાં સરકારને રોકડ નાણાંની જરૂર પડી અને બેંકે તે સરકારને ધીર્યાં. એટલે દેશમાંનું સોનાનાણું ઓછું થયું. પરંતુ આ જ વખતે ૧૮૪૪ના કાયદાથી થયેલા કડક નિયમને લીધે બેંકને નોટો આપવાનું અશકય થઈ પડયું. તો આ રીતે આ કાયદો હમેશને માટે નિરૂપયોગી અને પ્રસંગે અડચણ ઉભી કરનારો છે. આથી અમુક મુદતને માટે તેને તહકૂબ રાખવાની પણ જરૂર ઉભી થાય છે. આ કાયદાના વિરોધીઓનું આ કથન પ્રત્યક્ષ પુરાવાથી સિદ્ધ થયું છે. આ કાયદો પસાર થયા પછીનાં ફક્ત બાવીસ વર્ષમાં જ તેને ત્રણ વખત તો તહકૂબ રાખવો પડયો હતો: ૧૮૪૪માં, ૧૮૫૭માં અને ૧૮૬૬ માં. આવી તહકૂબી મળશે એવી લોકોની ખાત્રી થાય એટલે કટોકટીનો પ્રસંગ દૂર થાય છે. ૧૮૪૪નો કાયદો વ્યાજબી કરતાં વધારે કડક છે. તે કાયદાની રૂઇએ તીજોરીમાં વિના પ્રસંગે રાખવું પડતું સોનાનાણું વધારે રાખવું પડે છે એ પણ સાચું છે. પરંતુ આવડા મોટા વેપારી દેશની ચલણપદ્ધતિ સલામત હોય અને ચલણી નોટોના પરિવર્તન માટે રતિભાર પણ શંકા ઉભી ન થાય તેટલા માટે દાખલ કરેલી શરત કડક હોય તોપણ તે હાનિકારક નથી એ સાચું છે.

યુરોપના બીજા દેશોમાં ચલણી નોટોના પરિવર્તન માટે લગભગ ઈંગ્લંડના જેવી જ ગોઠવણ કરવામાં આવી છે. પરંતુ તેમાં ઇંગ્લંડના જેવી સખ્તાઈ નથી. ફ્રાન્સની પદ્ધતિ સૌથી વધારે સ્વતંત્રતાવાળી છે. બૅંક ઑફ ફ્રાન્સને નોટો કાઢવાનો અમર્યાદ અધિકાર હતો. પરંતુ ૧૮૮૪ પછી તે અધિકારને મર્યાદિત કરવામાં આવ્યો છે. એ મર્યાદા સાડા ત્રણ અબજ ફ્રૅંક્સ અગર ચૌદ કરોડ પાઉંડની છે. અમુક સંખ્યામાં જ સોનાનું રોકડ નાણું રાખવું જોઇએ એવો સખત નિયમ ત્યાં રાખવામાં આવ્યો નથી, તોપણ તેમાં ઘણી મોટી રકમ રોકડ રાખે છે. જર્મનીમાં ૧૮૭૫થી ઇંગ્લંડના ૧૮૪૪ના કાયદાના ધોરણ અનુસાર કાયદો પસાર કરવામાં આવ્યો છે. એ કાયદાથી ત્યાં જે પેઢીઓને નોટો કાઢવાનો અધિકાર હતો તે પેઢીઓને તેમજ ઇમ્પીરીયલ બેંકોને જ નોટો કાઢવાનો અધિકાર આપવામાં આવ્યો છે. ૩૮ કરોડ ૫૦ લાખ માર્ક અગર આશરે બે કરોડ પાઉંડ સુધી એકલી જામીનગીરી પર નોટો કાઢવાનો અધિકાર અપાયોછે. આટલી રકમ ઉપરાન્ત જેટલી નોટો કાઢી હોય તેટલી નોટોની રકમ જેટલું રોકડ સોનાનાણું રાખવું જ જોઇએ એવો નિયમ કરવામાં આવ્યો છે. છતાં કેટોકટીને પ્રસંગે ઇંગ્લંડમાં કાયદો તહકૂબ રાખવાનો પ્રસંગ આવે છે એ જોઇને જર્મન કાયદામાં થોડો સુધારો કરવામાં આવ્યો છે. રોકડ રકમ સિવાય જેટલી રકમની નોટો કાઢવાનો પેઢીઓને અધિકાર છે તે કરતાં વધારે રકમની નોટો રોકડ રકમ અનામત રાખી મૂક્યા સિવાય જ કાઢવાની સગવડ પેઢીઓને અપાઈ છે. આમ કરવા માટે તે રકમ પર દર વર્ષે દર સેંકડે ૫ ટકા પ્રમાણે તે પેઢીઓને કર આપવો પડે છે. તેમજ ચલણી નોટોના પૂર્ણ પરિવર્તન માટે બીજી પણ એક શરત રાખવામાં આવી છે કે કોઇ પણ પેઢીની તીજોરીમાં તેણે કાઢેલી નોટોની રકમના એક તૃતીયાંશ ભાગ જેટલું રોકડ સોનાનાણું હોવું જ જોઇયે.

અહીં સુધી કાયદેસર ચલણી નોટોના સ્વરૂપનો અને તેના પરિવર્તનના તત્ત્વોનો આપણે વિચાર કર્યો. હવે કાયદેસર ચલણી નોટોના એક જ પ્રકારનો વિચાર કરવાનો રહ્યો. એ પ્રકાર અપરિવર્તનીય કાગળીયાના ચલણનો છે.

કેટલીક વાર આવાં કાગદી ચલણ પરિવર્તનીય ચલણી નોટોમાંથી જ ઉદ્‌ભૂત થાયછે. દેશમાંની ચલણી નોટોને પરિવર્તનીય નોટો તરીકે કાઢવામાં આવે છે. તેના પૂર્ણ પરિવર્તનના બદલામાં આવી શકે તેટલું સોનાનાણું દેશમાં સિલક હોય છે. પરંતુ દેશમાં લડાઇ જાગવાથી કે એકાએક પરદેશમાં સોનાનાણું ઘણું જ મોકલવું પડ્યું હોવાને લીધે આ સિલકનો દેવામાં ઉપયોગ થાય છે. એટલે પછીથી ચલણી નોટોનું પરિવર્તન બંધ થાય છે; અને એવે પ્રસંગે સરકારે અથવા પેઢીવાળાએ નોટોના બદલામાં રોકડાં નાણાં આપવાં જોઇયે એવી કાયદાની શરત તહકૂબ રાખવી પડે છે. ઇ. સ. ૧૭૧૭ માં ઇંગ્લંડને ફ્રાન્સની સાથે ભારે યુદ્ધ થયું તું ત્યારે ઇંગ્લંડમાં આવો તહકૂબીનો કાયદો પસાર કરવો પડ્યો હતો. આ કાયદો ૧૮૧૫ સુધી ચાલુ રહ્યો હતો. અર્થાત્ એ કાળ દરમીયાન ઇંગ્લંડની નોટો અપરિવર્તનીય હતી. એટલે કે એ નોટોના બદલામાં રોકડ નાણું મળી શકતું નહોતું. જૉન લૉના બલામણથી ફ્રાન્સમાં પહેલાં પરિવર્તનીય નોટો કાઢવામાં આવી હતી. પરંતુ પાછળથી તે નોટોને અપરિવર્તનીય બનાવી દેવામાં આવી હતી. ફ્રાન્સની રાજ્યક્રાન્તિ પછી યે એકવાર એવી અપરિવર્તનીય નોટો કાઢવામાં આવી હતી. તેને અસાયનેટ્સ કહેતા. અમેરિકાનાં જુદાંજુદાં સંસ્થાનોએ આ જાતના અનેક પ્રયોગો અજમાવી જોયા હતા. અમેરિકાના આન્તર્વિગ્રહમાંયે ગ્રીન બૅક્સ નામની ચલણી નોટો કાઢવામાં આવી હતી. આ પ્રમાણે અડચણને પ્રસંગે જુદા જુદા દેશોએ અપરિવર્તનીય ચલણી નોટો કાઢ્યાના દાખલા છે ખરા. પરંતુ સંપત્તિશાસ્ત્ર-

કારો એ વિષયમાં એવો અભિપ્રાય આપે છે કે રોજના વ્યવહારમાં આવી નાણાંપદ્ધતિ દેશના વ્યાપાર માટે અતિશય હાનિકારક છે. કારણકે આ પદ્ધતિમાં અતિરેક અને તજ્જન્ય અવિશ્વાસ ઉત્પન્ન થાય છે. રોકડા પૈસા દેવાની જવાબદારી ન રહે એટલે નોટોના અતિરેક કરવાનો મોહ ઉપજ્યા વગર રહે નહિ, કારણ કે આવી નોટો કાઢવામાં બિલકુલ ખર્ચ લાગતું નથી; અને તેને લીધે સરકારની તે પૂરતી અડચણ દૂર કરી શકાય તેવું થાય છે. પરંતુ આવી નોટોની કિંમત તેના અતિરેકથી ઘટી જાય છે; કેમકે નોટોનું પરિવર્તન બંધ થવાને લીધે લોકોની સરકાર પરની શ્રદ્ધા ઉઠી જાય છે અને લોકો સરકારી ચલણી નોટોનો સ્વીકાર કરવાને નાખુશ બને છે. આથી નોટોની કિંમત ઓછી થાય છે. લોકોનો વિશ્વાસ નોટો પરથી ઉઠી ગયો એટલે એ નોટો કેટલી અપકૃષ્ટ થાય તે કંઈ કહી શકાય નહિ. નોટોના આ અતિરેકથી દેશમાં પૈસા વધારે થાય છે, પૈસાના સંખ્યાત્મક તત્ત્વાનુરૂપ પદાર્થોની કિંમત વિલક્ષણ રીતે વધે છે અને તેને પરિણામે વેપાર પર બહુ જ માઠી અસર થાય છે. ફ્રાન્સની રાજ્યક્રાન્તિને સમયે ફ્રેન્ચ અસાયનેસના હજારો ફ્રૅંકના અસાયનેટ્સની કિંમત એક પેન્સ કરતાં પણ ઘટી ગઇ હતી. ઈંગ્લંડમાં ઇ સ. ૧૭૯૭ થી ૧૮૧૯ સુધી જ્યારે અપરિવર્તનીય નોટોનો પ્રચાર ચાલુ હતો ત્યારે તે દેશને માટે કટોકટીનો પ્રસંગ હતો. યુદ્ધ સઘળા લોકોની સંમતિથી જાહેર થયું હતું. લોકોનો વિશ્વાસ સરકાર પરથી ઉઠી ગયો નહોતો. લડાઇ બંધ પડશે એટલે સરકાર રોકડ નાણું ચાલુ કરશે એવી લોકોની ખાત્રી હતી. વળી ઇંગ્લંડનું વ્યાપારી વર્ચસ્વ પણ કાયમ હતું. આમ છતાં પણ બૅંક ઑફ ઇંગ્લંડની ૫૦ ટકા નોટો અપકૃષ્ટ થવા પામી હતી, અર્થાત્ બજારભાવના કરતાં તેની કિંમત ઓછી થઈ હતી.

ઉપરના વિવેચનથી એટલું સમજાયું જ હશે કે અમુક કટો કટીને કે અડચણને પ્રસંગે અમુક દેશને અપરિવર્તનીય નોટો ચલણ ચાલુ કરવાની જરૂર પડે, તોપણ સાધારણ રીતે સંપત્તિ શાસ્ત્રની દૃષ્ટિથી આ ચલણપદ્ધતિ કનિષ્ટ પ્રકારની છે. આવી પદ્ધતિ લીધે દેશના વેપારઉદ્યોગને ઉત્તેજન મળવાને બદલે તેની પાયમાલ જ થાય છે; અને તેથી જ કોઇ પણ દેશમાં આવી પદ્ધતિને કાયમ સ્વરૂપ અપાયું નથી. દેશમાંની ધાત્વાત્મક નાણાંપદ્ધતિ એટલે શું તેમજ કાગળીયા ચલણ પદ્ધતિ એટલે શું? એ બન્ને ચલણ પદ્ધતિઓ સ્વાભાવિક અને અકૃતિમ હોવી જોઇયે; અર્થાત્ દેશન વેપારની જરૂરીયાત પ્રમાણે પૈસો આપોઆપ વધારેઓછો થા એવી સગવડ તે પદ્ધતિઓમાં હોવી જોઇયે. પરંતુ ટંકશાળો ખોલ્ય સિવાય તેમજ ચલણી નોટોને પરિવર્તનીય બનાવ્યા સિવાય તે બની શકે નહિ. બન્ને પ્રકારનાં નાણાંની સંખ્યા અને કિંમત સરકાર કાયદા પર અવલંબિત રહે તો એ પદ્ધતિ કૃત્રિમ બને છે; અને એવ કૃત્રિમ પદ્ધતિ દેશના વ્યાપારને નુકસાનકારક નીવડવાનો ભ રહે છે. આથી જ સંપતિશાસ્ત્રની દૃષ્ટિથી એવો સિદ્ધાન્ત થયેલ છે કે ધાત્વાત્મક અથવા કાગળીયાંની ચલણ પદ્ધતિ સ્વાભાવિક હોવ જોઇયે. આ દૃષ્ટિથી જ દેશની આબાદી સાથે વેપારમ વ્યાવહારિક ચલણ પદ્ધતિ શરૂ થાય છે. આ પદ્ધતિન પ્રવર્તક સંસ્થાઓ એટલે પેઢીઓ. ચાલો, ત્યારે હવે પછીન પ્રકરણમાં એ પેઢીની સંસ્થાઓના ઇતિહાસ અને સ્વરૂપનો વિચા કરીયે કે જેથી એ સંસ્થાઓ વ્યાવહારિક કાગળીયાનું ચલણ કેવ રીતે પ્રચારમાં મુકી શકે છે તે સ્હેલાઇથી સમજી શકાય.

---

# પ્રકરણ ૧૨મું

## પેઢીઓની ઉત્પત્તિ

વિકાસક્રમની ઉતરતી ભૂમિકામાં સમાજમાં પેઢીઓના વ્યાપારની ઉત્પત્તિ શક્ય નથી. કારણ કે, આવી જંગલી સ્થિતિમાં નાણું અથવા પૈસો વ્યવહારમાં બિલકુલ જ વપરાતો હોતો નથી. મૃગયાવૃત્તિ, ગોપાલવૃત્તિ અને કૃષિવૃત્તિ સમાજમાં પેઢીઓની ઉત્પત્તિ થઈ શકતી નથી. પરંતુ તેથી આગળની સ્થિતિમાં પૈસાનો હમેશનો વ્યવહાર શરૂ થાય છે. કલાકૌશલ્યની વસ્તુઓ ઉત્પન્ન થવા લાગે છે એટલે નિરનિરાળા દેશોનો વ્યાપાર શરૂ થાય છે. આવા વ્યાપારની દૃષ્ટિ સાથે નાણાંનો વિશેષ ખપ પડવા લાગે છે. આવી સ્થિતિમાં નિરનિરાળા દેશોનાં તે તે દેશની રાજસત્તાનિદર્શક ચિહ્નયુક્ત સોના રૂપાનું કિંવા ત્રાંબાનું અને લોઢાનું નાણું વ્યાપારમાં ચાલુ થાય છે; અને પરિણામે શરાફી ધંધાની જરૂર ઉભી થાય છે. આ વખતે જ મોટી મોટી પેઢીઓ ઉત્પન્ન થાય છે. આ પેઢીઓના વ્યાપારનું પૂર્ણ સ્વરૂપ આપણે વર્તમાન કાળમાં યુરોપમાં નિહાળી શકીયે છીયે. પરંતુ પેઢીઓએ કંઈ આવું સ્વરૂપ એકદમ પ્રાપ્ત નહોતું કર્યું. એ સ્વરૂપ તેમણે ધીમે ધીમે પ્રાપ્ત કર્યું છે. તે કેવી રીતે પ્રાપ્ત થયું તે જ આપણે હવે સમજવાનું છે. એમ કહેવાય છે કે યુરોપમાં કળિયુગ પૂરો થઈને તેરમા શતકમાં નવીન યુગનો ઉદય થયો. આ કાળમા ધંધાવ્યાપારમાં, કલાકૌશલ્યમાં અને બીજી બધી બાબતોમાં ઈટાલી દેશનાં સંસ્થાનો આગળપડતાં હતાં. આ કાળમાં યુરોપના બીજા દેશો સુધારણા અને વ્યાપારની બાબતમાં ઘણા જ પછાત હતા. તે કાળમાં યુરોપમાં ઇટાલીનાં વેનીસ, જીનોઆ અને ફ્લૉરેન્સ એ શહેરો અત્યંત શ્રીમાન હતાં. આનું કારણ એ હતું કે, યુરોપ અને

એશીયાની વચ્ચે વ્યાપાર ચાલુ કરવા માટે તે દરવાજારૂપ હતાં એ કાળમાં એશીયા ખંડના હિન્દુસ્તાન, ઇરાન, અને ચીન વગેરે દેશો ખૂબ આબાદ હતા અને કલાકૌશલ્યના કાર્યોમાં તેમણે પ્રાવીણ્ય પ્રાપ્ત કર્યું હતું. આ દેશોનો માલ ઉપરનાં શહેરો ઇટાલીમાં લઇ જઇને યુરોપમાં વેચતાં અને પુષ્કળ ફાયદો મેળવતા. આ કારણુથી સ્પેન અને પોર્ટુગલમાંના દરિયાવર્દી લોકો હિન્દુસ્તાનમાં જવાનો નવો રસ્તો શોધી કાઢવા માટે પ્રયત્નો કરી રહ્યા હતા.

આ લોકો આફ્રિકાના કિનારાની નીચેના ભાગમાં વારંવાર આવજા કરતા હતા. વાસ્કો ડી ગામાએ અંતે હિન્દુસ્તાનનો કિનારો શોધી કાઢયો. આ હિન્દુસ્તાન શોધી કાઢવાના નાદમાં કોલમ્બસે અમેરિકા શોધી કાઢયો. આ બે મોટી શોધોથી યુરોપની સમૃદ્ધિમા ફેરફાર થવા પામ્યો. પૂર્વે ઇટાલી બહુ જબ્બર હતું, તેમજ તેના શહેરોનું આખા યુરોપમાં પ્રાબલ્ય હોઇને તેનો વૈભવરવિ ઉચ્ચસ્થાને વિરાજતો હતો. પરંતુ અમેરિકાની શોધથી અને હિંદુસ્તાનમાના નવા માગથી તેનો વૈભવ નષ્ટ થયો અને સ્પેન, પોર્ટુગલ, બેલ્જીયમ અને ઇગ્લંડ, એ દેશોનું મહત્ત્વ વધ્યુ. આ પરિસ્થિતિને અંગે પેઢીઓના વ્યાપારનું પણ સ્થાનન્તર થયું. ઇટાલીનાં શહેરોનો સંબંધ હજારો શહેરોની સાથે હતો. આથી તે દેશના વ્યાપારીઓને ત્યા નિરનિરાળા દેશમાંનું નાણું આવતું. આ નાણાંની યોગ્ય કિંમત ઠરાવીને તેની અદલાબદલી કરવી, તેમજ વ્યાપારીઓનાં નાણા નિરનિરાળા સ્થળે પહોંચાડવાં વગેરે કામ એ દેશની પેઢીઓ કરતી. આ સિવાય એ શહેરોમાં આખા યુરોપનો વ્યાપાર સંકલિત થવાનું બીજું પણ એક મોટું કારણ હતું. યુરોપમાં એ સમયે રોમન કેથોલિક ધર્મ સર્વત્ર પ્રસાર પામ્યો હતો અને એ ધર્મનો મુખ્ય ધર્માધ્યક્ષ પોપ રોમમાં રહેતો હતો. યુરોપના નિરનિરાળા દેશોમાંથી ધર્મને નામે એક પ્રકારનો કર ઉઘરાવવામા આવતો, જેના

ઉપર પોપનો નિભાવ હતો. એ કર ઉઘરાવવાનું કાર્ય ઇટાલીના પેઢી-દારો કરતા. આ પેઢીવાળાઓ શાહુકારનો ધંધો કરતા, રાજાઓને પણ પૈસો ધીરતા, તેમજ દેવા અને વ્યાજની ભરપાઇ કરવા માટે નિરનિરાળા કરોની વસુલાતનું કામ પણ તેમની પાસે આવતું. આ શહેરોના પેઢીવાળાઓનો વૈભવ આવો હતો. પૂર્વે આ પેઢીઓ ખાનગી માલીકીની હતી, પરંતુ પછીથી સરકારી પેઢીઓ નીકળવા લાગી, તેમજ સરકારને નાણું ધીરવા માટે કેટલીક પેઢીઓ સંયુક્ત મૂડીની પદ્ધતિ પર પણ નીકળવા લાગી. નિરનિરાળા દેશોમાં પેઢીઓ નિરનિરાળા કારણોને લઇને અસ્તિત્વમાં આવે છે.

પોર્તુગલ અને સ્પેન પછી વસાહતના કામમા હોલંડ બહુ આગળ વધ્યું હતું. એશીયામાં અને અમેરિકામાં તે દેશે ઘણી વસાહતો કરી હતી; અને ઇંગ્લંડનું વર્ચસ્વ જામ્યા પહેલાં લાવજાનો બધો વ્યવહાર તેને જ હાથ હતો. આથી હોલંડમાં પુષ્કળ દેશોનું નાણું ભેગું થતું. હોલંડ એ એક ન્હાનો દેશ હોઇને તે દેશનું પોતાનું સ્વતંત્ર નાણું તો બહુ જ થોડું હતું. અન્ય દેશોનું નાણું બહુ વપરાયલું-ઘસાયલું અને ઓછી કિંમતવાળું-હોય છે. નાણાંની આ ગરબડને લઇને હોલંડના વ્યાપારમાં ખોટ આવવા લાગી. વળી ઘસાયલા નાણાં બદલ કસર આપવી પડવાને લીધે પણ તેને ભારે ખોટ આવવા લાગી. હોલંડ દેશ નવું નાણું પાડે તેમાં પણ કંઇ સાર નહોતો; કારણકે તેમ કરવાથી તો તે નાણું ગ્રેશૅમના નિયમ પ્રમાણે તરત જ બહારના દેશોમાં જાય. આ અડચણ દૂર કરવા માટે આમસ્ટર્ડામમાં સરકારના આશ્રયથી એક મોટી પેઢી સ્થાપવામાં આવી. આ પેઢી સઘળા પ્રકારનું નાણું તેની ખરી કિંમતથી લેતી અને નાણું લાવનાર માણસને પેઢીના નામની નોટો આપતી. અમુક રકમ સુધીનું ભરણું ભરનાર માણસને આ પેઢીની નોટો અને રોકડનાણું આપવું પડે એવો સરકારી ઠરાવ હોવાથી કેટલાક વ્યાપારીઓને આ પેઢી

સાથે પોતાનો વ્યવહાર રાખવો જ પડતો. આ વ્યવસ્થાને લીધે આ પેઢીની દેશપરદેશમાં એટલી તો શાખ બંધાવા પામી કે તે પેઢીની નોટો માટે અમુક વટાવ આપવો પડતો. આ પેઢીને લીધે હોલંડમાંની નાણાવિષયક ગરબડ શમી ગઈ; અને એ ગરબડને લીધે હોલંડના વ્યાપારની જે નુકસાની થતી હતી તે બંધ થઈ, તેમજ તેનો વ્યાપાર ઝપાટાબંધ વધતો જ ચાલ્યો. દેશમાં બચત તરીકે રહેતું સઘળું નાણું આ પેઢીમાં ઘસડાઈ આવવા લાગ્યું. આથી વ્યાપારીઓને પૈસાની તાણ કદાપિ પડતી નહિ. આ રીતે એ પેઢીએ હોલંડમાં વ્યાપારની વૃદ્ધિ કરી. પછીથી સરકારે એ પેઢી પાસેથી મોટી રકમ લીધી અને તેનો લડાઈના ખર્ચમા ઉપયોગ કર્યો. એ કારણથી તે પેઢીની સ્થિતિ ઘણી જ ખરાબ થવા પામી.

ઇંગ્લંડમાં પેઢીઓની ઉત્પત્તિનું કારણ જૂદું જ હતું. પૂર્વે ઈંગ્લંડના મુખ્ય વ્યાપાર પરકીય હતો. પરંતુ પાછળથી દેશી વ્યાપારીઓ આગળ આવવા લાગ્યા. પૂર્વે લોકો પોતાનો પૈસાટકો અને સોના રૂપાની સિલિક સાચવવા માટે સરકારી તીજોરીમાં મુકતા. પરંતુ ઇ. સ. ૧૬૪૦ માં ચાર્લ્સ રાજાએ લોકોનો પૈસો પોતાની બળજોરીથી તીજોરીમાંથી કાઢ્યો. આથી પ્રજાનો રાજા ઉપરનો વિશ્વાસ ઉઠી ગયો અને ત્યારથી લોકો પોતાનો પૈસોટકો વગેરે સરકારી તીજોરીમાં નહિ મૂકતાં ખાનગી સોનીઓને ત્યા મૂકવા લાગ્યા. આ સોનીઓ શરાફી વ્યાપાર કરતા હોવાથી પૈસોટકો વગેરે તેમને ત્યા મૂકવાનું લોકોને વધારે સુરક્ષિત ભાસવા લાગ્યું. પ્રથમ તો આ પ્રમાણે મૂકાતી થાપણ પર આ શરાફોને અમુક ટકા સચવામણ તરીકે આપવા પડતા. પરંતુ જ્યારે તેમણે જોયું કે, લોકો એકદમ પોતાની થાપણ માટે કદાપિ માગણી કરતા નથી, તેમજ સાધારણ રીતે એ. બધી એકંદર થાપણના એકતૃતીયાંશ ભાગ જેટલા રોકડા પૈસા જ માત્ર રોજના લેવડદેવડના વ્યવહાર માટે પૂરતા છે, ત્યારે તેમણે બાકીની

રકમની વ્યાજબી ધીરધાર વ્યાપારીઓમાં કરવા માંડી. આ પદ્ધતિથી વ્યાપારીઓને સહજ રીતે મૂડી મળવા લાગી અને વ્યાપારમાં તેજી આવવા લાગી. શરાફોને માટે આ વ્યાપાર બહુ જ લાભદાયી હતો. આથી તેમણે થાપણદારો પાસેથી જે અમુક ટકા લેવામાં આવતા તે લેવા બંધ કર્યા અને ઉલટું થાપણદારોને તેમની થાપણ ઉપર થોડું થોડું વ્યાજ આપવા માંડયું. આ પદ્ધતિથી તેમની પાસે વધારે થાપણો આવવા લાગી. ઘરમાં નાણું નહિ રાખી મુકતાં વ્યાજે થાપણ મુકવાની વૃત્તિ લોકોમાં વધવા લાગી. કારણકે પૂર્વે જે થાપણ સાચવવા માટે અમુક રકમ આપવી પડતી તેને બદલે હવે થાપણ મુકવી એ એક થોડીશી આવકની બાબત થઈ પડી. વળી પ્રસંગે જરૂર પડે ત્યારે તમામ થાપણ ઉપાડી લેવાનો પોતાનો અધિકાર તો કાયમ જ રહેતો. આ રીતે થાપણ મુકવાની પદ્ધતિ સાર્વત્રિક બની ગઈ અને થાપણદારો ઉભરાઈ જવા લાગ્યા. આ યોગને લીધે દેશમાં મૂડી ઝપાટાબંધ વધવા લાગી; કારણકે, પ્રથમ જે મૂડી નિરૂપયોગી રહેતી અને ઉત્પાદક ધધામાં જેનો ઉપયોગ થઈ શકતો નહોતો, તેનો હવે ઉત્પાદક ધંધામાં ઉપયોગ થવા લાગ્યો. શરાફનો ધંધો કરનારી પેઢીઓ મૂડી એકત્ર કરનારી સંસ્થાઓરૂપ બની ગઈ. આ રીતે વ્યાપારને બહુ ઉત્તેજન મળ્યું અને ઇંગ્લંડની હરેક રીતે આબાદી થવા લાગી.

સમાજની કઈ સ્થિતિમાં પેઢીના વ્યાપારની આવશ્યકતા ઉત્પન્ન થાય છે, તેમજ યુરોપના કયા કયા દેશોમાં કયા કયા કારણોને લીધે પ્રથમતઃ પેઢીઓની સ્થાપના થઈ હતી, એ વિષે આપણે અત્યાર સુધી વિવેચન કર્યું; તેમજ ઇંગ્લંડમાં પહેલા ચાર્લ્સ રાજાના વિશ્વાસઘાતથી લોકો પોતાની મૂડી સોની શરાફને ત્યાં મુકવા લાગ્યા, અને પરિણામે એ શરાફો ધીમે ધીમે કેમ પેઢીદારો

બની ગયા, એ બધી બાબતનું દિગ્દર્શન થયું. હવે ઇંગ્લંડની સૌથી મોટી બૅંક, બૅંક ઑફ ઇંગ્લંડની સ્થાપનાની સંક્ષિપ્ત હકીકત આપીને પેઢીના નિરનિરાળા પ્રકાર અને તેના આન્તરિક સ્વરૂપનો વિચાર આપણે કરીશું.

ઇંગ્લંડનો રાજા વિલીયમ ત્રીજો હોલંડનો રહીશ હતો. તે કાળના ડચ લોકો વ્યાપારમાં આગળ વધેલા હતા. પેઢીના વ્યાપારનું મહત્ત્વ અને તેનું વ્યાપાર ઉપરનું સુપરિણામ તેઓ સારી રીતે સમજી શકતા હતા. રાજા વિલીયમ આવા લોકો પૈકીનો હતો. સિવાય તે મહાન ધૂર્ત મુત્સદ્દી હતો. ફ્રાન્સની સાથે યુદ્ધ કરીને ફ્રાન્સના રાજા લુઇ ચૌદમાને પરાભવ પમાડવાની વિલીયમની ઇચ્છા હતી. આથી તેની આખી જીંદગી લડાઇઓ લડવામાં જ ગઇ હતી. ઈ. સ. ૧૬૯૪માં તેને બાર લાખ પાઉંડની જરૂર પડી હતી. આટલી રકમ દેનારાઓને બૅંક ઑફ ઇંગ્લંડના નામથી એક પેઢીની સ્થાપના કરાવીને તેમને વિશેષ સગવડો આપવાનું રાજા વિલીયમે કબુલ કર્યું. સરકારને જોઇતા હતા તેટલા પૈસા એકાદ બે અઠવાડીયામાં ભેગા કરી આપવામાં આવ્યા એટલે આ પેઢીની સ્થાપના કરવામાં આવી. આ પેઢીની સ્થાપનાનો કાયદો પસાર કરતી વખતે પાર્લામેન્ટમાં બહુ જ સખત વાદવિવાદ થયો હતો. ઘણા લોકો આ કલ્પનાની વિરૂદ્ધમાં હતા. તેમનો મત એવો હતો કે આ પેઢીને લીધે સરકાર ગમે તેટલું નાણું કરજ ઉપર મેળવી શકશે અને પરિણામે પાર્લામેન્ટના આસન પર બેસીને તે એક જુલમી અને અનિયન્ત્રિત સરકાર બનશે; તેમજ આ પેઢીથી ખાનગી વ્યાપારને પણ ધક્કો લાગશે અને પૈસાની લેવડદેવડ કરનારા શરાફો ખાનગી લોકોને હેરાન કરશે. આવા આવા પ્રકારની હજારો કુશંકાઓ તે સમયે ઉદ્ભૂત થઇ હતી. પરંતુ વિલીયમના શાણા અને

ધૂર્ત મુત્સદ્દી પ્રધાનોએ ભાવિ લાભોની વાતો કરીને પોતાનું ધાર્યું કરાવી લીધું. અર્થાત્ પેઢીની સ્થાપનાનો કાયદો પસાર કરાવી લીધો. વળી સરકારના કરની રકમો આવે તે જમા કરવાનું અને સરકારને જે જે રકમો અપાય તે સરકારને ખાતે ઉધારવાનું (અર્થાત્ સરકારનું જમાખર્ચીનું) કામ પણ આ બેંકને જ આપવામાં આવ્યું; એટલું જ નહિ, પરંતુ એ કામ કરવા બદલ બેંકને દર વર્ષે ચાર હજાર પાઉંડની રકમ મહેનતાણા તરીકે આપવાનું પણ ઠરાવાયું. આ રીતે બેંકને દર વર્ષે એકંદર એક લાખ પાઉંડની સરકાર તરફથી કાયમની આવક થઇ. ઉપરાંત આ બેંકને ચલણી નોટો કાઢવાનો અધિકાર પણ આપવામાં આવ્યો હતો. આથી આ પેઢીને બહુ લાભ થયો. આ પેઢી અને સરકારની વચ્ચે દૃઢ સંબંધ હતો. વારંવાર પેઢીની સનંદ સુધરી સુધરીને મળતી. આ બેંકને લીધે સરકારને વારંવાર જોઇતી રકમ બહુ જ ઓછા વ્યાજના દરથી મળતી. બેંકની મૂળ થાપણ બાર લાખ પાઉંડની હતી. તેમાં વારંવાર વધારો કરીને તે એક કરોડ સુધી વધારવામાં આવી હતી. આ બેંક પોતાનો સઘળો વ્યવહાર બીજી ખાનગી પેઢીઓની પેઠે જ કરતી. આ વ્યવહારથી પણ તેને તો સારો જ લાભ મળ્યો. આ રીતે આ બેંક દિનપ્રતિદિન આબાદ થતી ગઇ. પછીથી નોટો કાઢવાનો અધિકાર આ બેંકની એક સ્વતંત્ર શાખાને અપાયો હતો. આ બેંકનો હિસાબ દર અઠવાડીયે પ્રસિદ્ધ થતો. આમ બેંકનું દેવું, લેવું, અને શિલિક એ ત્રણેનો હિસાબ દર અઠવાડીયે પ્રસિદ્ધ થતો હોવાથી તેમાં લુચ્ચાઇ થવાનો સંભવ નહોતો ઉપરાંત સરકાર સાથે બેંકનો ખાસ સંબંધ હોવાથી તે માટે લોકશ્રદ્ધા પણ મોટા પ્રમાણમાં હતી. આથી લોકો આ બેંકની નોટો ખુશીથી સ્વીકારતા. બેંકની આવી શાખને લીધે જ સરકાર મોટી મોટી લડાઇઓનું ખર્ચ નિભાવી શકી હતી. કારણકે, પારકા દેશમાં

લડાઇનું ખર્ચ રોકડ કરવું પડે છે. આ રોકડ રકમ બૅંક પાસેથી લેવામાં આવતી. બૅંકની પાસે લોકોની થાપણો રહેતી હોવાથી તે ગમે ત્યારે ગમે તેટલી રકમ સરકારને પૂરી પાડી શકતી. રોકડ નાણું દેશાવરમાં તણાઇ જાય ત્યારે દેશમાં નાણાંભીડ વધવાનો સંભવ છે; અને આવી નાણાંભીડ થાય ત્યારે વ્યાપારને ધક્કો લાગે છે. પરંતુ આ બૅંકની સહાયથી ઇંગ્લંડ દેશ એ અનર્થથી કેટલીયે વાર બચી જવા પામ્યો છે. કારણકે એવા કટોકટીને સંગે આ બૅંક ગમે તેટલી ચલણી નોટો કાઢી શકે છે. અને ચલણી નોટોના બદલામાં રોકડ નાણું આપવાની જે શરત કાયદામાં હોય છે તે અમુક ચોક્કસ કાળ પર્યંત સરકાર કાયદાથી રદ કરી શકે છે. આ રીતે એ બૅંકથી ઇંગ્લંડની સરકારને, ઇંગ્લંડના વ્યાપારને અને દેશના સઘળા લોકોને અનેક પ્રકારનો લાભ થયો છે.

ઉપર કહ્યું જ છે કે, જ્યારે એ બૅંકની સ્થાપના કરવામાં આવી ત્યારે પ્રથમ તો ઘણી જ ગેરસમજ ફેલાવા પામી હતી. તેમજ કેટલીક કુશંકાઓ પણ થઇ હતી. આ ઉપરાંત ઇંગ્લંડમાંના ખાનગી પેઢીઓવાળાઓ આ અર્ધવટ સરકારી બૅંકની ઇર્ષ્યા કરતા અને તેનું દીવાળું નીકળે તે માટે ઘણા ઘણા પ્રયત્નો કર્યા કરતા. ચલણી નોટોનો મોટો જથ્થો ભેગો કરીને આ પેઢીવાળાઓએ બૅંકમાં જઇને રોકડ રકમની માગણી કરવાના અનેક પ્રયત્નો કર્યા. પરંતુ તેમનો એક પણ પ્રયત્ન સફળ નીવડ્યો નહિ.

સંયુક્ત મૂડીની પ્રથા પર આ પહેલી જ બૅંક નીકળી હોવાને લીધે લોકોમાં તે વિષે ભારે ગેરસમજ ફેલાવા પામી હતી. સંયુક્ત મૂડીનું તત્ત્વ હવે બધા વ્યાપારમાં રૂઢ થઇ ગયું છે, અને એ તત્ત્વથી વ્યાપારને પુષ્કળ ઉત્તેજન મળ્યું છે; તેમજ ઇંગ્લંડમાં હવે કદી તેને લીધે નાણાંની ભીડ પડતી નથી. પરંતુ તે કાળમાં તે તત્ત્વનો

પ્રયોગ નવીન હતો. એ વખતે કેટલીયે કંપનીઓએ દેવાળાં કાઢયાં હોઇને એ તત્ત્વ વિષે લોકો શંકિત થયા હતા. ઍડમ સ્મિથ જેવો પ્રસિદ્ધ સંપતિશાસ્ત્રવેત્તા સુદ્ધાં આ સંયુકત મૂડીના તત્ત્વની વિરુદ્ધમાં હતો. આવે સમયે ઇ.સ. ૧૬૯૪માં સંયુક્ત તત્ત્વ પર સ્થપાયેલી બૅંક ઑફ ઇંગ્લંડ બદ્દલ ગેરસમજ ફેલાય એ સ્વાભાવિક જ હતું. પરંતુ બૅંકના ઉત્તમ વહીવટને લીધે એ ગેરસમજ દૂર થઇ ગઈ. એટલું જ નાહ, પરંતુ સંયુક્ત તત્ત્વથી થનારા ફાયદા લોકો સમજતા થયા. જો કે ઍડમ સ્મિથ આ તત્ત્વની વિરુદ્ધમાં હતો, તોપણ સંયુક્ત તત્ત્વ પર ફાયદો થાય તેવી રીતે વહીવટ કરનારી સંસ્થાઓ પેઢીની જ છે એમ તે કહેતો.

ખાનગી પેઢીઓના કરતાં સંયુકત મૂડીના તત્ત્વ પર ચાલતી પેઢીઓની શાખ સ્વાભાવિકપણે જ વધારે હોય છે. કારણ કે તેમાં પુષ્કળ લોકોની મૂડી હોઇને જે જે મનુષ્યનો તે બેંકમાં ભાગ હોય છે તે તે મનુષ્ય તે બૅંકની શાખ સંબંધી ઉદ્દગારો પોતાના ઇષ્ટ મિત્રો પાસે કાઢે છે. ખાનગી બેંકોને આ લાભ મળતો નથી. સિવાય તેવી બેંકોનો વહીવટ ખરાબ માણસોને હસ્તક જવાનો પણ સંભવ હોય છે. ખાનગી પેઢીનો વહીવટ કરનારો મનુષ્ય ખરાબ નીકળે તો તેને ખસેડી શકાય નહિ. પરંતુ સંયુકત મૂડીના તત્ત્વ પર ચાલતી બૅંક કે પેઢીના વ્યવસ્થાપક પર સઘળા ભાગીદારોનો અધિકાર હોય છે; અને એકાદ ડાયરેકટર ખરાબ નીવડે તો તેને તાબડતોબ દૂર કરી શકાય છે. આ રીતે આવી પેઢીઓનો વહિવટ સ્વાભાવિક રીતે જ સારો હોય છે. પેઢીના વ્યાપારની આબાદીનો આધાર તેની શાખ ઉપર હોય છે. કારણકે, પેઢીવાળાનો પૈસો તે એની શાખ છે. સંયુક્ત મૂડીના તત્ત્વ પર નીકળેલી પેઢીઓની ઉત્તમ શાખને લીધે તેમની ચલણી નોટો નાણાંની પેઠે ચાલી શકે છે. ખાનગી પેઢીઓ પણ આવો વ્યાપાર

કરે છે ખરી; પરંતુ તેવી પેઢીઓની શાખ બદલ શંકા ઉત્પન્ન થયા પછી તેમાં થાપણુ તરીકે મૂકેલી રકમો ઉપાડી લેવા માટે કિંવા નોટોના બદલામાં રોકડ નાણું આપવા માટે માગણીઓ થવા લાગે છે. આવી માગણીઓ થવા લાગે અને પેઢી પાસે પૂરતું નાણું ન હોય તો તેને દેવાળું કાઢવાનો વખત આવી લાગે છે. આવી સ્થિતિમાં એ પેઢીને ગમે તેટલા ભારે વ્યાજના દરથી નાણું ભેગું કરવું પડે છે. પણુ આમ થવાથી પેઢીનું નુકસાન વધી જાય છે, અથવા તો તેને ડૂબવાનો વખત આવે છે. પરંતુ સંયુક્ત મૂડીના તત્ત્વ પર ચાલતી પેઢીઓને આવો પ્રસંગ ભાગ્યે જ આવે છે. કારણુકે, ઉપર કહ્યું તેમ તેવી પેઢીઓને માટે લોકોને વિશ્વાસ હોઇને આવી માગણી એકદમ થતી નથી; અને કદાચ એવો સંભવ આવી પહોંચે છે તો ભાગીદારો પાસેથી નાણું એકઠું કરી શકાય છે. વળી એવી પેઢીઓનો હિસાબ વખતોવખત પ્રસિદ્ધ થતો રહેતો હોવાને લીધે એવી પેઢીઓમાં લુચ્ચાઇ થવાનો સંભવ બહુ ઓછો રહે છે. આ સર્વ કારણોને લીધે સંયુક્ત તત્ત્વો પર ચાલતી પેઢીઓ વર્ષો સુધી ચાલુ રહેવાનાં ઉદાહરણો છે. બૅંક આફ ઇંગ્લંડ એવું એક અદ્વિતીય ઉદાહરણુ છે. તેની સ્થાપના પછી તેની આબાદી જ થતી ગઈ છે; એટલું જ નહિ, પરંતુ સઘળી બૅંકોમાં તેનું પ્રમુખ સ્થાન છે. સઘળા દેશોનાં વ્યાજ, કસર વગેરેનો દર આ બૅંકના દર પર અવલંબી રહે છે, એટલી આ બૅંકની પ્રતિષ્ઠા છે.

---

# પ્રકરણ ૧૩ મું

## પેઢીનું સ્વરૂપ અને તેનો ઉપયોગ

પેઢીવાળો એટલે કોણ? આ પ્રશ્નનો વિચાર સહજ બારીકીથી કરવામાં આવે તો આપણને તત્કાળ સમજાશે કે, પેઢીવાળો એટલે પૈસાનો કિંવા મૂડીનો વ્યાપારી. પૈસાની લેણદેણ કરનારો શરાફ એટલે પેઢીવાળો. ખાનગી, સંયુક્ત મૂડીવાળી અને સરકારી, એવી ત્રણ પ્રકારની પેઢીઓ હોય છે. ખાનગી પેઢીઓમાં ભાગીદારો બહુ ઓછા હોય છે અને પેઢીની સર્વ વ્યવસ્થા તેમને જ હસ્તક હોય છે. સંયુક્ત મૂડીની પેઢીમાં પુષ્કળ ભાગીદારો હોય છે. આ ભાગીદારો જાતે કંઇ વહીવટ કરતા નથી, પરંતુ પોતાના ભાગીદારો પૈકીના અમુકને ડાયરેકટર તરીકે નીમે છે, અને તેને હસ્તક પેઢીની બધી વ્યવસ્થા હોય છે. ખેડુતોના લાભાર્થે સરકાર પેઢીઓ કિંવા બકો કાઢે છે, કિંવા લોકોના ઉપયોગાર્થે પણ તે ટપાલ ખાતા મારફત બેંકો કાઢે છે. આવી બેંકોને સરકારી પેઢીઓ કહેવાય. અર્વાચીન પેઢીઓ મુખ્યત: ચાર પ્રકારનું કામ કરે છે. પેઢીનું પહેલું કામ લોકોની થાપણ રાખવી, બીજું કામ લોકોને વ્યાજે પૈસા ધીરવા, ત્રીજું કામ ચલણી નોટો કાઢવી અને ચોથું કામ લોકોના પૈસા એક સ્થળેથી બીજે સ્થળે પહોંચતા કરવા. આ છેલ્લાને હુંડીનો વ્યાપાર કહે છે. પેઢી શબ્દ સાંભળતાંની સાથે જ હુંડીનો વ્યાપાર કરનારી સંસ્થા, એવો અર્થ આપણા મનમાં ઉદ્ભૂત થાય છે. પેઢીના આ કર્તવ્યનું સ્વરૂપ તદ્દન ખુલ્લું છે. ઘણા માણસોને કોઇ ને કોઇ વાર બીજે સ્થળે પૈસા મોકલવા પડે છે; અને આ સુધારાના જમાનામાં તો પૈસો પરદેશ મોકલવાની જરૂર પણ પડે છે. આ પૈસા તેને

પોતાને જ પહોંચતા કરવાના હોય તો તેમ કરવા માટે વિશ્વાસુ માણસની જરૂર પડે છે. કદાચ તેવો માણસ મળી આવે, તોપણ તે પદ્ધતિ બહુ ત્રાસજનક અને ખર્ચાળ થઈ પડે છે. તે જ પ્રમાણે ધારો કે, આપણે મુસાફરીમાં હોઇયે ત્યાં આપણુને પૈસાની જરૂર પડે તે માટે હંમેશાં પૈસા સાથે રાખવાનું જોખમ આપણે વેઠવું પડે છે. આ સમયે પૈસાની લાવજા જો કોઈ કરી આપે તો તે કામગીરી બદલ કંઇ પણ મહેનતાણું આપણે ખુશીથી આપીયે. ધારો કે, તમારે કાશીએ પૈસા મોકલવાના છે. એ પૈસા જો પેઢી દ્વારા મોકલાય તો બહુ સગવડકર્તા થઇ પડે. તમે જેટલા પૈસા અહીં અમુક પેઢીમાં ભરો તેટલા પૈસાની તે પેઢીવાળો શાહજોગી હુંડી આપશે; અને તે હુંડી કાશીની જે પેઢી ઉપરની અપાઈ હોય તે પેઢી ઉપર તમારો માણસ જઈને બતાવે એટલે તેને તરત રોકડાં નાણાં મળશે. આને જ હુંડી શીકારાઈ કહેવાય છે. આ કામગીરી બદલ હુંડીવાળો અમુક હુંડીયામણ લે છે. પરંતુ આ હુંડીયામણનો દર, પ્રત્યક્ષ પૈસા અગર નોટો ટપાલ દ્વારા કિંવા માણસની સાથે મોકલતાં જે ખર્ચ થાય તેના કરતાં ઓછો હોવો જોઇયે એ દેખીતું જ છે; અને તેમ હોય તો જ લોકો હુંડી લે. બીજી રીતે નાણું મોકલવામાં જે ખર્ચ થાય તેના કરતાં વધારે દર પેઢીવાળો માગે તો તેને ત્યાં કોઈ ઘરાક જ ન આવે. પેઢીવાળાની જુદાં જુદાં મથકોએ આડત હોય છે, જેની મારફત પૈસાની લેવડ-દેવડની વ્યવસ્થા થાય છે; અને તેથી ઉભયને લાભ થાય છે. આ હુંડીની પદ્ધતિથી દેશમાં પૈસાની લેવડદેવડ સુલભ થઇ પડે છે. તેનાથી રોકડ નાણું અહીંથી ત્યાં લઇ જવાની કડાકૂટ, ખર્ચ અને ત્રાસ બચે છે. કારણકે એક સ્થળના પેઢીવાળા પાસે બીજે ગામ મોકલવા સારૂ પૈસા આવે છે, અને પેલા બીજા ગામના આડતીયા પાસે આ પહેલા ગામવાળા આડતીયાને મોકલવાના પૈસા જમા હોય છે.

હવે જો તેઓ એક બીજાની હુંડી અરસપરસ શીકારી લે તો રોકડાં નાણાં મોકલવાની જરૂર ન પડે, અને પૈસાની લેવડદેવડ ફકત કાગળ-પત્રથી જ થઇ શકે. માત્ર વર્ષ આખરે એક બીજા પાસે નીકળતી લેણી રકમ રોકડી મોકલી આપી એટલે થયું. આ પદ્ધતિથી હુંડીની લેવડ-દેવડ એક લાખની થઇ હોય તો રોકડ પૈસાની લાવજા હજાર પાંચસોથી વધારે થવાનું કારણ નથી.

પેઢીનું બીજું મહત્ત્વનું કામ ધીરધાર કરવાનું છે. પેઢીવાળાઓ સોનુંરૂપું. દરદાગીનો વગેરે ઘરાણે રાખીને-ગીરો રાખીને-લોકોને વ્યાજે નાણું ધીરે છે. તેમ સ્થાવર મિલ્કત ઉપર પણ ધીરે છે. જે માણસની પેઢીમાં હમેશાં મૂડી જમા રહેતી હોય છે તેને પણ કોઈ કોઈ વાર તેની થાપણ કરતાં વધારે રકમ તે ધીરે છે; કિંવા પ્રૉમિસરી નોટ લખાવી લઇને પૈસા ધીરે છે. આ સઘળી રીતે ધીરેલાં નાણાંનું વ્યાજ લેવાય છે. પરંતુ પેઢીવાળો એક બીજી રીતે પણ નાણું ધીરી શકે છે. એ ધીરધાર મુદ્દતની હુંડી મોકલીને કરી શકાય છે. અમુક માણસને બે મહીના પછી અમુક મનુષ્ય પાસેથી પૈસા આવવાના છે. તે માણસ પાસે એ બીજા મનુષ્યની મુદ્દતની હુંડી-કિંવા પ્રૉમિસરી નોટ-છે. આ બીજો મનુષ્ય સદ્ધર હોય તો પેઢીવાળો પહેલા માણસને હુંડી કિંવા પ્રૉમિસરી નોટ લઇને રોકડાં નાણાં આપે છે. બે મહીના પછી મળનારાં નાણાં આજે રોકડાં આપવા પડતાં હોઇને પેઢીવાળો તે બદલ સેંકડે અમુક ટકાના દરથી કસર કાપી લે છે. આ કસર એક પ્રકારનું વ્યાજ જ છે. ખરેખરી મુદ્દતની હુંડી ઉપર અથવા બીજાની મુદ્દતની હુંડી-પ્રૉમિસરી નોટ-ઉપર આજે રોકડ નાણું લેવું એટલે ગીરો મુકીને કરજ કરવા જેવું જ થયું. ગીરો મુકેલી વસ્તુ કરજ કરનારો માણસ કરજ ભરપાઈ કરીને લઇ જાય છે, એટલો જ પ્રકાર માત્ર આમાં નથી હોતો. મુદ્દતની હુંડી કિંવા પ્રૉમિસરી નોટના સ્વામિત્વનો પૂર્ણ રીતે હક પેઢીને જ મળે છે.

પેઢીવાળાનું ત્રીજું કામ થાપણ રાખવાનું છે. આ થાપણ ઉપર વખતે પેઢી વ્યાજ આપે છે, અને વખતે નથી પણ આપતી. થાપણો બાંધી મુદતની હોય છે, અગર ચાલુ ખાતાની પણ હોય છે. મુદતની થાપણો પર પેઢીઓ બહુધા વ્યાજ આપે છે. ચાલુ ખાતા ઉપર તે પેઢીની જરૂરીયાત પ્રમાણે વ્યાજ આપવામાં આવે છે, કિંવા તે નથી પણ અપાતું. આ કામને લીધે જ પેઢીને પૈસાની લેવડદેવડ કરનારી સંસ્થા ગણવામાં આવે છે. જે લોકોની પાસે પૈસા હોય છે તેમની પાસેથી પેઢી તે પૈસા કરજ તરીકે અગર ઉછીના તરીકે લે છે; અને જેને જરૂર હોય છે તેને તે વ્યાજે ધીરે છે. જે વ્યાજના દરથી પેઢી પૈસો કરજ ઉપર લે છે તે જ દરથી જો તે પૈસાની ધીરધાર કરે, તો તેથી તો પેઢીને નુકસાન જ થાય. આથી જ કરજ ઉપર લેવાનો–એટલે થાપણના વ્યાજનો–દર, કરજ ઉપર ધીરવાના વ્યાજના દર કરતાં નિરંતર ઓછો જ હોવો જોઇયે. આમ ન હોય તો પેઢીનો વ્યાપાર નુકસાનનો જ થાય અને તે ડૂબે. ખેતરોને પાણી પૂરૂં પાડનાર તળાવ જેવી વ્યાપારીને નાણું પૂરૂં પાડનારી પેઢીની સંસ્થાઓ છે. જેમ નાનાં નાનાં વહેળાંનાં પાણી નિરર્થક વહી જતાં હોય છે તેને અમુક તળાવમાં એકત્ર કરીને પછી તેનો જ્યાં ઉપયોગ હોય તે સ્થળે લઇ જવામાં આવે છે, તે જ પ્રમાણે ખાનગી મનુષ્યને ત્યાં નિરર્થક પડી રહેતું નાણું થાપણના રૂપમાં પોતાને ત્યાં જમા કરી પેઢીઓ વ્યાપારીઓને તે પૂરૂં પાડે છે. વ્યાપારની દૃષ્ટિથી પેઢીનું આ કામ બહુ જ મહત્ત્વનું છે.

પેઢીનું ચોથું કામ ચલણી નોટો કાઢવાનું છે. યુરોપમાં સઘળાં સુધરેલાં રાષ્ટ્રોમાં પેઢીઓને આ નોટો કાઢવાનો અધિકાર આપવામાં આવેલો છે. આ અધિકાર બહુ મહત્ત્વનો હોઇને તેના પર સરકારની દેખરેખ રહે છે. પેઢીઓ કઇ શરત પર કેટલી રકમ સુધીની નોટો

કાઢી શકે, એ માટે સખ્ત કાયદાઓ પણ ઘડવામાં આવેલા હોય છે. એ પ્રમાણે કાયદાથી જેટલી રકમની નોટો કાઢવાની પરવાનગી અપાઇ હોય તેટલી જ રકમની નોટો પેઢીથી કાઢી શકાય છે. હિન્દુસ્તાનમાં આ બધો અધિકાર સરકારે પોતાને જ હસ્તક રાખેલો છે. સરકારી ચલણી નોટો માટે એક સ્વતંત્ર ખાતું છે અને તે ખાતાની મારફત જ આ બધો વ્યવહાર ચાલે છે. પરંતુ અન્ય દેશોમાં તો નોટો કાઢવાનું કામ પેઢીઓને જ હસ્તક હોય છે. આ અધિકારને લીધે જ પેઢીઓ દેશના ઉદ્યોગવ્યાપારને જોઇએ તેટલું નાણું પૂરૂં પાડવામાં શક્તિમાન થાય છે. આ અધિકારથી દેશમાં નવું નાણું નીપજે છે. કારણકે પેઢીની શાખ સારી હોય તો આ ચલણી નોટો રોકડ નાણાં તરીકે જ વાપરી શકાય છે. પત એટલે જ પૈસો, એ વાતનો સાક્ષાત્કાર આ ચલણી નોટોથી જ થાય છે. આ ચલણી નોટો, એટલે જ્યારે માગો ત્યારે રોકડા નાણાં આપવાં એવું પેઢીનુ વચન. જેટલી રકમની ચલણી નોટો પેઢીએ કહાડી હોય તેટલું જ રોકડનાણું પેઢીની તીજોરીમાં જો પડ્યું રહે તો તેથી કંઇ જ લાભ ન થાય. માત્ર લોકોને વધારે સગવડવાળું નાણું મળે એટલું જ. પરંતુ જેટલી નોટો કહાડી હોય તેટલી રકમ રોકડ તરીકે રાખવી પડતી નથી. એક લાખ રૂપીઆની ચલણી નોટો કાઢવામાં આવે તો તેના $\frac{3}{10}$ ભાગ જેટલી રકમનું રોકડનાણું તીજોરીમાં હોય તો પૂરતું છે. કારણકે, જેની જેની પાસે ચલણી નોટો હોય તે તે તમામ માણસો એકી સાથે અને એક જ વખતે એ નોટોનાં બદલામાં રોકડનાણું લેવા આવતા નથી. આ રીતે કરવાથી પેઢીએ સિત્તેર હજારનું તદ્દન નવું નાણું દેશમાં ઉત્પન્ન કર્યા જેવું જ પરિણામ આવે છે. કારણ કે, ચલણી નોટો કાગળીયાની છે તોપણ જ્યાં સુધી તે લોકોની પાસે છે ત્યાં સુધી તેનો ઉપયોગ પૈસા તરીકે જ થતો હોય છે.

પેઢીનું વર્ગીકરણ નિરનિરાળા તત્ત્વો પર કરેલું જોવામાં આવે છે. પેઢીના સ્વરૂપનું નિરુપણ કરતાં પેઢીનાં કામ વિષેનું વિવેચન આપણે કરી ગયા. યુરોપમાં હવે એ નિરનિરાળાં પેઢીનાં કામના નિરનિરાળા પ્રકાર થયા છે. વર્ગીકરણનું બીજું તત્ત્વ એ છે કે, તે સ્વામિત્વ પ્રમાણે થવું જોઇયે.ઘણુંખરૂં બધા દેશોમાં આ તત્ત્વાનુસાર ત્રણ પ્રકારની પેઢીઓ હોય છેઃ ખાનગી, સંયુક્ત મૂડીવાળી અને સહકારી. ઉપરના ત્રણ પ્રકાર પૈકીના પ્રથમ પ્રકારની પેઢીઓ કેટલાંયે વર્ષોથી ચાલતી આવી છે. પેઢીવાળો એ શબ્દ બહુ જુનો છે. જુના વખતના કાગળપત્રો અને જમાખર્ચમાં પણ પેઢીઓનો ઉલ્લેખ જોવામાં આવે છે. પરંતુ આ બધીયે પેઢીઓ ખાનગી હોય છે. આમાં કોઈ કોઈ વાર થોડા થોડા ભાગીદારો હોય છે, પણ તે બહુ થોડા હોય છે. તેમાંનો દરેક ભાગીદાર અમુક અમુક પેઢી પર કામ કરતો હોય છે અને તેનો વહીવટ ચલાવતો હોય છે. સંયુક્ત મૂડીનું તત્ત્વ આપણા લોકો માટે તદ્દન અપરિચિત છે. સામાન્ય લોકો પાસેથી થોડી થોડી રકમથી મોટી મૂડી એકત્ર કરવાની, અને તે મૂડીથી મોટાં મોટાં કારખાનાં અને વ્યાપારઉદ્યોગ ચલાવવાની આપણને બિલકુલ માહીતી નથી, અને તેથી જ આવા તત્ત્વ પર ચાલતી કેટલીયે પેઢીઓ ડૂબે છે, જેને પરિણામે આવી સંસ્થાઓમાં નાણું રોકતાં લોકો ડરે છે. યુરોપમાં પણ પ્રથમ આવું જ બનતું. આ પ્રથાનો લાભ એ છે કે ગરીબ માણસો પાસે પડી રહેલું નાણું ઉત્પાદક બને છે; અને વળી આવી સંસ્થાઓના હિસાબ અવારનવાર પ્રસિદ્ધ થતા રહેતા હોવાને લીધે તેમાં લુચ્ચાઈ થવાનો સંભવ પણ ઓછો રહે છે. દેશમાંના જુદા જુદા ધંધાઓની સ્થિતિ તેના હિસાબ ઉપરથી જોઈ શકાય છે. વળી સંયુક્ત તત્ત્વથી ચાલતા ઉદ્યોગમાં ખાનગી ઉદ્યોગ કરતાં વિશેષ કાયમીપણું હોય છે. ખાનગી ધંધો ચલાવનારો માણસ મરે એટલે તેનો દીકરો તે ધંધો ચલાવશે જ એવો નિયમ નથી હોતો; અને

તેથી તે ઉદ્યોગ પડી ભાંગવાનો પણ સંભવ રહે છે. પરંતુ સંયુક્ત તત્ત્વ પર ચાલતા ઉદ્યોગની બાબતમાં એમ નથી હોતું. એમાં તો એક વ્યવસ્થાપક મુએ એટલે બીજો સારો વ્યવસ્થાપક નીમી શકાય છે. આથી કરીને એ ઉદ્યોગને ધક્કો લાગતો નથી. સંયુક્ત તત્ત્વ પર ચાલતા ઉદ્યોગોમાં આવા આવા અનેક લાભ સમાયલા છે; અને તે વિષે આ પુસ્તકના ત્રીજા ભાગમાંના એક પ્રકરણમાં વિવેચન થઈ ગયેલું હોવાથી એનો અત્રે પુનરુલ્લેખ કરવાની આવશ્યક્તા અમે જોતા નથી. પરંતુ એવા લાભ થવા માટે માણસોએ પ્રામાણિક બનવું જોઇયે. તે વિના આ ધંધામાં ફાયદા કરતાં નુકસાન જ વધારે થાય. છતાં સઘળા ધંધાઓમાં સંયુક્ત તત્વ પર ચલાવવામાં આવતા ધંધાઓ વધારે સોઇવાળા છે. ઍડમ સ્મિથ પોતાના ગ્રન્થમાં એક સ્થળે કહે છે કે, કોઈ પણ ધંધો સંયુક્ત મૂડીના તત્ત્વ પર ફાયદો થાય તેવી રીતે ચલાવવામાં આવે તેવો હોય, તો તે પેઢીનો જ ધંધો છે; કારણકે, પેઢીના ધંધાની પદ્ધતિ એવી હોય છે કે તેને નિયમબદ્ધ કરી શકાય છે, અને વ્યવસ્થાપકની મરજી ઉપર જ કોઇ પણ વસ્તુ ન રહેવા દેવી હોય તો તે પણ તેમાં બની શકે છે. સૌ ભાગીદારો મળીને અમુક નિયમ કરે તે બરાબર પાળવામાં આવે છે કે કેમ, તે દર વર્ષે બરાબર તપાસવામાં આવતું હોય તો લુચ્ચાઈ થવાનો સંભવ બહુ ઓછો રહે છે. આમ લુચ્ચાઇ ન થાય અને પેઢીનો વહીવટ નિયમાનુસાર ચાલે તો તેને ફાયદો પણ થવાનો જ. વળી આ ધંધામાંનો લાભ બીજા ધંધામાંના લાભ જેવો અનિશ્ચિત હોતો નથી. આથી આપણા લોકોએ સંયુક્ત મૂડીના તત્ત્વ પર પેઢીઓ કાઢવાનું કામ હાથ ધરવું જોઇયે. હાલમાં સરકારે ખેડુત પેઢીઓ કાઢવાની જે વ્યવસ્થા રચી છે તે "ખેડુત પેઢીઓ" આ સંયુક્ત મૂડીના તત્ત્વ પર ચાલતી પેઢીઓનો જ એક પ્રકાર છે. પરંતુ એ

પેઢીઓ સંબંધમાં પાછળ વિવેચન થઈ ગયું હોવાથી તે વિષે અત્રે પિષ્ટપેષણ કરવાની જરૂર નથી.

આપણે ત્યાંની સરકારી પેઢીઓ એટલે માત્ર પોસ્ટલ સેવિંગ બેંકસની પેઢીઓ. અન્ય દેશોમાં ખેડુતો માટે અને બીજાં પણ કામો માટે સરકારે પેઢીઓ કાઢેલી છે. ઇ. સ. ૧૮૬૧ માં આ સેવિંગ બેંકની પદ્ધતિ સરકારે પહેલવહેલી શરૂ કરી. આ પદ્ધતિના સંબંધમાં ઇંગ્લંડમાં લગભગ પચાસ વર્ષ સુધી પ્રયત્નો થયા હતા. આ પદ્ધતિ ગરીબ લોકો માટે બહુ ઉપયોગી છે કારણકે, આ બેંકમાં ચાર આના સુધીની રકમ પણ થાપણ તરીકે સ્વીકારાય છે. આ બેંકને લીધે લોકોને કરકસરની અને બચત કરવાની ટેવ પડે છે અને એ બચતનો મુશ્કેલીના સમયમાં ઉપયોગ થઇ શકે છે. પોસ્ટલ બેંકના સંચય પરથી લોકોની સુસ્થિતિ અને નીતિમત્તાનો અડસટ્ટો સારી રીતે કાઢી શકાય છે. આ બાબતમાં આખા યુરોપમાં ફ્રાંસનો નંબર પહેલો આવે છે. ફ્રાન્સમાં ગરીબ લોકો બહુ કરકસરવાળા અને સંચયી હોવાની ખ્યાતિ છે; અને આથી જ ફ્રાન્સમાં બીજા બધા દેશોના કરતાં ગરીબ લોકોની સ્થિતિ ઘણી સારી છે. હિન્દુસ્તાનના ગરીબ લોકો પણ કરકસરીયા અને સંચયી છે. સરકારી અમલદારો ખેડુતોના દારિદ્રનું કારણ આપણા લોકોના ઉડાઉપણાને આભારી છે એમ કહે છે. પરંતુ એકાદ બે બાબત બાદ કરતાં આપણો ખેડુત વર્ગ બહુ જ કરકસરીયો છે, એ વિષે બારીકીથી તપાસનારને જરૂર ખાત્રી થયા વગર રહેશે નહિ. પરંતુ આપણા ખેડુતવર્ગની અને બીજા ગરીબ લોકોની વ્યવસ્થા એવી થવા પામી છે કે, તેમને પેટપૂરતું ખાવાનું પણ મળતું નથી; તો પછી બચાવે તો ક્યાંથી જ ? તોપણ આ દેશમાં સેવિંગ બેંકસ નીકળ્યા પછી ગરીબ લોકોને બહુ સગવડ મળી છે અને તેને લીધે ગરીબ લોકોમાં સંચય કરવાની વૃત્તિ વધી

હોય એમ દેખાય છે. છતાં સુધરેલા દેશોના પ્રમાણમાં આપણા દેશનો દ્રવ્યસંચય કેટલા થોડા પ્રમાણમાં છે તે નીચેના કોષ્ટક પરથી સમજાશે. ઇ. સ. ૧૯૧૮–૧૯ માં પોસ્ટ ઑફિસોમાં થાપણો મૂકનારાની સંખ્યા નીચે પ્રમાણે હતી :

| દેશનું નામ | લોકવસતિ | થાપણદારોની સંખ્યા | થાપણની રકમ | પ્રત્યેક માણસ દીઠ થાપણ |
|---|---|---|---|---|
| ફ્રાન્સ | ૩,૯૬,૦૧,૦૦૦ | ૬૬,૯૪,૦૦૦ | ૯૫,૦૦,૦૨,૦૦૦ | ૨૪ |
| હિન્દુસ્તાન | ૩૧,૫૧,૫૬,૩૯૬ | ૧૬,૭૭,૦૦૦ | ૧૮,૮૨,૪૪,૦૦૦ | ૦·૬ |

કામની વહેંચણીને લીધે યુરોપમાં હવે પેઢીઓના જુદા જુદા પ્રકાર થયા છે. કેટલીક પેઢીઓ થાપણ રાખવાનું જ કામ કરે છે. પોસ્ટલ બૅંકો આ પ્રકારની છે. કેટલીક પેઢીઓ ફક્ત વ્યાજવટાવનું જ કામ કરે છે. કેટલીક પેઢીઓ પૈસાની લાવજા કરવાનું જ કામ કરે છે. આવી પેઢીઓને હુંડીપેઢીઓ કહે છે. કેટલીક પેઢીઓ જુદા જુદા પ્રકારનાં નાણાંની ફક્ત લેવડદેવડ જ કરે છે. આ પેઢીઓને શરાફી પેઢીઓ કહે છે. કેટલીક ફક્ત મુદતની હુંડીઓનો જ વ્યાપાર કરે છે. આ રીતે યુરોપમાંની પેઢીઓમા શ્રમવિભાગનું તત્ત્વ સફળ થયું છે. આનું કારણ એ છે કે ત્યાં વ્યાપાર અને ઉદ્યોગધંધા બહુ વધી પડયા છે; અને પેઢીઓનો વ્યાપાર વધવાનું કારણ પણ એ જ છે. ત્યાંનો વ્યાપાર એટલો વધી ગયો છે કે એક જ પેઢી બધું કામ કરી શકે નહિ, અને તેથી જ તેના ઉપર કહ્યા તેવા વર્ગ પડયા છે. આપણે ત્યાં હજી એટલી બધી વ્યાપારવૃદ્ધિ નહિ હોવાથી એવા શ્રમવિભાગ પડયા નથી; અને તેથી દરેક પેઢી બધા પ્રકારનાં ઘણાંખરાં કામ કરે છે. યુરોપમાં પેઢીઓનો બીજો પણ એક પ્રકાર છે. એ પ્રકારની પેઢીઓ ચલણી નોટો કાઢવાનું જ કામ કરે છે, અને તેમને

એ અધિકાર સરકાર તરફથી મળેલો હોય છે. કિંવા ઘણે ભાગે બે પ્રકારની શાખાઓ દરેક પેઢીને હોય છે. એક શાખા તો ફક્ત ચલણી નોટો જ કાઢવાનું કામ કરે છે, અને બાકીનું બીજું તમામ કામ બીજી શાખા કરે છે. પરંતુ હિન્દુસ્તાનમાં તો આ સઘળો અધિકાર સરકારે પોતાને જ હસ્તક રાખેલો છે. ઈ. સ. ૧૮૬૧માં સરકારી નોટો કાઢવાનો કાયદો પસાર કરવામાં આવ્યો ત્યારથી સરકારે એક સ્વતંત્ર ખાતું ખોલીને એ બધી વ્યવસ્થા તે ખાતાને સુપ્રત કરી. પાંચ રૂપીયાથી માંડીને દશ હજાર રૂપીયા સુધીની જુદી જુદી જાતની ચલણી નોટો સરકાર કાઢે છે. હમણાં એક રૂપીયાની તથા અઢી રૂપીયાની ચલણી નોટો પણ નીકળી છે. કોઈ પણ માણસ જેટલા રૂપીયા આપે તેટલી રકમની નોટ તેને મળી શકેછે; તેમજ કરન્સી ઑફિસમાં જઈને કોઈ પણ માણસ નોટના બદલામા રોકડા રૂપીયા માગે છે તો તે તેને તરત મળેછે. આવી નોટો બનાવટી ન થવા પામે તે માટે બહુ કાળજી રાખવામાં આવે છે. એમાં એક રીત એવી છે કે, સરકારી તીજોરીમાં નોટ ગઈ કે તરત જ તેનો નાશ કરીને બીજી નવા નંબરની નોટ કાઢવામાં આવેછે. અર્થાત્ નોટોની બાબતમાં સરકાર વિશ્વકર્માનું જ કામ કરે છે. દિવસ ઉગ્યે જેમ હજારો પ્રાણી જન્મે છે અને મરે છે, તે જ પ્રમાણે હજારો નોટો પણ રોજ જન્મે છે અને મરે છે. આ નોટો શાહજોગ હુંડીઓ હોવાથી સરકારને નોટોની રકમના અમુક પ્રમાણમાં રોકડા રૂપીયા નિરંતર તીજોરીમાં રાખવા પડે છે. આ બધા પૈસાનો હિસાબ જુદો જ રાખવામાં આવે છે. તેનો નાણાં પાડનારા ખાતા સાથે નિકટ સંબંધ હોય છે. હિન્દુસ્તાનમાં નોટો પાડનારી આઠ ઑફિસો છે. જે સર્કલની નોટ હોય તે જ સર્કલમાં તે નોટ ચાલે છે; પરંતુ હમણા જ ફક્ત પાંચ રૂપીયાની નોટને સર્વ સ્થળે ચાલે

તેવી સરકારે ઠરાવી છે, અને તે આખા હિન્દુસ્તાનમાં ચાલે છે. દસ રૂપીયાની અને પચાસ રૂપીયાની નોટોને પણ તેવી જ બનાવવાની તજવીજ ચાલે છે. ઈ. સ. ૧૯૦૫ની આખરે આશરે સાડી પીસતાળીસ કરોડ રૂપીયાની નોટો હિન્દુસ્તાનમાં ચાલુ હતી.

---

# પ્રકરણ ૧૪મું

## બહિર્વ્યાપાર અને તેની મીમાંસા

આપણે અત્યાર સુધીમાં જે જે વિવેચન કરી ગયા તેનું સિંહાવલોકન કરતાં એમ લાગે છે કે, વિનિમય સંબંધી ઘણાખરા પ્રશ્નો હવે પૂર્ણ થયા છે. આ પ્રકરણને મથાળે જણાવેલો માત્ર એક જ પ્રશ્ન હવે બાકી રહ્યો છે અને તે વિષે એક સ્વતંત્ર પ્રકરણમાં વિચારવું જ યોગ્ય છે. કારણકે, આ પ્રશ્ન ઐતિહાસિક અને શાસ્ત્રીય એ બન્ને દૃષ્ટિથી મહત્ત્વનો છે. મૃગયાવૃત્તિ સમાજનો મનુષ્ય પોતાની જરૂરત પોતાના જ શ્રમથી પૂરી પાડે છે. આથી એ કામમાં વિનિમય અગર અદલાબદલી (જે પારિભાષિક શબ્દ બદલ સામાન્ય વ્યવહારમાં વ્યાપાર શબ્દ વપરાય છે તે) અસ્તિત્વમાં જ આવતો નથી. પરંતુ સમાજમાં શ્રમવિભાગ દાખલ થવાથી એક મનુષ્ય એક જ માલ તૈયાર કરવા લાગે છે ત્યારે અદલાબદલી કરવાની જરૂર ઉત્પન્ન થાય છે. શરૂઆતમાં આ અદલાબદલી વસ્તુવસ્તુની જ હતી. પરંતુ આ વિનિમયમાં અનેક હરકતો અને અગવડો હોવાને લીધે પૈસા એ વિનિમયનું સાધન બને છે. આને જ નિષ્ક વ્યવહાર કહે છે; અને તેથી આગળનું એક પગથીયું એટલે શાખનો વ્યવહાર. આ પ્રમાણે અદલાબદલીના ત્રણ વિભાગ થાય છે: વસ્તુવસ્તુનો વ્યવહાર, નિષ્ક વ્યવહાર અને શાખ વ્યવહાર. આ ત્રણ પગથીયાંને અનુરૂપ વિનિમયનાં ત્રણ સ્વરૂપ છે. સૌથી પહેલાં વિનિમય અગર બદલાબદલી કિંવા વ્યાપાર ગામડામાં વ્યકિત વ્યકિતની વચ્ચે ચાલતો; એટલે કે તેનું ક્ષેત્ર સંકુચિત હતું અને વ્યાપારનું સાધન સાટું, એ હતું. પરંતુ સમાજની સંપત્તિ વધી અને ઉદ્યોગધંધા શરૂ થયા એટલે વ્યાપારનું ક્ષેત્ર વિસ્તીર્ણ થયું. આવા વિસ્તીર્ણ વ્યાપારને નિષ્ક વ્યવહારની જરૂર પડે છે. હવે સમાજ કિંવા રાષ્ટ્રના બે વિભાગો

થયા છે: શહેરો અને ગામડાં. શહેરો ઉદ્યોગધંધાનાં કારખાનાં છે; જ્યારે ગામડાં ખેતીનાં કારખાનાં છે. એ બન્નેના વ્યાપાર મોટા પ્રમાણમાં ચાલુ હોય છે અને તે પૈસાના સાધનથી ચાલે છે. વ્યાપારનાં આ બન્ને સ્વરૂપ આન્તર્વ્યાપારનાં છે. પરંતુ વ્યાપારનું આથી આગળનું પગથીયું બહિર્વ્યાપારનું છે. અર્થાત્, એક દેશ બીજા પરકીય દેશ સાથે વ્યાપાર કરવા લાગે છે. આને જ બહિર્વ્યાપાર અગર આન્તર્રાષ્ટ્રીય વ્યાપાર કહે છે. આવા વ્યાપારની વૃદ્ધિ સાથે શાખના વ્યવહારની આવશ્યકતા ઉત્પન થાય છે; અને આવો વિરાટસ્વરૂપી વ્યાપાર શાખને લીધે ચાલે છે. ચાલો, ત્યારે હવે આપણે બહિર્વ્યાપારના સ્વરૂપ અને તેની મીમાંસા વિષે વિચારીયે. વ્યાપારના વિકાસમાં બહિર્વ્યાપાર એ એકંદર વ્યાપારનું પરિણત સ્વરૂપ હોઈને તે વિષે સ્વતંત્ર વિચાર કરવો શાસ્ત્રીય દ્રષ્ટિથી ઇષ્ટ છે. વળી ઐતિહાસિક દ્રષ્ટિથી પણ આ વિષય બહુ મહત્ત્વનો છે. કારણકે યુરોપમાં સંપત્તિશાસ્ત્રને વ્યવસ્થિત રૂપ પ્રાપ્ત થયા પછીથી આ બહિર્વ્યાપારને બહુ જ મહત્ત્વ અપાયું છે, કેમકે આ વ્યાપારના યોગથી જ દેશમાં સંપત્તિ વધે છે. અર્થાત્ બહિર્વ્યાપાર એક સંપત્તિના મુખ્ય ઝરા રૂપ મનાતો હતો. યુરોપનાં ઘણાંખરાં રાષ્ટ્રોએ આ બહિર્વ્યાપાર પોતાને હસ્તક લેવા માટે ધમાચકડી મચાવી મુકી હતી. અમેરિકા અને હિન્દુસ્તાનના જળમાર્ગોની—ઉદ્યોગની દ્રષ્ટિએ ક્રાન્તિકારક—શોધ એ ધમાચકડીના ફળરૂપ હતી. આ શોધો પૂર્વે એશીયા, હિન્દુસ્તાન અને યુરોપની વચ્ચેનો વ્યાપાર જમીન માર્ગે ચાલતો. એ વ્યાપાર ઇટાલી દેશનાં વેનીસ, જીનોઆ વગેરે ભૂમધ્ય સમુદ્રના કાંઠા પરનાં શહેરોને હસ્તક હોઈ તે શહેરો આ વ્યાપારના યોગે સંપત્તિનાં કારખાનાં જેવાં જ બનવા પામ્યાં હતાં. આથી ચાલુ લાભદાયક વ્યાપાર પોતાને હસ્તક કરવા માટે તે કામમાં આગળ વધેલા સ્પેન અને પોર્ટુગલના લોકો બહુ જ પ્રયત્નો કરી રહ્યા હતા. પોર્ટુગલના યુવરાજ

હેન્રીના મનમાં તો આ વાત નિરંતર ખટકતી હતી. આથી તે દર વર્ષે આફ્રિકાના પૂર્વ કિનારા તરફ કાફલા ઉપર કાફલા ધકેલ્યે જતો હતો. આફ્રિકાના કિનારા પરના પ્રદેશની શોધ તેના પ્રયત્નોને જ આભારી છે. અંતે વાસ્કો ડી ગામા નામના પોર્તુગીઝ ગૃહસ્થને જ હિન્દુસ્તાનનો જળમાર્ગ શોધી કાઢવાનું શ્રેય મળ્યું, તેમજ સ્પેન દેશના કોલમ્બસને અમેરિકા શોધી કાઢવાનું માન મળ્યું એ વાત પણ સહુ કોઈ જાણે છે. ઇંગ્લંડ, હોલંડ, ફ્રાન્સ વગેરે દેશોએ આ શોધખોળો પછી પોતપોતાનો લાભ મેળવી લીધો, એ વાત જુ

આ શોધો પછી યુરોપમાં જ સંપત્તિ વધવા પામી હોવાથી એક સમય યુરોપમાં આન્તર્વ્યાપાર કરતાં બહિર્વ્યાપારને ભારે મહત્ત્વ અપાતું હતું. ઉપરાંત, સંપત્તિશાસ્ત્રને વ્યવસ્થિત સ્વરૂપ મળ્યું અને તેમાંથી ઉદ્યમપંથ અસ્તિત્વમાં આવ્યો. આ પંથે પૈસાને બહુ મહત્ત્વ આપ્યું. જે દેશમાં સોના-રૂપાની ખાણો ન હોય તે દેશમાં સોનુંરૂપું લાવવાનું સાધન બહિર્વ્યાપાર છે એવી સાર્વત્રિક સમજ એ પંથને લીધે ફેલાવા પામી. આવા બહિર્વ્યાપારથી દેશમાં વધારે પૈસો ખેંચાઇ આવે એવું ધોરણ રાખવું, એ સરકારનું કામ છે, એવી સમજ પ્રથમથી જ ફેલાવા પામેલી હોઇને આ વ્યાપારની સાથે સરકાર પ્રથમથી જ વધારે નિકટ સંબંધ ધરાવે છે આન્તર્વ્યાપાર અને બહિર્વ્યાપારમાંનો ભેદ સહજ સમજી શકાય તેવે છે. અમુક રાજકીય સત્તાના અમલ નીચેના દેશમાંનો અન્તર્ગત વ્યાપાર તે આન્તર્વ્યાપાર; અને અમુક દેશનો બીજા દેશ સાથેનો વ્યાપાર તે બહિર્વ્યાપાર, અગર આન્તર્રાષ્ટ્રીય વ્યાપાર. પરંતુ રાજકીય ભેદ એ સંપત્તિશાસ્ત્ર વિષયક ભેદ નહિ હોવાથી સંપત્તિશાસ્ત્રની દૃષ્ટિથી આ બે વ્યાપારમાં શો ભેદ છે, એ જાણવું જરૂરનું છે. તે ભેદ આવો છે: આન્તર્વ્યાપારમાં પૂર્ણ ઉથલપાથલનું પ્રાબલ્ય હોય છે દેશમાં મૂડી અને મજુરી એ બન્નેમાં ચલનક્ષમતા બહુ હોય છે અર્થાત, દેશમાં જે ધંધામાં નફો હોય છે તે તરફ મૂડી વળે છે. તેમજ

મજુરી વધારે મળે ત્યાં મજુર જાય છે. આથી દેશમાં નફો અને મજુરી એ બન્નેનો સામાન્ય દર લગભગ એક જ બનવા પામે છે; અને આથી જ માલનું મૂલ્ય ઉત્પાદનવ્યયની મર્યાદાથી બહુ વધી શકતું નથી. પરંતુ બહિર્વ્યાપારને આ બાબતો બહુ પ્રમાણમાં લાગુ પડી શકતી નથી. કારણકે, તેમ થવા માટે પ્રથમ તો જાહેર વ્યવહારનાં સાધનોની અડચણ, દેશરિવાજનો તફાવત, ભાષાભેદ, પૈસાભેદ વગેરે બાબતો આડી આવે છે. આથી પરદેશના વ્યાપારમાં દેશના વ્યાપાર જેટલી ઉથલપાથલ શક્ય હોતી નથી; તેમજ તેમાં માલનું મૂલ્ય પણ આન્તર્વ્યાપારના મૂલ્યનાં તત્ત્વો પર નક્કી થઇ શકતું નથી. અર્થાત્, બહિર્વ્યાપાર અને તેના મૂલ્યની મીમાંસા સ્વતંત્ર છે. આથી એ વિષે આપણે સ્વતંત્રપણે વિચાર કરીયે તો ઠીક થઇ પડે. સંપત્તિશાસ્ત્રમાં પણ જુદો જ વિચાર કરવામાં આવ્યો છે.

અર્વાચીન કાળમાં જાહેર વ્યવહારનાં સાધનોથી દેશદેશની વચ્ચેનું અંતર બહુ જ ઓછું થવા પામ્યું છે. તેમજ હાલમાં નાણું પણ ગમે ત્યાં સહજ મોકલી શકાય છે. આવાં સાધનોની વૃદ્ધિને લીધે તેમજ તેના પ્રસારને લીધે આખી દુનીયા એક મોટા બજાર રૂપ બની ગઇ છે; અને તેથી જ આન્તર્વ્યાપાર અને બહિર્વ્યાપારમાં બહુ ભેદ જોવામાં આવતો નથી. અર્થાત્, એ બે વ્યાપારની વચ્ચેનો ભેદ પહેલાંના જેટલો તીવ્ર રહેવા પામ્યો નથી એમ કબુલ કરવું જોઇયે. આમ છતાંયે એ બે વ્યાપારની વચ્ચે ભેદ તો છે જ; અને તે કાયમ રહેશે એમાં શક નથી. ઉદ્યમપંથના મત પ્રમાણે બહિર્વ્યાપારને મહત્ત્વ અપાતું હતું, તોપણ અમુક વિશેષ પ્રકારનો બહિર્વ્યાપાર જ દેશને વિશેષ લાભદાયી થાય એવી લોકમાન્યતા હતી. આમ બહિર્વ્યાપાર પર બહુ કડક નજર રહેતી. તેમજ પરદેશી વ્યાપારીઓને દેશમાં રહેવાને માટે ઘણા જ સખ્ત નિયમો પાળવા પડતા હતા. કેટલાક દેશમાં તો પરદેશી વ્યાપારીને કે માણસને શત્રુ સમાન જ ગણવામાં

આવતા. તેમજ કેટલાક દેશમાં તો પરદેશી મનુષ્ય કે વ્યાપારીને દાખલ થવા દેવાની પણ મનાઇ હતી. દાખલા તરીકે હજી હમણાં સુધી ચીન દેશમાં પરકીય મનુષ્યોને અને વ્યાપારીઓને દાખલ થાવ દેવામાં આવતા નહોતા. આવા બહિર્વ્યાપારથી દેશને શા શા લાભ થાય છે એ સામાન્ય રીતે પહેલું જોવાની જરૂર છે. તેમજ બહિર્વ્યાપ રની શરૂઆત પછી દેશમાંના માલની કિંમત ઉપર, દેશના ઉદ્યોગધંધા ઉપર અને એકંદર લોકસંખ્યા ઉપર તેની શી શી અસર થાય છે તે પણ જાણવું જરૂરનું છે. સારાંશ કે, વિનિમયથી જે જે લાભ થાય છે તે તે લાભ બાહ્યવ્યાપારથી થાય છે એ સ્પષ્ટ છે; કારણકે બહિર્વ્યાપાર એ વિનિમયનું એક પરિણત સ્વરૂપ જ છે. જેમ એકબીજાની જરૂર પોતે ઉત્પન્ન કરેલા માલ વડે ભાંગવાનું કામ વિનિમયનું છે, તે જ પ્રમાણે દેશદેશની જરૂર ભાંગવી એ કામ બહિર્વ્યાપારનું છે. પ્રથમ તો બહિર્વ્યાપારથી એ લાભ થાય છે કે, અમુક દેશમાં જે જે વસ્તુઓ હોતી નથી કે હોવી શક્ય નથી, તે તે વસ્તુઓ તે દેશને મળે છે. ઉદાહરણ તરીકે, ઉષ્ણકટિબંધમાંના દેશોમાં જ બનતા મસાલા વગેરે શીતકટિબંધમાંના દેશોને આ વ્યાપારથી મળવા લાગ્યા. બીજો લાભ એ છે કે, જે માલ ઉત્પન્ન કરવાની દેશને સગવડ ન હોય તે માલ બહિર્વ્યાપારની પદ્ધતિથી દેશને સુલભ રીતે મળી શકે છે. ઉપર કહ્યા તે પહેલા અને બીજા લાભની વચ્ચે કોઇ કોઇ વાર અલ્પ તફાવત હોય છે. આ સંબંધમાં એક સયુક્તિક ઉદારણ આપતાં ઍડમ સ્મિથ કહે છે કે, કાચના તાવદાનની સહાયથી સ્કૉટલેન્ડમાં પણ કૃત્રિમ ઉષ્ણતાથી દ્રાક્ષ પકવવામાં આવે છે; અને તેમાંથી બીજાં સ્થળો કરતાં ત્રીશ ગણું વધારે ખર્ચ કરીને મદ્ય પણ તૈયાર થઇ શકે. પરંતુ આમ કરવું એ દેશને માટે નુકશાનકર્તા છે. આથી આવી વસ્તુઓ બહિર્વ્યાપારથી મેળવવી ઇષ્ટ છે. ત્રીજો લાભ એ છે કે, બહિર્વ્યાપારને લીધે દેશમાંના માલની પુષ્કળ માગણી થાય છે; અને પરિણામે

શ્રમાવભાગનું તત્ત્વ વધારે પ્રમાણમાં અમલમાં મુકી શકાય છે. અર્થાત્, તેથી સંપત્તિ વધે છે અને બહિર્વ્યાપારના યોગે દેશની ઔદ્યોગિક કાર્યક્ષમતા એકંદર રીતે વધે છે, એમ કહેવામાં હરકત નથી. આ બધા તો પ્રત્યક્ષ લાભ ગણાવ્યા. આ સિવાય બૌદ્ધિક, સામાજિક અને નૈતિક લાભ થાય તે જુદા જ. બહિર્વ્યાપારથી જુદા જુદા દેશો વચ્ચે વ્યવહાર બંધાય છે. તેને પરિણામે દેશના લોકોના જ્ઞાનમાં વૃદ્ધિ પણ થાય છે. પ્રવાસને લીધે દેશમાંની સંકુચિત દૃષ્ટિ દૂર થાય છે, અને પરિણામે લોકોનું કૂપમંડૂકત્વ પણ નાશ પામે છે. સારાંશ કે, બહિર્વ્યાપાર દેશની સુધારણાના માર્ગનું કારણભૂત પણ બની શકે છે એમ કહીયે તો કંઇ ખોટું નથી.

અહીં સુધી આપણે સામાન્યતઃ આ વિષયનો વિચાર કર્યો. હવે તેનો વિશેષ બારીકીથી વિચાર કરવાની જરૂર છે. પરંતુ આ બાબતનો વિચાર કરતી વખતે નીચેની બાબતો ધ્યાનમાં રાખવાની આવશ્યક્તા છે, કે જેથી એ ગુંચવણવાળા પ્રશ્નનો ઉકેલ સુલભ થઇ પડે. પહેલું એ કે બહિર્વ્યાપાર પૈસાના લેવડદેવડથી—નિદાન પૈસાના જ હીસાબથી–થાય છે, તેથી તેની મીમાંસા પૈસાની ભાષામાં જ કરવી ઇષ્ટ છે. તેમ જ બન્ને દેશની ચલણપદ્ધતિ એક જ છે એમ પણ આ બાબતમાં ધારી લેવાનું છે, કે જેથી આ પ્રશ્નનો ઉત્તર સુલભ થાય. બીજી ધ્યાનમાં રાખવા જેવી વાત એ છે કે, બન્ને દેશમાં માત્ર માલની જ અદલાબદલી થાય છે એમ માનવાનું છે. માલનાં ઉત્પાદક કારણો જ એટલે કે મૂડી અને શ્રમ, એ કંઈ એક દેશમાંથી બીજા દેશમાં જઈ શકતાં નથી. તેમ જ લાવવાનું ખર્ચ પણ બિલકુલ નથી એમ માની લેવાનું છે. વળી એ બન્ને દેશોમાં વ્યાપાર ચાલુ થયા પૂર્વે બન્ને દેશ બબ્બે વસ્તુઓ તૈયાર કરે છે; અને આ બન્ને દેશોમાં પૈસાની હરફરનો વેગ પણ નિરનિરાળો છે. આટલું ધારી લઇને પ્રથમ આપણે એક કાલ્પનિક એવી કલ્પના કરો કે, અ અને

અને બ એ બે દેશ છે. એ બન્ને દેશોની ચલણપદ્ધતિ અંગ્રેજી ચલણપદ્ધતિ છે. બહિર્વ્યાપાર શરૂ થયા પૂર્વે આ બન્ને દેશના મજુરીના દર સામાન્ય અને એકસરખા જ છે, અને તે દરરોજના ચાર શિલિંગ પ્રમાણે છે. હવે એવી કલ્પના કરો કે, એ બન્ને દેશો ઘઉં અને કાપડ ઉત્પન્ન કરે છે. હવે અ દેશની જમીન રસાળ હોઇ તેમ જ મજુરો કુશળ હોઇ એક દિવસના શ્રમથી એકવાર કાપડ અગર એક મણ ઘઉં ઉત્પન્ન થાય છે; અને બ દેશમાં એકવાર કાપડ માટે બે દિવસનો શ્રમ લાગે છે, તેમ જ એક મણ ઘઉં ઉત્પન્ન કરતાં દોઢ દિવસનો શ્રમ લાગે છે. આ સ્થિતિમાં બહિર્વ્યાપાર શરૂ થયા પૂર્વે અ દેશમાં કાપડની એક વાર પરની કિંમત ચાર શિલિંગ હોવી જોઇયે અને ઘઉંની પણ ચાર શિલિંગ જોઇયે; અને બ દેશમાં કાપડની કિંમત દર વાર કાપડે આઠ શિલિંગ અને ઘઉંની દર મણે ૬ શિલિંગ હોવી જોઇયે. આનો અર્થ એમ થાય છે કે, તે દેશોમાંની કિંમત તે બે દેશોમાંના ઉત્પાદનવ્યયની મર્યાદા પર નક્કી થવી જોઇયે. હવે આ બે દેશોની વચ્ચે આન્તરરાષ્ટ્રીય વ્યાપાર શરૂ થાય તો તેનું શું પરિણામ આવશે? અ અને બ એ બન્ને દેશોના આકાર પ્રમાણે આ પરિણામના નિરનિરાળા ત્રણ પ્રકાર થઇ શકે.

**પહેલો પ્રકારઃ**—ધારો કે અ દેશ બ દેશના કરતાં બહુ વિસ્તીર્ણ છે, અને એ બન્ને દેશોની વચ્ચે વ્યાપાર શરૂ થયો. હવે, એક જ બજારમાં એક જ જાતના માલની કિંમત સરખી હોવી જોઇયે એ નિયમાનુસાર તો કિંમત સરખી જ હોવી જોઇયે. અને તેને પરિણામે બ દેશની કિંમત અ દેશની કિંમતની લગભગમાં હોવી જોઇયે; કારણ કે અ દેશ બહુ મોટો હોવાથી, બજારમાં તેનું વજન વધારે પડે. હવે બ દેશમાં કાપડની કિંમત અર્ધી થવાથી મજુરની મજુરી પણ અર્ધી હોવી જોઇયે. વળી ઘઉંની કિંમત પણ અ દેશના જેટલી જ રહે. પરંતુ તેની

મજુરી કાપડના ધંધા જેટલી ઓછી નહિ થાય. આથી ब દેશમાં કાપડ વણવાનું બંધ થઇને સઘળા મજુરો ઘઉં તૈયાર કરવા લાગશે, અને ઘઉંની પેદાશ ब દેશમાં જશે. પરંતુ ઘઉંની આ પેદાશને લીધે તેની કિંમત ઘટશે અને તેથી अ દેશમાંના મજુરો ખેતીનો ધંધો બંધ કરીને કાપડ ઉત્પન્ન કરવા લાગશે. પરંતુ अ દેશ મોટો હોવાને લીધે તેને ઘઉંની જરૂર રહે છે ત્યારે આ વ્યાપારનું સામાન્ય પરિણામ શું આવે તે જુઓ. अ દેશની કિમતમાં પણ બહુ તફાવત ન પડ્યો અને તેની મજુરીમાંયે બહુ તફાવત ન પડ્યો. પરંતુ ब દેશમાં મજુરી ઓછી થઈ અને તે દેશ કાપડ બિલ્કુલ ઉત્પન્ન નહિ કરતાં ઘઉં જ ઉત્પન્ન કરે છે. કારણ કે તેમાં દેશનો પ્રમાણમાં વિશેષ લાભ જળવાયછે. જ્યારે अ દેશ હજુયે બન્ને ચીજો ઉત્પન્ન કરે છે. હવે કિંમત અને મજુરીની તુલના કરતાં દેશના બહુજનસમાજ પર આ વ્યાપારનું શું પરિણામ આવ્યું તે જુઓ. આ વ્યાપારથી अ દેશને કંઇ લાભ વા નુકસાન ન થયું. ब દેશમાં મજુરી ચાર શિલિંગને બદલે બે શિલિંગ આઠ પેન્સ થઇ, કાપડનો ભાવ ૮ શિલિંગને બદલે ચાર શિલિંગ થયો અને ઘઉંનો ભાવ ૬ શિલિંગને બદલે ૪ શિલિંગ થયો.

**બીજો પ્રકારઃ**—હવે ब દેશ વિસ્તીર્ણ છે અને अ દેશ ન્હાનો છે એવી કલ્પના કરો. આ સ્થિતિમાં બહિર્વ્યાપારને પરિણામે अ દેશમાંની કિંમત ब દેશની કિંમતની બરોબર થાય છે. અર્થાત્ કાપડનો ભાવ ૪ શિલિંગને બદલે ૮ શિલિંગ થશે, અને ઘઉંનો ભાવ ૪ શિલિંગને બદલે ૬ શિલિંગ થશે. આથી કરીને अ દેશમાં મજુરી વધશે અને તે ફક્ત કાપડ જ તૈયાર કરવા લાગશે અને ब કાપડ અને ઘઉં એમ બન્ને વસ્તુ તૈયાર કરશે. આ પ્રકારમાં ब દેશના લોકોની સ્થિતિ જેવી છે તેવી જ રહેશે. अ દેશમાં મજુરી વધશે એટલે માલની કિંમત પણ વધશે. પરંતુ મજુરીનો વધારો માલની કિંમતના વધારા કરતાં વિશેષ થશે.

**ત્રીજો પ્રકાર:**—હવે બન્ને દેશો ઘણીખરી બાબતમાં સરખા જ છે એવી કલ્પના કરો. આવી સ્થિતિમાં માલની કિંમત બન્ને કિંમતોની સરાસરીમાં સરખી જેટલી થશે. એટલે કે બન્ને દેશમાં કાપડની કિંમત દર વાર પર ૬ શિલિંગ અને ઘઉંની કિંમત દર મણે પાંચ શિલિંગ થશે. આ પ્રમાણે અ દેશને કાપડ ઉત્પન્ન કરવું એ જ વધારે લાભદાયક થશે અને તે દેશમાં મજુરી ૪ શિલિંગને બદલે ૬ શિલિંગ થશે; આ રીતે દેશમાં કાપડનો ધંધો બહુ નુકસાનકારક થાય, અને તેથી જ ત્યાં ઘઉં ઉત્પન્ન કરવાનું લાભકારક થાય. અર્થાત્ આ રીતે અ દેશમાં ફક્ત કાપડ થાય અને મજુરીનો દર ૬ શિલિંગ થાય. બ દેશમાં ફક્ત ઘઉં થાય અને ત્યાંનો મજુરીનો દર ૬ શિલિંગ ને ચાર પેન્સ થાય. અર્થાત્, મજુરીની દૃષ્ટિએ અ દેશને ઘઉં સોંઘા મળ્યા અને બ દેશને કાપડ સસ્તું મળવા લાગ્યું.

ઉપરના કાલ્પનિક દાખલા ઉપરથી બહિર્વ્યાપાર કેવો લાભદાયક છે અને સામાન્યતઃ તે બન્ને દેશમાં કેવી રીતે ચાલુ થઈ શકે તે સમજાશે. બહિર્વ્યાપારથી બન્ને દેશોને લાભ થાય તેની એક કૂંચી છે. એ કૂંચી એ છે કે, તે બન્ને દેશોમાં પદાર્થોના ઉત્પત્તિવ્યયનાં પ્રમાણોમાં ભેદ પણ હોવો જોઈએ. બન્ને દેશો કરતાં એક દેશમાં બન્ને પદાર્થ ઉત્પન્ન કરવા માટે વધારે સગવડ હોય તો પણ અન્ય દેશમાં જે પદાર્થ ઉત્પન્ન કરવાનું વધારે સગવડવાળું છે તે માલ પહેલા દેશે જ ઉત્પન્ન કરીને તે બીજા દેશને પૂરો પાડવો, એ બન્ને દેશો માટે લાભકર્તા છે. તેમ જ બીજા દેશને જે માલ ઉત્પન્ન કરવામાં —ભલેને પ્રમાણમાં પણ—ઓછી અગવડ હોય તો તે જ માલ ઉત્પન્ન કરવામાં અને બાકીનો માલ પહેલા દેશને વેચાતો આપવામાં લાભ છે. આવા વ્યાપારથી બન્ને દેશોમાં ઉત્પાદક સાધનોની બની શકે તેટલી કાર્યક્ષમતા વધે છે અને તેનાથી બન્ને દેશના લોકના ઉપભોગની સગવડ પણ વધે છે. હવે આ કાલ્પનિક ઉદાહરણને પ્રત્યક્ષ

બનાવીયે એટલે કે કાલ્પનિક દાખલામાં ધારી લીધેલી તેની મર્યાદા દૂર કરીયે. અર્થાત્, પ્રત્યક્ષ વ્યાપારમાં આ બે જ બાબતો ન હોય એટલે બન્ને દેશ પુષ્કળ માલ તૈયાર કરે, અને તે પૈકી ઘણાખરા માલની બહિર્વ્યાપારમાં અદલાબદલી થાય. આ પ્રમાણે વ્યાપાર બે જ દેશોમાં નથી ચાલતો, પણ એકી સાથે ઘણા દેશોમાં—અને અત્યારે તો આખા જગતમાં ચાલે છે. વળી જુદા જુદા દેશોમાં ચલણપદ્ધત પણ જુદી જુદી હોય છે. તેમ જ માલની લાવજા કરવાના ખર્ચનું પ્રમાણ પણ વત્તુંઓછું હોય છે, અને નાણું તથા મજુરી એક દેશમાંથી બીજા દેશમાં બીલકુલ નથી જ જતાં એમ પણ નથી હોતું. આ બધી બાબતો એકી સાથે જ વિચારીયે તો બહિર્વ્યાપારના પ્રશ્નની ગહનતા સમજાય. પરંતુ તેથી કાલ્પનિક દૃષ્ટાંતમાંથી ફલિત થતા તત્ત્વોમાં ફેર પડતો નથી. પ્રશ્ન ભાગ બહુ ગુંચવડીયો થઇ જાય છે એટલું જ. છેવટે બહિર્વ્યાપારનું તત્ત્વ પ્રમાણમાં સગવડવાળું છે એમ તો ઠરે જ છે. જે દેશમાં જે માલ ઉત્પન્ન કરવાની વધારે સગવડ છે તે દેશમાંથી ઇતર દેશો માલ લે, અને એ દેશ એ જ માલ તૈયાર કરે એ જ બહિર્વ્યાપારનો લાભ. ઔદ્યોગિક ક્રાન્તિ પછી ઈંગ્લંડને કાપડ ઉત્પન્ન કરવાનું વધારે સગવડવાળું લાગ્યું, એ આ વાતનો પ્રત્યક્ષ દાખલો છે. એથી ઈંગ્લંડમાં કાપડ વધારે ઉત્પન્ન કરવાનું બળ આવ્યું; અને અમેરિકા અને જર્મની એ રાષ્ટ્રો ઔદ્યોગિક બાબતમાં આગળપડતાં થયાં તે પહેલાં તો આખી દુનીયાને ઇંગ્લંડ જ કાપડ પૂરૂં પાડતું હતું. ઇંગ્લંડ અને હિન્દુસ્તાનની વચ્ચે વ્યાપાર શરૂ થયા પૂર્વે હિન્દુસ્તાનનું કાપડ યુરોપમાં જતું. આનું કારણ એમ છે કે તે વખતે હિન્દુસ્તાનમાં કાપડ વણવાની સગવડ હતી. પરંતુ વરાળ-શક્તિની શોધ પછી હિન્દુસ્તાનની આ સાપેક્ષ સગવડ નષ્ટ થઈ, અને હાથવણાટના કરતાં વરાળશક્તિથી ચાલતાં યંત્રોમાં પેદા થતું કાપડ વધારે સસ્તું પડવા લાગ્યું. આથી હિન્દુસ્તાનનો કાપડનો

વ્યાપાર ધીમે ધીમે ઘટતો ગયો અને તે તદ્દન બંધ જ થવા પામ્યો. અને હિન્દુસ્તાનને ખેતી વિષયક વધારે સગવડ હોવાથી ખેતીનો ઉદ્યોગ વધતો ચાલ્યો.

ઉપરના કાલ્પનિક અને પ્રત્યક્ષ ઉદાહરણ ઉપરથી બાહિર્વ્યાપારના લાભ નીચે પ્રમાણે માલુમ પડે છે. જે માલ એક દેશમાં બિલકુલ જ ઉત્પન્ન થતો નથી તે માલ બહિર્વ્યાપારથી બીજા દેશને મળે છે, તેમ જ એ વ્યાપારથી આયાત થતા માલની કિંમત ઓછી થવાથી તે ઘરાકોને એટલે દેશના લોકોને સસ્તી કિંમતે મળી શકે છે. માત્ર આમાં આપણે એટલું ધારી લીધું છે કે, પરદેશનો સોંઘો માલ આયાત થવાથી તે દેશમાંના તે માલનો ધંધો કરનારા લોકો અને તેમાં રોકાયેલા મજુરો પોતાની મૂડી અને શ્રમ બીજા ઉદ્યોગમાં એકદમ રોકી શકે. કારણ કે આયાત માલની કિંમત દેશમાંથી અમુક માલ બહાર મોકલીને જ અપાય છે. આથી એવા નિકાસ થતા માલની માગણી વધે છે અનેતે ધંધામાં આ મૂડી અને શ્રમ જાય છે. પરંતુ બહિર્વ્યાપારથી દેશને કાંઇ જ નુકસાન નથી એમ પણ નથી. ચાલો, ત્યારે હવે આપણે એ સંબંધમાં પણ વિચારીયે.

અમુક મર્યાદિત, અને કાળે કરીને નાશ પામનારા માલનો ખપ બહિર્વ્યાપારથી બહુ જ વધવા પામે છે; તેમજ ભવિષ્યમાં પણ તે સતત મોંઘો જ રહેવાનો સંભવ છે. બહિર્વ્યાપારને લીધે દેશનો કાચો માલ જો સતત દેશાવર જવા લાગે તો તે દેશની જમીન માટે ઘણું જ નુકસાનકર્તા છે. કારણ કે આ કાચા માલમાંથી પાકો માલ તૈયાર કરતી વખતે જે નકામો ભાગ પડે છે તે જમીનના ખાતર તરીકે ઉપયોગમાં આવી શકતો નથી. આ જ દૃષ્ટિથી કૅરે નામના અમેરિકન સંપત્તિશાસ્ત્રકારે કહ્યું છે કે, દેશમાંથી કાચો માલ દેશાવર મોકલવો એ દેશની જમીન જ દેશાવર મોકલી દેવા સમાન છે.

પરદેશનો સોંઘો માલ છેવટે સોંઘો જ રહેશે એમ કંઇ ખાત્રીપૂર્વક કહી શકાય નહિ. પરંતુ દેશના માલના ટકાઉપણાની ખાતરી હોઇ અંતે તે સોંઘો પડે જ એમ કહી શકાય. પરંતુ આવો સોંઘો માલ આયાત થવાને લીધે દેશી માલનો ધંધો નષ્ટ થાય, અને અંતે દેશના લોકોને જ એ નુકસાન ભોગવવું પડે. પ્રત્યેક દેશમાં શહેરનો અને ગામડાનો વ્યાપાર ચાલતો હોય છે, અને તેથી જ બન્નેની આબાદી થાય છે. કારણકે, ગામડાંની ખેતીના માલના ઘરાક શહેરો હોય છે; અને શહેરમાંના કારખાનાંના માલના ઘરાક ગામડાં હોય છે. હવે બહિર્વ્યાપારને લીધે શહેરોને ખેતીનો માલ સોંઘો મળવા લાગે, અને તેના બદલામાં તેઓ કારખાનાંનો માલ બહાર મોકલવા માંડે તો તેથી શહેરના કારખાનદારોને લાભ થાય, પરંતુ તેથી ગામડાંઓની ખેતીને તો નુકસાન જ થાય. તેને પરિણામે ગામડાં ઉજ્જડ થવા લાગે અને શહેરની વસતિ વધવા લાગે ખરી, પરંતુ શહેરોની આકસ્મિક વૃદ્ધિને લીધે શહેરી જીવન આરોગ્યતાપૂર્ણ ન રહે અને તેથી મજુરવર્ગની કાર્યક્ષમતા ઓછી થાય ને દેશને નુકસાન થાય.

તે જ પ્રમાણે અમુક દેશમાં કારખાનાંની અને શહેરોની વૃદ્ધિ ધીમે ધીમે થવા લાગી હોય, તેવે સમયે બહિર્વ્યાપારની શરૂઆતથી કારખાનાંનો માલ સસ્તો મળવા લાગે તો શહેરોની અને કારખાનાંની વૃદ્ધિ અટકી પડે. આને પરિણામે શહેરો દરિદ્ર બનવા પામે એટલે ગામડાંઓને પણ થોડુંઘણું વેઠવું જ પડે.

વર્તમાન કાળમાં આખી દુનીયા એક બજારરૂપ બની ગઇ છે, અને જાહેર વ્યવહારનાં સાધનોની વૃદ્ધિથી બહિર્વ્યાપારને આન્તર્વ્યાપારનું સ્વરુપ આવવા લાગ્યું છે. વળી આન્તર્વ્યાપારમાં ચઢઉતરને લીધે એક સ્થળનો વ્યાપાર બીજે સ્થળે જાય છે, કારણ કે ત્યાં તેને જવાની સગવડ હોય છે. પરંતુ આ સ્થળાંતરને લીધે દેશને નુકસાન નથી. તોપણ બહિર્વ્યાપારથી એક દેશનો વ્યાપાર બીજા દેશમાં

જાય અને દુનીયાની દૃષ્ટિથી એ બાબત લાભદાયી હોય તો તે દેશની દૃષ્ટિથી તો તે અત્યંત અનિષ્ટ જ છે, એ દેખીતું જ છે.

આવા નફા-નુકસાન સંબંધી વધારે સ્પષ્ટતાથી વિચાર કરવો તેને જ અપ્રતિબંધ વ્યાપાર વિરુદ્ધ સંરક્ષણ કહે છે. આ વિષય સંબંધમાં આ ભાગના છેવટના પ્રકરણમાં આપણે વિચારીશું. પરંતુ આ બહિર્વ્યાપાર કયા વિનિમયસામાન્યથી થઈ શકે છે તે વિષે વિચારવાનું હજી બાકી રહેછે. એ વિષે એક ન્હાના પ્રકરણમાં વિચારી લઈને પછી આપણે ઉપરના વાદગ્રસ્ત પ્રશ્ન તરફ વળીશું તો તે ઠીક થઇ પડશે.



# પ્રકરણ ૧૫મું

## વિનિયમપત્રો

હવે બાહ્યવ્યાપારના વિનમયસામાન્યના એટલે કે જેને પાછળ વિનિમયપત્રો કહ્યાં છે તેના સંબંધી વિચાર કરીયે. તેમજ આ પ્રકરણમાં ચેક અને હુંડીઓ સંબંધમાં વિચારવું પણ જરૂરનું છે. આ વિવેચનથી વ્યાવહારિક કાગળીયાનાં ચલણની માહીતી એકત્ર ગ્રથિત થઈ જશે; અને પાછળ અધાત્વાત્મક ચલણ વિષે જે એક પ્રકરણ લખવામાં આવ્યું છે તેની પણ આ પ્રકરણથી પૂર્તિ થશે.

ઉપરનાં ત્રણે પ્રકારનાં કાગળીયાંનાં ચલણો એ કાયદેસર ચલણ છે. તેમજ એ બધાં ચલણ માત્ર વ્યાપારની અને પેઢીઓની વૃદ્ધિ થવાથી આપોઆપ જ વ્યાવહારિક રીતે પ્રચારમાં આવ્યાં છે, એ વિષે પણ પાછળ કહેવામાં આવ્યું જ છે. પેઢી સંબંધી વિસ્તૃત મીમાંસા કર્યા પછી વ્યાવહારિક કાગળીયાનાં પહેલા બે પ્રકારનાં ચલણોનું સ્વરૂપ તદ્દન સ્હેલાઇથી સમજી શકાય તેવું છે.

એક વખત દેશમાં પેઢીઓનો પ્રચાર થયે અને લોકો પોતાની થાપણ પેઢીઓમાં મુકવા લાગ્યા કે તરત જ ચેકનું કાગદી ચલણ સ્વાભાવિક રીતે શરૂ થાય છે. કારણ કે, ચેક એટલે થાપણદારે પેઢી ઉપર અમુક રકમ અમુક માણસને આપવા માટે કાઢેલો લેખિત હુકમ. જે મનુષ્ય પેઢી સાથે વ્યવહાર રાખે છે તે મનુષ્ય ગમે તેટલો શ્રીમંત હોય તોપણ પરચુરણ અને તદ્દન નાની પૈસાની રકમથી વધારે નાણું તે પોતાના ઘરમાં રાખતો નથી. તેની પાસે પેઢીની ચેક બુક હોય છે; અને જેમ જેમ તેને બીજા માણસને પૈસા આપવા પડે છે તેમ તેમ તે બુકમાંના ચેકથી તે પૈસા આપે છે. અને જેમ જેમ રોકડ નાણું તેની પાસે આવતું જાય છે તેમ તેમ

તે નાણું પેઢીમાં ભરતો જાય છે. ચેક લખનાર અને સ્વીકારનાર પેઢી બન્ને જો સદ્ધર હોય તો તે ચેક ગમે તે માણસ રોકડ નાણાંની પેઠે સ્વીકારે છે, અને પોતાના દેવામાં તે ચેકનો ઉપયોગ કરે છે. આ રીતે ચેક પેઢી ઉપર પહોંચે છે ત્યાં સુધીમાં હજારો માણસોના હાથમાંથી તે ફરી જાય છે; અને એ સઘળા વ્યવહારમાં તેનો ઉપયોગ કાગળીયાંના ચલણ જેવો જ થાય છે. જે પ્રમાણે થાપણદાર પોતાના પૈસાની માગણીનો હુકમ પેઢીઓ ઉપર મોકલે છે તે ચેક કહેવાય છે, તે જ પ્રમાણે એક પેઢી બીજી પેઢી ઉપર પૈસાની માગણીનો હુકમ કાઢે તે હુંડી કહેવાય. દેશમાં જુદી જુદી પેઢીઓ એકબીજાની સાથે વ્યવહાર રાખે છે. આ પેઢીઓ લોકોને જ્યાં નાણું મોકલવું હોય ત્યાં મોકલી આપવાનો ધંધો કરે છે, એ વિષે પાછળ કહ્યું જ છે. પેઢીઓ રોકડ નાણાં આપીને આ ધંધો કરતી નથી, કારણકે તેમાં ત્રાસ પડે છે. પેઢીઓ એ વ્યવહાર હુંડીઓ દ્વારા કરે છે. ધારો કે, એક મનુષ્યને અમુક ગામ નાણું મોકલવાનું છે. હવે એ મનુષ્ય અમુક પેઢીમાં જઇને રોકડાં નાણાં ભરશે અને પેઢીવાળો જે ગામમાં પૈસા મોકલવાના હશે તે ગામની હુંડી તે માણસને આપશે. જો બન્ને પેઢીઓની શાખ ઉત્તમ હોય તો આ હુંડીઓ પણ આ માણસના હાથમાંથી બીજા માણસના હાથમાં એમ ફરતી ફરતી છેવટે પેઢીમાં પહોંચે ત્યાં સુધી તેનો ઉપયોગ પૈસા તરીકે જ થાય.

જે પ્રમાણે ખાનગી વ્યક્તિના પેઢી સાથેના વ્યવહારથી ચેક અસ્તિત્વમાં આવે છે, તે જ પ્રમાણે પેઢીપેઢીના વ્યવહારથી હુંડી અસ્તિત્વમાં આવે છે. એ જ પ્રમાણે વ્યાપારી વ્યાપારીના વ્યવહારથી -વિશેષતઃ બહિર્વ્યાપારના વ્યવહારથી-વિનિમયપત્રો અસ્તિત્વમાં આવે છે. હવે આપણે એ વિનિમયપત્રોનું સ્વરૂપ અને તેના વ્યવહાર સંબંધી માહીતી મેળવીયે.

અન્તર્વ્યાપારની પેઠે બહિર્વ્યાપાર પણ વર્તમાન કાળમાં પૈસાથી જ ચાલે છે. પ્રથમ તો બે દેશોની ચલણપદ્ધતિ એક જ છે એવી કલ્પના કરો. દાખલા તરીકે ઈંગ્લંડ અને ઑસ્ટ્રેલીયા. ઇંગ્લંડના એક अ વ્યાપારીએ આસ્ટ્રેલીયાના ब વ્યાપારીને ઊનનું અને સુતરાઉ કાપડ મોકલ્યું છે; અને આસ્ટ્રેલીયાના क વ્યાપારીએ ઇંગ્લંડના ड વ્યાપારીને ઊન મોકલી છે. સ્પષ્ટ જ છે કે, अ વ્યાપારીને ઇંગ્લંડમાં અને क વ્યાપારીને ઑસ્ટ્રેલીયામાં પૈસા મળવાના છે; ઇંગ્લંડથી ઑસ્ટ્રેલીયામાં પાઉંડ મોકલવા અને આસ્ટ્રેલીયાથી ઇંગ્લંડમાં પાઉંડ મોકલવા તે તો દ્રાવિડી પ્રાણાયામ જેવું નુકસાનકારક જ છે. કારણકે, એકંદર આ ચાર સોદાની લેવડદેવડ, ઇંગ્લંડમાં ड વ્યાપારી अ વ્યાપારીને પૈસા ભરે અને ઑસ્ટ્રેલીયામાં ब વ્યાપારી क વ્યાપારીને રોકડાં નાણાં ભરે એટલે પૈસાની લાવજા કર્યા વગર જ સુલભ રીતે થઇ શકે આવી સ્થિતમાં જ વિનિમયપત્રની જરૂર પડે છે. આ વિનિમયપત્રો બહુધા દેશમાંથી નિકાસ કરનારા વ્યાપારીઓ પરદેશથી આયાત કરનારા વ્યાપારીઓ ઉપર કાઢે છે. એટલે કે, નિકાસ કરનારા વ્યાપારીઓ પરદેશમાંના આયાત કરનારા વ્યાપારીઓને વિનિમયપત્રમાં લખેલા માણસને પૈસા આપવાનો હુકમ લખે છે. ઉપરના કાલ્પનિક ઉદાહરણમાં ઇંગ્લંડનો अ વ્યાપારી ઑસ્ટ્રેલીયામાંના ब વ્યાપારી ઉપર પોતાના લેણા પૈસા બદલ વિનિમયપત્ર કાઢે છે. હવે ઇંગ્લંડના ड વ્યાપારીને ઑસ્ટ્રેલીયામાં પૈસા પહોંચાડવાના છે. આથી રોકડ નાણું મોકલવાના ત્રાસથી બચવા માટે अ વ્યાપારીએ ब ઉપર કાઢેલું વિનિમયપત્ર વેચાતું લેવું એ ड વ્યાપારી માટે સગવડકર્તા છે. આમ હોઇને अ વ્યાપારીએ લખેલું વિનિમયપત્ર ड વ્યાપારી अ વ્યાપારીને પૈસા આપીને વેચાતું લે છે અને તે ઑસ્ટ્રેલીયામાંના क વ્યાપારીને બીડી દે છે. અને क વ્યાપારી તે પત્ર ब વ્યાપારીને મોકલીને તેની પાસેથી પૈસા લઇ લે છે. આ રીતે આ વિનિમયપત્રથી

એક પૈસો પણ આ દેશમાંથી તે દેશમાં મોકલ્યા વગર જ ચારે વ્યાપારીઓની લેવડદેવડ પૂરી થાય છે. અર્થાત્, ઈંગ્લંડનો આયાત વ્યાપારી ઇંગ્લંડના નિકાસ વ્યાપારીને રોકડા પૈસા આપે છે; અને ઑસ્ટ્રેલીયાનો આયાત વ્યાપારી ઑસ્ટ્રેલીયાના નિકાસ વ્યાપારીને રોકડા પૈસા આપે છે. આમ એક વિનિમયપત્રથી આટલી લેવડદેવડ થાય છે. આ ઉપરથી સમજાશે કે અર્વાચીન કાળમાં વિનિમયપત્ર પૈસાનું કેટલું કામ કરે છે. આથી આ વ્યાવહારિક કાગળીયાનું ચલણ સૌથી વિશેષ મહત્ત્વનું છે તે પણ સમજાશે જ.

હાલના જમાનામાં જુદા જુદા દેશોની વચ્ચે પુષ્કળ માલનો બહિર્વ્યાપાર ચાલે છે. અર્થાત્ દેશમાં પુષ્કળ માલની આયાત અને નિકાસ થતી હોવાથી, દેશમાં આયાત અને નિકાસ વ્યાપારીઓ પણ પુષ્કળ હોય છે. આયાત વ્યાપારીઓને દેશ બહાર મોકલેલા માલના પૈસા લેવાના હોય છે; જ્યારે નિકાસ વ્યાપારીઓને બીજા દેશમાંથી પૈસા લેવાના હોય છે. આવા નિકાસ વ્યાપારીઓ જ સામાન્યતઃ વિનિમયપત્રો કાઢે છે. તેઓ તેને બજારમાં વેચવા માટે કાઢે છે, અને આ વિનિમયપત્રો આયાત વ્યાપારીઓ વેચાતાં લે છે. આયાત વ્યાપારીઓ આ વિનિમયપત્રોના ખરીદનાર અને નિકાસ વ્યાપારીઓ તેના વેચનારા છે; અને જો દેશમાં આયાત અને નિકાસ વ્યાપાર સરખી જ કિંમતનો હોય તો જેટલો પૈસો પરદેશમાં મોકલવાનો હોય છે તેટલો જ પૈસો પરદેશમાંથી આવવાનો હોય છે. આવા દેશોમાં એક દેશમાંથી બીજા દેશમાં રોકડ નાણું મોકલવાનું હોતું નથી અને સઘળો વ્યવહાર વિનિમયપત્રો દ્વારા જ પૂર્ણ થઈ શકે છે. કારણકે, જેટલી રકમનાં વિનિમયપત્રો લખવામાં આવ્યાં હોય તેટલી જ રકમ પરદેશમાં મોકલવાની હોય છે. અર્થાત્ વિનિમય પત્રોની છત અને માગણી સરખાં જ છે હોય છે. આવી સ્થિતિમાં વિનિમય-પત્રમાંની રકમના જેટલી જ રોકડ રકમ તે વિનિમયપત્રના બદલામાં

મળે છે. આને જ વિનિમયપત્રનો સમતોલ ભાવ કહે છે. પરંતુ એક કલ્પના કરો કે, નિકાસ માલ કરતાં આયાત માલ દેશમાં વધારે આવ્યો છે. એટલે કે દેશની બહાર ઝાઝું નાણું મોકલવાનું છે. આ સ્થિતિમાં આયાત વ્યાપારીઓને કંઈ પણ રોકડ રકમ મોકલવી પડે છે. પરંતુ પરદેશમાં રોકડ નાણું મોકલવું એ બહુ ખર્ચાળ, ત્રાસજનક અને નુકસાનકારક હોય છે અને તેથી તેમ કરવાનો પ્રસંગ જેમ બને તેમ ટાળવો એ વ્યાપારીને માટે લાભપ્રદ છે. આથી આયાત વ્યાપારીઓમાં વિનિમયપત્રો માટે હરીફાઇ થાય છે. અને એ રીતે તેની માગણી વધી પડવાથી તેનો ભાવ પણ વધવા પામે છે. અર્થાત્ વિનિમયપત્રની રકમ કરતાં કંઇક વધારે રકમ તે માટે આપવી પડે છે. આને વિનિયમપત્ર માટે વટાવ આપવો પડ્યો એમ કહે છે. આ સ્થિતિમાં નિકાસ વ્યાપારીઓને તેમના વિનિમયપત્રો પર વટાવ મળે છે. પરંતુ આ વટાવની પણ મર્યાદા હોય છે. આયાત વ્યાપારી વિનિમયપત્ર ખરીદે છે તેનું કારણ એ છે કે, એ પદ્ધતિથી નાણું પરદેશમાં મોકલવાનું ખર્ચ ઓછું થાય છે. પરંતુ જ્યાં સુધી એ વટાવનું પ્રમાણ રોકડ નાણું મોકલવાના ખર્ચ કરતાં ઓછું હોય છે ત્યાં સુધી જ આયાત વ્યાપારીઓ એ વટાવ આપે છે. પરંતુ જો એ વટાવનું પ્રમાણ રોકડ નાણું મોકલવાના ખર્ચ કરતાં વધે તો તે વ્યાપારી પરદેશમાં રોકડનાણું જ મોકલે. અર્થાત્ વિનિમયપત્રના વટાવની મર્યાદા રોકડાં નાણાં મોકલવાના ખર્ચના જેટલી જ હોય છે. આને નિષ્કધાતુમર્યાદા કહે છે. હવે એક કલ્પના કરો કે એક દેશમાંથી પુષ્કળ માલ બીજા દેશમાં ગયો છે અને દેશમાં પુષ્કળ પૈસો આવવાનો છે. આ સમયે નિકાસ વ્યાપારીઓના વિનિમયપત્રોની છત માગણી કરતાં વધી પડશે. અર્થાત્ નિકાસ વ્યાપારીઓમાં વિનિમયપત્રો વેચાવવા માટે રસાકસી થશે, તેના પરિણામે વિનિમયપત્રોની કિંમત ઘટશે. અર્થાત્ એ પત્રો ઉપર નિકાસ

વ્યાપારીઓને ખોટ ખાવી પડશે અને આ રીતે વિનિમયપત્રમાંની રકમ કરતાં ઓછાં નાણાં લેવાં પડશે. પાછળ જણાવ્યા પ્રમાણે આ કસરનો ભાવ પણ નિષ્કધાતુમર્યાદાથી નીચે જતો નથી. કારણકે, રોકડનાણું લાવવાના ખર્ચ કરતાં વિનિમયપત્ર બદલ વધારે કસરખાધ પડે તો નિકાસ વ્યાપારીઓ પરકીય દેશમાંથી રોકડનાણું લાવવાનું કરે.

જે દેશની ચલણ પદ્ધતિ એક જ હોય એવા દેશનો બહિર્વ્યાપાર વિનિમયપત્રો દ્વારા કેવી રીતે ચાલી શકે છે અને તેથી કરીને વ્યાપારને કેવી સગવડ મળે છે તે વિષે આપણે અહીં સુધી જોયું.

પરંતુ દરેક દેશની ચલણ પદ્ધતિ સ્વતંત્ર હોય છે. તેમજ સોનાનું અને રૂપાનું કાયદેસર ચલણ હોય એવા બે દેશોના બે મતભેદ છે. હાલમાં ખરી દ્વિચલણ પદ્ધતિ ક્યાંયે નથી એ વિષે પાછળ કહેવામાં આવ્યું જ છે. ત્યારે હવે જે દેશમાં સોનાનું ચલણ હોય પરંતુ જેનું નાણું જુદા પ્રકારનું હોય એવા દેશોમાં વિનિમયપત્રો દ્વારા કેવી રીતે લેવડદેવડ થઈ શકે છે તે જાણવાની જરૂર છે. આ લેવડદેવડમાં જ હુંડીયામણના પ્રશ્નનો સમાવેશ થાય છે. ઇંગ્લંડનું કાયદેસર ચલણ પાઉન્ડ છે; જ્યારે ફ્રાન્સનું ફ્રૅન્ક છે. આ કાયદેસર ચલણમાં શુદ્ધ સોનું કેટલું હોવું જોઇયે, એ તે તે દેશોની ટંકશાળોના કાયદાથી નક્કી કરેલું હોય છે. ટંકશાળના કાયદા પ્રમાણે અંગ્રેજી પાઉન્ડમાં ૧૧૩ ગ્રેન અગર ૭.૩૨ ગ્રામ શુદ્ધ સોનું હોય છે.

તેટલું જ શુદ્ધ સોનું ફ્રાન્સના ૨૫.૨૨ ફ્રૅંકમાં હોય છે. આ રીતે કાયદેસર રીતે એક પાઉન્ડની કિંમત ૨૫.૨૨ ફ્રૅન્કની બરોબર થઇ. આને જ ટંકશાળના હુંડીયામણનો ભાવ કહે છે. આ ભાવ તદ્દન કાયમી અને નક્કી હોય છે. જ્યાં સુધી ઇંગ્લંડમાં અને ફ્રાન્સમાં ટંકશાળના કાયદા કાયમ હોય ત્યાં સુધી આ ભાવ કાયમ રહેવાનો; અને પ્રત્યક્ષ વ્યાપારમાં હુંડીયામણની તુલના આ સ્થિર ભાવની સાથે

કરવામાં આવવાની. આ પ્રમાણે કાયદેસર ચલણની ધાતુ તરીકે જ્યાં સોનું વપરાતું હોય તે દેશોમાં હુંડીયામણનો કાયમી અને નક્કી ભાવ હોય છે. પરંતુ કાયદેસર વાપર માટે જુદી જુદી ધાતુઓ જે દેશોમાં ચાલતી હોય ત્યાં આવો હુંડીયામણનો ભાવ શક્ય જ નથી. ઉદાહરણ તરીકે, ઈંગ્લંડ અને ચીન દેશોમાં કાયમનો હુંડીયામણનો ભાવ શક્ય જ નથી, કારણકે એક દેશમાં ચલણી નાણું સોનાનું છે, જ્યારે બીજા દેશમાં ચલણી નાણું રૂપાનું છે. આ બન્ને ધાતુનો પરસ્પર ભાવ ઇતર માલની પેઠે હમેશાં વધતો ઓછો થાય છે, અને આ બન્ને દેશોમાં હુંડીયામણ બજારભાવ પર અવલંબી રહે છે. ઇ. સ. ૧૮૯૩ પૂર્વે હિન્દુસ્તાન અને ઇંગ્લંડ એ બે દેશોની વચ્ચે પણ વ્યાપારની સ્થિતિ આવી જ હતી. અર્થાત્ એ દેશોમાં હુંડીયામણનો ભાવ કાયદાથી નક્કી નહોતો. પરંતુ હવે હિન્દુસ્તાન અને ઇંગ્લંડ એ બે દેશોના ચલણી નાણામાં કાયદેસરનો અને હુંડીયામણનો નક્કી ભાવ છે. એ ભાવ એટલે કાયદાથી ઠરાવેલું પાઉન્ડ અને રૂપીયાનું પ્રમાણ. અર્થાત્ જ્યાં સુધી આ કાયદો છે ત્યાં સુધી પંદર રૂપીયાનો એક પાઉન્ડ એ કાયદેસર હુંડીયામણનો ભાવ છે. હવે આ હુંડીયામણના ભાવમાં વધઘટ કેવી રીતે થાય છે તે જોઇયે. ધારો કે ફ્રાન્સમાંથી હમેશાં કરતાં વધારે માલ ઇંગ્લંડમાં આયાત થયો છે. એટલે કે ઇંગ્લંડને પુષ્કળ પૈસો ફ્રાન્સને મોકલવાનો છે. આ સંજોગોમાં ઇંગ્લંડમાં નિકાસ વ્યાપારીઓના વિનિમયપત્રોની માંગણી વધશે, અને તેનો ભાવ પણ વધશે. અર્થાત્ લન્ડનમાં એક પાઉન્ડના બદલામાં કાયદેસર ભાવ કરતાં ઓછા ફ્રૅન્ક મળશે, અને હુંડીયામણનો ભાવ ઘટશે. તે જ પ્રમાણે ઇંગ્લંડથી વધારે માલ નિકાસ થયો હોય તો વિનિમયપત્રોની છત માગણી કરતાં વધશે અને તેથી તેની કિંમત ઓછી થશે. એટલે કે એક પાઉન્ડના બદલામાં કાયદેસર ભાવ કરતાં વધારે ફ્રૅન્ક મળશે. દેશના કાયદાથી

ઠરાવેલા ભાવ કરતાં પરદેશનાં નાણું હુંડીયામણથી વધારે મળવા લાગે ત્યારે હુંડીયામણનો દર અનુકૂળ કહેવાય છે, અને દેશના નાણાંનાં ઠરાવેલા દર કરતાં પરકીય નાણું ઓછું મળવા લાગે ત્યારે હુંડીયામણનો દર પ્રતિકૂળ કહેવાય છે. ઉપર કહ્યું જ છે કે, દેશના નિકાસ વ્યાપાર કરતાં આયાત વ્યાપાર વધારે હોય તો નિકાસ વ્યાપારીઓની વિનિમયપત્રોની માગણી વધે અને હુંડીયામણનો ભાવ પ્રતિકૂળ થાય; અને દેશનો નિકાસ વ્યાપાર આયાત વ્યાપાર કરતાં વધે તો હુંડીયામણનો ભાવ અનુકૂળ થાય. પરંતુ આ ઉપરથી દેશમાં આયાત વધે તો ખરાબ અને નિકાસ વધે તો સારૂં, એમ સમજવાનું નથી. ઇંગ્લંડનો આયાત વ્યાપાર નિકાસ વ્યાપાર કરતાં હમેશાં વધારે હોય છે. આમ છતાં પણ એ દેશ દુનીયામાં વધારે શ્રીમંત અને આબાદ છે. હિન્દુસ્તાનનો નિકાસ વ્યાપાર આયાત વ્યાપાર કરતાં વધારે હોય છે. પરંતુ તેના જેવો દરિદ્ર દેશ દુનીયામાં બીજો કોઈ ભાગ્યે જ હશે. સારાંશ કે દેશમાંના આયાત અને નિકાસ માલના માત્ર આંકડા ઉપરથી દેશની આબાદીનું માપ કહાડવું યોગ્ય નથી. પાછળના એક પ્રકરણમાં કહ્યું જ છે કે આયાત વ્યાપાર કરતાં નિકાસ વ્યાપાર વધારે હોય તો વ્યાપારનું સમતોલન અનુકૂળ છે, એમ ઉદ્યમ-પંથી લોકો માનતા હતા. પરંતુ દેશની ઔદ્યોગિક સ્થિતિ આ ઉપરથી સમજી શકાતી જ નથી. સંપત્તિની ઉત્પત્તિ અને તેનો વ્યય એ બન્ને વધતાં જાય અને સંપત્તિની ઉત્પત્તિ તેના વ્યય કરતાં કદિ ઓછી ન થાય એ જ દેશની આબાદીની ખરી સ્થિતિ છે. આ વિષે પાછળના એક પ્રકરણમાં વિવેચન કરવામાં આવ્યું જ છે.

દેશના હુંડીયામણનો ભાવ નક્કી થવામાં અને વિનિમયપત્રોનો વ્યવહાર થવામાં માત્ર આયાત અને નિકાસ માલ એટલી જ બાબતો વિચારવાની છે એમ નથી. કોઈ વખતે આયાત અને નિકાસ વ્યાપારની બાબત બધીયે બાબતો કરતાં મહત્ત્વની હોય છે એ ખરૂં;

તોપણ બીજી બાબતો યે વિચારવાની છે. દાખલા તરીકે, એક દેશ-માંથી બીજા દેશને કરજ અપાતું હોય કિંવા પૂર્વના કરજનું વ્યાજ આપવું પડતું હોય, કિંવા અમુક બીજા દેશના ઉપર આધાર રાખવો પડતો હોવાથી તે પરતંત્ર દેશને ખંડણી આપવી પડતી હોય, વા રાજ્યકારભાર ચલાવવાનું ખર્ચ આપવું પડતું હોય; અથવા એક દેશના વ્યાપારીઓના હાથમાં બીજા દેશનો સઘળો વ્યાપાર હોય અને તેમનો નફો પેલા બીજા દેશને આપવાનો હોય. વળી વ્યાપાર કંઈ અમુક બે દેશોની વચ્ચે જ થતો હોય છે એમ નથી. એક દેશનો વ્યાપાર બીજા પુષ્કળ દેશોની સાથે પણ હોય. જે દેશનો વ્યાપાર બધાયે કરતાં મોટા પ્રમાણમાં હોય તે દેશમાં સઘળા દેશોનાં વિનિમયપત્રો એકત્ર થાય અને તેને પરિણામે જુદા જુદા દેશોની લેવડદેવડ કરવાની હોય. ઇંગ્લંડનો વ્યાપાર દુનીયાના બધા દેશો સાથે હોઇને અને જગતના ઘણાખરા દેશોને ઇંગ્લંડે નાણાં ધીરેલાં હોવાથી લંડન શહેર વિનિમયપત્રોનું સંગ્રહસ્થાન અને આખી દુનીયામાં લેણદેણનો નિકાલ કરનારી પેઢીઓનું કેન્દ્રસ્થાન બનવા પામ્યું છે.

ઉપરનાં સર્વ કારણોને લીધે જુદા જુદા દેશોમાં આયાત નિકાસ વ્યાપારની સ્થિતિ ભિન્ન ભિન્ન હોય છે. ઉદાહરણાર્થે, ઇંગ્લંડમાં આયાત માલ નિકાસ માલ કરતાં હમેશાં વધારે હોય છે. આનું કારણ એ છે કે ઇંગ્લંડે આખી દુનીયાને નાણું ધીર્યું છે. આ કર-જનું વ્યાજ ઇંગ્લંડ પોતાની ઇચ્છામાં આવે તે માલના રૂપમાં લઇ શકે છે. વળી દુનીયામાં લાવજાનો પુષ્કળ વ્યાપાર અંગ્રેજી આગબોટો મારફત થાય છે. આથી એ બદલનો નફો આયાત માલના રૂપમાં જ થાય છે. તેમજ અંગ્રેજી સામ્રાજ્યમાંના પુષ્કળ ભાગોમાંની રાજ્યવ્યવસ્થા અંગ્રેજ લોકોના હાથમાં હોવાથી, એ લોકોના પગારની તેમજ તે તે દેશોમાં વ્યાપાર કરનારા અંગ્રેજોના નફાની રકમ ઇંગ્લંડમાં આયાત

માલના રૂપે પહોંચાડાય છે. ઉપરનાં બધાં કારણોથી નિકાસ માલ કરતાં આયાત માલનો અતિરેક શાથી થાય છે તે સ્પષ્ટ થાય છે. આથી ઉલટું ઉદાહરણ હિન્દુસ્તાનનું છે. હિન્દુસ્તાનના નિકાસ વ્યાપારની રકમ આયાત માલ કરતાં હમેશાં વધારે હોય છે. પરંતુ તેનો અર્થ એમ નથી કે, તેટલા જ પૈસા દેશમાં આવતા હોય છે. હિન્દુસ્તાને ઈંગ્લંડ પાસેથી કરજ લીધું છે. તેનું વ્યાજ દર વર્ષે ઇંગ્લંડ મોકલવું પડે છે. તેમજ હિન્દુસ્તાનમાંનો જથ્થાબંધ વ્યાપાર અને લાવજાનો વ્યાપાર અંગ્રેજ વ્યાપારીઓને હસ્તક છે. આ બધા વ્યાપારનો નફો હિન્દુસ્તાનમાંથી મોકલવાનો હોય છે. ઉપરાંત હિન્દુસ્તાનના રાજ્યકારભારમાં જે પુષ્કળ અંગ્રેજ લોકો છે, તેમની બચત પણ ઈંગ્લંડ મોકલવાની હોય છે. વળી ઇન્ડીયા કાઉન્સિલ કે જે હિન્દુસ્તાનનો રાજ્યકારભાર ચલાવે છે, તેનું ખર્ચ પણ હિન્દુસ્તાનમાંથી મોકલવાનું હોય છે. હિન્દુસ્તાનમાં જે યુરોપીયન સૈન્ય કાયમ રહે છે તેને પ્રાથમિક શિક્ષણ આપવાનું ખર્ચ પણ હિન્દુસ્તાનમાંથી જ મોકલાય છે. વળી દીવાની અને લશ્કરી ખાતાના યુરોપીયન અમલદારોનાં પેન્શનો પણ હિન્દુસ્તાનને આપવાનાં હોય છે. હવે આ બધો પૈસો હિન્દુસ્તાનમાંથી મોકલવાનો હોય છે તે કંઇ પ્રત્યક્ષ પૈસાના રૂપમાં મોકલાતો નથી; પરંતુ તે માલના રૂપમાં જાય છે. અને આથી જ હિન્દુસ્તાનની નિકાસ માલની રકમ સર્વદા મોટી હોય છે; અને વ્યાપારની લેવડદેવડની રકમ બરાબર ભરપાઇ કરવા માટે સ્ટેટ સેક્રેટરીના કાઉન્સિલ બીલનો ઉપયોગ થાય છે. ઉપર દર્શાવેલાં કારણોના સંબંધમાં સ્ટેટ સેક્રેટરીને જે જે પૈસો લેવાનો હોય છે તેટલી તેટલી રકમનાં બીલો સ્ટેટ સેક્રેટરીની કાઉન્સિલ કાઢે છે. આ કાઉન્સિલ બીલો એટલે હિંદુસ્તાનની તીજોરી ઉપર સ્ટેટ સેક્રેટરીના હુંડીઓ. આ હુંડીઓનું બજારમાં વેચાણ થાય છે. તે જ પ્રમાણે ઈંગ્લંડના નિકાસ વ્યાપારીઓ પોતે હિન્દુસ્તાનમાં મોકલેલા માલ બદલ વિનિમયપત્રો કાઢે છે. આ વિનિમયપત્રો અને કાઉન્સિલ બીલો તે

હિન્દુસ્તાન ઉપરની હુંડીઓ છે. હિન્દુસ્તાનમાંથી જેણે વિલાયત માલ મંગાવ્યો હોય તે વિલાયતના વ્યાપારીઓમાં એ બન્નેની માગણી થાય છે, કારણકે તેમને હિન્દુસ્તાનમાં નાણું મોકલવાનું હોય છે. આ પ્રમાણે હિન્દુસ્તાનમાં હુંડીયામણનો ભાવ નક્કી થાય છે. હિન્દુસ્તાનની સરકાર પોતાના ઉપર આપેલી હુંડીઓ તીજોરીમાંથી સ્વીકારે, પરંતુ હિન્દુસ્તાનની તીજોરીમાં પૈસો કર દ્વારા આવે છે. ખેતી ઉપરનું મહેસુલ એ જ તેની મુખ્ય કરની બાબત હોવાથી કર આપવાના બદલામાં આ ખેડુતોને પોતાનો કાચો માલ ઈંગ્લંડ મોકલવો પડે છે અને તેનાં જે નાણાં ઉપજે તેમાંથી કરનું ભરણું ભરવાનું હોય છે. આ રીતે વિનિમયપત્રો મારફત બહિર્વ્યાપારની વિરાટ સ્વરૂપી ઉથલપાથલ થાય છે; અને આ ઉથલપાથલમાં પ્રત્યક્ષ સોના રૂપાની લાવજા કરવાની કશી આવશ્યકતા પડતી નથી. પરંતુ દેશદેશાન્તરના લેવડદેવડની સર્વ પતાવટ થઇ રહ્યા પછી છેવટે તેનો જે અવશેષ રહે છે તે તો સોના રૂપાના રૂપમાં જ અપાવો જોઇયે. આથી સોના રૂપાની પણ થોડા ઘણા પ્રમાણમાં આયાત નિકાસ થયાં કરે છે. આ વાત આયાત નિકાસનાં કોષ્ટક ઉપરથી આપણને સ્પષ્ટ થાય છે.

હવે આ પ્રકરણમાંનો એકજ વાદગ્રસ્ત પ્રશ્ન રહ્યો, અને તે સંરક્ષણ વિરૂદ્ધ અપ્રતિબંધ વ્યાપારનો. એ વિષે એક સ્વતંત્ર પ્રકરણમાં વિવેચન કરીને વિનિમયના આ ભાગની કરીશું.

---

# પ્રકરણ ૧૯મું

## સંરક્ષણ વિરૂદ્ધ અપ્રતિબંધ વ્યાપાર

સંરક્ષણ વિરૂદ્ધ અપ્રતિબંધ વ્યાપાર એ સંપત્તિશાસ્ત્રમાં હંમેશાંનો એક વાદગ્રસ્ત પ્રશ્ન છે. તે સઘળાનો સવિસ્તર વિચાર એકાદ નાના સરખા પ્રકરણમાં કરવો શક્ય નથી. આપણે તો માત્ર આ વાદગ્રસ્ત પ્રશ્નના મૂળભૂત પ્રમાણોનો સામાન્ય વિચાર કરીને તેનું રહસ્ય શું, એટલું જ અહીં વિચારીશું. હિન્દુસ્તાનને કયું તત્ત્વ લાગુ કરવું એ પ્રશ્ન વિષયક ઉહાપોહ આ ગ્રન્થના છેવટના ભાગમાં કરવાનો ઇરાદો હોઇને અત્રે તો ફક્ત આ પ્રશ્નનો તાત્ત્વિક દૃષ્ટિથી જ વિચાર કરીએ એટલે બસ ગણાશે.

આ ગ્રંથમાંના પ્રાસ્તાવિક ભાગના પહેલા પ્રકરણ પ્રતિ દૃષ્ટિ કરતાં એમ જ જણાશે કે, આ વાદ સંપત્તિશાસ્ત્રના ઉદ્‌ભવની સાથે જ ઉદ્‌ભવેલો છે. ઉદ્યમપંથ અને નિસર્ગપંથ એ બે વચ્ચે આ એક વાદનો મુદ્દો હતો. ઉદ્યમપંથી લોકોનું એમ કહેવું હતું કે, દેશની સંપત્તિની વૃદ્ધિ બહિર્વ્યાપાર ઉપર—વિશેષતઃ કારખાનાના માલની વૃદ્ધિ ઉપર—અવલંબી રહે છે; અને તેથી દેશની સરકારે પરદેશી માલ પર જબ્બર જકાત નાખીને દેશમાં કારખાનાંની વૃદ્ધિ કરવી જોઇયે. અર્થાત્ તેમનું એવું કહેવું હતું કે, દેશની સાંપત્તિક વૃદ્ધિને સંરક્ષણ તત્ત્વનું અવલંબન અપાય તો ઠીક. નિસર્ગપંથીઓનું કહેવું એમ હતું કે, આવા વ્યાપારના કામમાં સરકાર હાથ ઘાલે તે ઇષ્ટ નથી. કારણકે, સરકારની દરમીયાનગિરી ક્યારેક પણ નુકસાનકર્તા નિવડે. જનસ્વભાવ ધ્યાનમાં લેતાં ખુલ્લો વ્યાપાર એ તત્ત્વ જ દેશની સાંપત્તિક વૃદ્ધિ માટે શ્રેયસ્કર છે. ઍડમ સ્મિથના ગ્રન્થનો બધો મદાર

સંરક્ષણ ધોરણનું નકામાપણું — ઘાતકીપણું—દેખાડવાનો અને અપ્રતિબંધ વ્યાપાર તત્ત્વની શ્રેયસ્કરતા બતાવવાનો હતો. ઇંગ્લંડ ઉપર ઉદ્યમપંથની ઘણાં વર્ષો સુધી વિલક્ષણ છાપ હતી. અને આ ઉદ્યમ-પંથી ધોરણની યોજનાઓથી ઇંગ્લંડે આખી દુનીયામાં ઔદ્યોગિક બાબતમાં અગ્રસ્થાન પ્રાપ્ત કર્યું. જ્યારે ઇંગ્લંડને અન્ય દેશોની ચડતી પડતીની બિલકુલ ભીતિ ન રહી ત્યારે જ તેને સંરક્ષણનું ધોરણ વ્યાપારની વૃદ્ધિ માટે પ્રતિબંધક ભાસવા લાગ્યું. પછી ઇંગ્લંડમાં એ ધોરણની વિરુદ્ધ ચળવળ ઉપડી. એ ચળવળનો અંત ઇ. સ. ૧૮૪૬માં આવ્યો અને ઇંગ્લંડમાં ખુલ્લા વ્યાપારના તત્ત્વનો સંપૂર્ણ વિજય થયો. લોકમત ઉપર પણ એ વ્યાપારની છાપ પૂર્ણપણે પડી. સંપત્તિશાસ્ત્રમાં અભિમતપંથ અપ્રતિબંધ વ્યાપારવાદી હતો. અને ઇંગ્લંડમાંના સઘળા સંપત્તિશાસ્ત્રકારો એ પંથના અનુયાયીઓ હતા. આથી કેટલાક સમય સુધી ઇંગ્લંડ ખુલ્લા વ્યાપારના તત્ત્વના પુરસ્કર્તા તરીકે મનાતું રહ્યું હતું. યુરોપનાં કેટલાંક રાજ્યોએ શરૂઆતમાં ઇંગ્લંડનું અનુકરણ કરવા માંડયું, પરંતુ રાષ્ટ્રોપાસના વધવા માંડી તેમ યુરોપનાં સઘળાં રાષ્ટ્રોમાં સંરક્ષણ તત્ત્વને બળ આવ્યું અને છેલ્લાં દશ બાર વર્ષોથી તો ખુલ્લા વ્યાપારના ખુદ પુરસ્કર્તા ઇંગ્લંડમાં પણ ડખો પેઠો. ત્યાં ખુલ્લા વ્યાપારની વિરૂદ્ધ પુકાર ઉઠયો અને હજી પણ એ પ્રશ્નનો નિકાલ આવ્યો નથી.

લડાઇના અનુભવથી આ પ્રશ્ન વિશેષ વિકટ થયો છે. કેટલાકને મતે ગયા મહાયુદ્ધનું મૂળ કારણ ઇંગ્લંડ અને જર્મની વચ્ચેની વ્યાપારી હરીફાઇ એ જ હતું. ઇંગ્લંડે ખુલ્લા વ્યાપારનું તત્ત્વ સ્વીકારેલું હોવાથી કેટલીક યુદ્ધોપયોગી તથા બીજી સામગ્રી તેણે પરદેશથી લાવવા માંડી. જર્મની તો યુદ્ધ શરૂ થયા પહેલાં કેટલાંયે વર્ષોથી બીજા દેશ ઉપર અવલંબિત રહેવાનો વખત ન આવે તેટલા સારૂ તમામ સામગ્રી પોતાના દેશમાં ને દેશમાં તૈયાર કરવાનો પ્રયત્ન

કરતું હતું. એટલે તેને શરૂઆતમાં સારી ફત્તેહ મળી. યુદ્ધને લીધે જાગૃત થયેલી રાષ્ટ્રીયત્વની ભાવનાને લઇને પ્રત્યેક પાશ્ચાત્ય રાષ્ટ્રે અને જાપાન જેવા પૌરસ્ત્ય સ્વતંત્ર રાષ્ટ્રે સંરક્ષણનું અવલંબન કર્યું છે. ઇંગ્લંડમાં પણ આ પ્રશ્ન ઉપજ્યો છે. પરંતુ ઇંગ્લંડ જેવા નાના દેશને સ્વયંપૂર્તતા કોઇ દિવસ મળી શકવાની નથી. તેથી જો બધે ખુલ્લો વ્યાપાર ચલાવવો અશક્ય થઇ પડે તોપણ બ્રિટિશ સામ્રાજ્યની અંદર તો તે રાખવો જ એવી બ્રિટિશ મુત્સદ્દીઓની સાહજિક ઇચ્છા છે. સામ્રાજ્યાન્તર્ગત સંરક્ષણ (Imperial Preference) એ નામનો નવીન જ વ્યાપારી પંથ હમણાં આગળ આવ્યો છે. હિન્દુસ્તાનની દ્રષ્ટિએ કયો માર્ગ શ્રેયસ્કર છે એ તપાસવા માટે તથા મહાયુદ્ધનો અનુભવ લક્ષમાં લઇ તેનું વ્યાપારી ધોરણ નક્કી કરવા માટે એક કમિશન નીમાયલું છે. તેના અધ્યક્ષ નામદાર સર ઇબ્રાહીમ રહિમતુલ્લા છે. આ કમિશનની ભલામણો ઉપર સહુનું લક્ષ ચોંટેલું છે એમાં આશ્ચર્ય નથી.

એટલે ખુલ્લા વ્યાપારનું તત્ત્વ અને સંરક્ષણનું તત્ત્વ એ બે વચ્ચે આંદોલનની સ્થિતિ ઉત્પન્ન થયેલી છે. એક સમયે સંરક્ષણનો જ વિશેષ પ્રચાર હતો. ઇંગ્લંડે ખુલ્લા વ્યાપારનો સ્વીકાર કર્યા પછી ખુલ્લા વ્યાપાર તરફ બધું ઝૂકી પડશે કે કેમ એમ લાગતું હતું. પરંતુ આંદોલનની ગતિ ફરી વળી સંરક્ષણ તરફ વળી લાગે છે. ત્યારે પ્રશ્નના મૂળભૂતતત્ત્વો કયાં છે અને આ પ્રશ્ન કેમ આમ ઝોલાં ખાતો રહ્યો છે તેનો વિચાર કરવાની જરૂર છે.

ખુલ્લા વ્યાપારનું સ્વરૂપ સમજી શકાય તેવું છે. એનું તત્ત્વ બહિર્વ્યાપાર અને અન્તર્વ્યાપાર એ બેમાં કંઇ અંતર ન ગણવું એવું છે. એ તત્ત્વનું રહસ્ય એ છે કે ઘરગથ્થુ, વસાહતી તથા દેશી એ ત્રણે માલમાં કોઈ પણ પ્રકારનો ભેદભાવ ન ગણવો. એ તત્ત્વ પ્રમાણે આ સઘળો માલ સરખો જ લેખાય છે. અમુકને ઉત્તેજન આપવું અને અમુકને

ઉત્તેજન ન આપવું એ આ તત્ત્વ સમજતું નથી. જો કોઇ પણ માલ પર કર નાંખવામાં આવે તો તે ફક્ત આવકના હેતુથી જ નાંખવામાં આવે. તેમ કરવાનો હેતુ અમુક માલને ઉત્તેજન આપવાનો કે અમુક માલને પછાત પાડવાનો નહોય. અપ્રતિબંધ વ્યાપાર-વાદીઓના અભિપ્રાય પ્રમાણે ઉપરનું તત્ત્વ જ દેશની ઔદ્યોગિક પ્રગતિ માટે શ્રેયસ્કર છે; તેમણે રજુ કરેલી દલીલો તદ્દન સરળ અને સ્પષ્ટ છે.

બાહિર્વ્યાપાર અન્તર્વ્યાપાર જેવો છે; તેથી જેમ અન્તર્વ્યાપારમાં અગવડો ઓછી તેમ સારૂં, તે જ પ્રમાણે બહિર્વ્યાપારમાં પણ છે. જેમ અદલાબદલીમાં એકને લાભ અને એકને સહસા નુકસાન થાય એમ નથી હોતું, એ જ પ્રકાર રાષ્ટ્રોને પણ લાગુ પડે છે. જો માલની આયાતનો અટકાવ કરવામાં આવે તો માલની નિકાસનો પણ આપોઆપ અટકાવ થવો જ જોઇયે. આથી ખુલ્લો વ્યાપાર એ જ દેશની આબાદી માટે આવશ્યક છે. ખુલ્લા વ્યાપારથી દરેક પોતાનો માલ મોંઘામાં મોંઘી કિંમતે વેચી શકે છે અને સસ્તામાં સસ્તી કિંમતે ખરીદી શકે છે; અને તેને પરિણામે દરેકને નફો જ થાય છે. સારાંશ કે, ખુલ્લા વ્યાપારથી પ્રત્યેક દેશ પોતાના ઉત્પાદક વિભાગની કાર્યક્ષમતા વધારી શકે છે; તેથી આખી દુનીયાની સંપત્તિ વધે છે અને જે જે વસ્તુ ઉત્પન્ન કરવાની અમુક દેશને વિશેષ સગવડ હોય છે તે તે વસ્તુઓની પાછળ તે પોતાનું સર્વ સામર્થ્ય રોકી શકે છે. આ રીતે આખી દુનીયાની સંપત્તિ વધારી શકાય છે. અર્થાત્, જે પ્રમાણે સંપત્તિની પેદાશ શ્રમવિભાગના તત્ત્વથી વિલક્ષણ રીતે વધે છે તે જ પ્રમાણે ખુલ્લા વ્યાપારનાં તત્ત્વથી પણ જગતની સાંપત્તિક વૃદ્ધિ થાય છે. કારણકે ખુલ્લા વ્યાપારનું તત્ત્વ એ શ્રમવિભાગનું જ એક અંગ છે. જે પ્રમાણે દરેક ધંધામાં શ્રમવિભાગ હોય છે તે જ પ્રમાણે જગતના જુદા જુદા પ્રદેશોમાં પણ શ્રમવિભાગ હોય છે;

અને જે દેશ જે માલ સારી રીતે ઉત્પન્ન કરી શકે તેમ હોય તે માલ તેને તૈયાર કરવા દેવો એ જગતને લાભદાયક છે. એટલે ખુલ્લા વ્યાપારનો અર્થ સ્થાનિક શ્રમવિભાગ એ છે. ખુલ્લા વ્યાપારના તત્ત્વના સમર્થનનું રહસ્ય ઉપરનાં વિધાનોમાં ઓતપ્રોત થયેલું છે. બારીકીથી એ વિધાનોને અવલોકતાં તેમાં નીચેની બાબતો ધારી લીધેલી છે એમ જણાશે :

**પહેલી વાત:**—મૂડી અને શ્રમના પરિવર્તનની સુલભતા. દેશની મૂડી તથા શ્રમ એક જ ધંધામાં પડી ન રહેતાં એક ધંધામાંથી બીજા ધંધામાં તેનો ઉપયોગ કરી શકાય છે. પરદેશી માલની હરીફાઇમાં દેશનો અમુક ધંધો દબાઇ જવા પામે તો તેમાં રોકાયેલી મૂડી અને શ્રમ લોકો બીજા ધંધામાં રોકી શકે છે. પરંતુ વર્તમાન કાળમાં મૂડી અને શ્રમનું વિશિષ્ટત્વ બધું એટલું વધી ગયું છે કે મજુરોને તેમજ કારખાનાદારોને એક ધંધામાંથી બીજા ધંધામાં જવું મુશ્કેલ થઇ પડયું છે, એમ સંરક્ષણવાદીઓનું કહેવું છે.

**બીજી વાત:**—મૂડી અને શ્રમનું સ્થાન-સ્થૈર્ય. દેશની મૂડી અને શ્રમ દેશમાં જ રહે છે એ તત્ત્વ ઉપર બહિર્વ્યાપારની દલીલ જોડવવામાં આવેલી છે. સાધારણ રીતે આ તત્ત્વ સાચુ છે. પરંતુ સંરક્ષણવાદીઓ એમ કહે છે કે મૂડી અને શ્રમના દેશાંતર ગમનના પુષ્કળ ઉદાહરણો ઇતિહાસમાંથી મળી શકે તેમ છે.

**ત્રીજી વાત:**—આયાત તથા નિકાસનું સમતોલપણું. આયાત માલની કિંમત નિકાસ દ્વારા આપવામાં આવે છે. તેથી આયાત બંધ કરવી એ નિકાસ બંધ કરવા સરખું છે. પરંતુ પરદેશીઓ આપણા દેશમાં કારખાનાં ઉભાં કરવા માંડે એટલે ખુલ્લા વ્યાપાર વાળા દેશનો ધંધો નષ્ટ થાય એમ સંરક્ષણવાદીઓનું કહેવું છે.

**ચોથી વાત:**—જ્યાં સુધી શ્રમ અને મૂડી એ એના રોકાણથી નફો થયા કરે ત્યાં સુધી તેનો ઉપયોગ અમુક ધંધામાં જ કરવો

જોઇયે, એ વાત દેશને માટે મહત્ત્વની નથી. પરંતુ ખુલ્લા વ્યાપારના જનક ઍડમ સ્મિથને પણ આ કથન કબૂલ ન હતું, એવો તેનો ઉત્તર છે. નફો એ દેશની સંપત્તિનો એક ભાગ જ છે, અને જો નફો વધારે થાય તો ઉત્પત્તિ, બીજાં અંગ, ભાડું તથા મજુરી એની મેળે ઓછાં થાય છે. આથી જ વસાહતનો વ્યાપાર ખાસ વર્ગો અથવા સંસ્થાઓને હસ્તક મુકાય તે ઇષ્ટ નથી એમ ઍડમ સ્મિથનું કહેવું છે. તેના મત પ્રમાણે નફા ઉપરથી મૂડીનું રોકાણ ઉત્તમ રીતે થયું કે કેમ તે ઠરાવાતું નથી, પરંતુ તેથી પોસાતા મજુરોની સંખ્યા ઉપરથી તથા દેશમાં રોકાયેલી મૂડીની રકમ ઉપરથી ઠરાવાય છે. ઍડમ સ્મિથે એ તત્ત્વાનુસાર ખેતી, કારખાનાં, અન્તર્વ્યાપાર, બહિર્વ્યાપાર અને લાવજાનો વ્યાપાર, એવી રીતે ઘણા ધંધાની શ્રેષ્ટતાની પરંપરા નક્કી કરી છે. અને તેના તથ્યાંશ પણ છે.

**છેવટની વાતઃ**—ખુલ્લા વ્યાપારમાં તત્ત્વની સંગતતા રહે છે. ખુલ્લા વ્યાપારનું તત્ત્વ અન્તર્યાપાર અને બહિર્વ્યાપાર એ બન્ને માટે સરખું જ શ્રેયસ્કર છે, એમ એ વ્યાપારના સમર્થકો કહે છે. સંરક્ષણ તત્ત્વમાં માત્ર વિરોધ છે; એટલે કે, એ તત્ત્વાનુસાર દેશમાં ખુલ્લો વ્યાપાર જોઇયે અને તેને સંરક્ષણ અપાવું જોઇયે, એ બે વાતો પરસ્પર વિરોધી છે. સંરક્ષણવાદીઓનો ઉત્તર સીધોસટ છે કે દેશની અંદર ને અંદર શ્રમ અને મૂડીનું ગમે તેટલું સ્થાનાંતર થવા પામે તોપણ સઘળી સંપત્તિ દેશમાં જ રહે છે; પરંતુ ખુલ્લા વ્યાપારને પરિણામે જો મૂડી અને શ્રમ દેશની બહાર જાય તો રાષ્ટ્રીય દૃષ્ટિએ નુકસાન જ થાય; અને આવું નુકસાન ન થાય તેટલા માટે સંરક્ષણની આવશ્યકતાછે

હવે સંરક્ષણના સમર્થનમાં જે દલીલો રજુ કરવામાં આવે છે તે સંબંધે ટુંકમાં વિચાર કરીયે.

**પહેલું પ્રમાણ:**—વ્યાપારનું સમતોલપણું. ઉદ્યમપંથીઓ આના પ્રમાણ પર બહુ ભાર મુકે છે. તેમના મત પ્રમાણે દેશનો નિકાસ વ્યાપાર આયાત વ્યાપાર કરતાં હમેશાં વધારે હોવો જોઇયે; અર્થાત્ વ્યાપારનું સમતોલન દેશને અનુકૂળ હોવું જોઇયે. આમ થાય તો જ દેશની સંપત્તિ વધે અને દેશ આબાદ થાય, એમ આ પંથનું માનવું છે. નિકાસ વ્યાપારને ઉત્તેજન આપવા માટે બક્ષિશ અને જકાત વિષયક સગવડ હોવી જોઇયે અને આયાત વ્યાપાર ઓછો કરવા માટે તેના ઉપર જબરી જકાત નાંખવી જોઇયે. આવા આવા ઉપાયો યોજવા એટલે સંરક્ષણપદ્ધતિનો સ્વીકાર કર્યો કહેવાય. પરંતુ અર્વાચીન કાળમાં એ પ્રમાણોનું પોકળ ખુલ્લું થયું છે. કારણકે બહિર્વ્યાપારની મીમાંસામાં એમ દર્શાવાયું છે જ કે આયાત અને નિકાસ એ બે પરસ્પરાવલંબી બાબતો છે; આયાત અને નિકાસ માલની પરસ્પર અદલાબદલી થાય છે; અને જો તેમાં કંઇ બીજાં કારણો ન હોય તો એ બન્ને વ્યાપાર સરખી જ સ્થિતિમાં રહી શકે. વળી વ્યાપારનું સમતોલન એ દેશની સંપત્તિની કિંવા આબાદીની બિલકુલ કસોટી નથી. ઇંગ્લંડ દેશ સાંપત્તિક બાબતોમાં આબાદ છે તોપણ તે દેશની વિશેષ પરિસ્થિતિને અંગે તે દેશનો આયાત વ્યાપાર નિકાસ વ્યાપાર કરતાં હંમેશાં વધારે રહે છે. યુનાઇટેડ સ્ટેટ્સની બાબતમાં તે દેશ આબાદ હોઇને તેથી ઉલટી સ્થિતિ છે. હિન્દુસ્તાનની વિશેષ પરિસ્થિતિના અંગે હિન્દુસ્તાનનો નિકાસ વ્યાપાર આયાત વ્યાપાર કરતાં નિરંતર વધારે હોય છે. પરંતુ તેથી કંઇ એમ ન કહેવાય કે હિન્દુસ્તાન દેશ આબાદ છે, કારણકે હિન્દુસ્તાનની સાંપત્તિક સ્થિતિ સુધરતી જાય છે કે બગડતી જાય છે એ એક મહાન વાદગ્રસ્ત પ્રશ્ન છે. આ સંબંધમાં આપણે આ ગ્રન્થના છઠ્ઠા ભાગમાં વિચારીશું. સારાંશ

કે વ્યાપારના સમતોલનને વર્તમાન કાળમાં બિલકુલ જ મહત્ત્વ અપાતું નથી.

**બીજું પ્રમાણ:**—ઉદ્યોગવૃદ્ધિ. સંરક્ષણથી દેશની ખેતી અને કારખાનાંને ઉત્તેજન મળે છે. કારણકે કારખાનું નીકળે એટલે મોટાં મોટાં શહેરો નિર્માણ થવા લાગે છે; અને એ શહેરોને અનાજ અને કાચો માલ પૂરો પાડવાનું કામ ગામડાંઓનું—ખેતીનું હોઇને ખેતીને તેમની મારફત ઉત્તેજન મળે છે. વળી એક દેશમાં ઉત્પન્ન થતી વસ્તુઓ બીજા દેશમાં મોકલવી અને તેમાંયે ખાસ કરીને દેશનો કાચો માલ બહાર મોકલવો એ તો દેશની રસાળતા ઓછી કરવા બરોબર છે. કારણકે આવા પદાર્થોમાંથી માલ બનાવતી વખતે નકામા પડેલા ભાગનું જે ખાતર બની શકે તે દેશની જમીનને મળતું નથી. કૅરે નામના અમેરિકન સંપતિશાસ્ત્રકારે સંરક્ષણનું આ મુદ્દા પર સમર્થન કર્યું છે. ઉપરાંત દેશમાં જ ઉદ્યોગવૃદ્ધિ કરવાથી લાવજાનું મોટું ખર્ચ અને ત્રાસ બચવા પામે છે અને તેથી સંરક્ષણ પદ્ધતિ દ્વારા આવા ઉદ્યોગોની વૃદ્ધિ કરવી એ ઠીક છે. વર્તમાન કાળમાં આ પ્રમાણને બહુ મહત્ત્વ અપાતું નથી, કારણકે જાહેર વ્યવહારનાં સાધનોમાં હાલ મોટી ક્રાંતિ થવા પામી છે. વળી અત્યારે આખી દુનીયા એક મોટા બજાર રૂપ બની ગઇ છે, અને દેશની ઉત્પાદક શકિત એટલી બધી વધવા પામી છે કે, હાલનો મહત્ત્વનો પ્રશ્ન બહિર્વ્યાપારને માટે માર્ગ અને તક શોધવાનો જ થઇ પડ્યો છે.

**ત્રીજું પ્રમાણ:**—મજુરી ઉપરનું પરિણામ. બહિર્વ્યાપારની મીમાંસામાં એમ દર્શાવાયું છે કે, બે દેશો વચ્ચે વ્યાપાર શરૂ થયો એટલે પદાર્થોની કિંમત એક થાય છે; અને જ્યાં મજુરીનો દર વધારે હોય છે ત્યાં તે કમી થવા લાગે છે. મતલબ કે, એક દેશમાં

મજુરીનો દર ઓછો હોય તો તેની અસર બીજા દેશ ઉપર થયા વગર ન રહે. પરંતુ મજુરો માટે એ અસર અનિષ્ટ છે અને તેથી તેમના સંરક્ષણ અર્થે પણ તે અસરને દૂર કરવાની જરૂર છે, એમ સંરક્ષણવાદીઓ કહે છે. આ જ મુદ્દાથી અમેરિકામાં સંરક્ષણનું મંડન થાય છે. અમેરિકામાં મજુરીનો દર વધારે છે. એટલે જો ત્યાં ખુલ્લો વ્યાપાર શરૂ થાય તો મજુરીનો દર ઘટવા પામે; એટલા સારૂ અમેરિકન લોકો સંરક્ષણ માગે છે. પરંતુ ખુલ્લા વ્યાપારના સમર્થકો આ દલીલનો ઉત્તર એવી રીતે આપે છે કે આ દલીલ પરસ્પર વિરોધી છે. અમેરિકામાં મજુરીનો દર વધારે છે તેથી તેનું સંરક્ષણ થવું જોઇયે એમ કહેવામાં આવે છે, પરંતુ આથી તદ્દન ઉલટાં જ કારણો માટે રશીયામાં સંરક્ષણ તત્ત્વનું સમર્થન કરવામાં આવે છે. રશીયામાં મજુરીનો દર બહુ ઓછો છે. ઇંગ્લંડના મોંઘા મજુરો રશીયાના ગરીબ મજુરોને ચગદી ન નાખે એટલા માટે તે દેશમાં સંરક્ષણ જોઇયે, એવું સંરક્ષણવાદીઓનું કહેવું છે. સંરક્ષણવાદીઓની આ દલીલ પરસ્પર વિરોધી છે અને તેથી જ તે અસંબદ્ધ છે એમ ખુલ્લા વ્યાપારીઓ કહે છે.

**ચોથું પ્રમાણઃ**—નવા ઉદ્યોગોને ઉછેરવાની જરૂર. આ દલીલ સૌથી વધારે મહત્ત્વની છે અને ખુલ્લા વ્યાપારના સુપ્રસિદ્ધ સમર્થક મિલે તેનું ખરાપણું કબૂલ કર્યા બાદ તેનું મહત્ત્વ વિશેષ વધ્યું છે. જ્યાં સુધી એક દેશનો ઉદ્યોગ નવો હોય ત્યાં સુધી પરદેશના ખીલેલા ધંધાની સાથે હરિફાઇ કરવાનું તેનાથી બની શકે નહિ. આથી આવી સ્થિતિમાં સંરક્ષણ પદ્ધતિનું અવલંબન કરવું આવશ્યક છે. જેમ બાળકને બાલ્યાવસ્થામાં તેના પિતાના લાલનપાલનની જરૂર છે, તે જ પ્રમાણે બાળધંધાને પણ સરકારના લાલનપાલનની જરૂર છે. આવી સ્થિતિમાં ખુલ્લો વ્યાપાર શરૂ કરવામાં આવે અને જો તે ચાલુ રહે તો આ સુકુમાર બાળધંધો હરિફાઇમાં ચૂરેચૂરા થઇ જવા પામે.

આથી, આવી સ્થિતિમાં સંરક્ષણ પદ્ધતિનું અવલંબન અવશ્ય થવું જોઇયે. આ દલીલના ઉત્તરમાં ખુલ્લા વ્યાપારના સમર્થકો એવો ઉત્તર આપે છે કે સંરક્ષણ પદ્ધતિનું અવલંબન એક વખત થયું કે સઘળા ધંધા પરાવલંબી જ થવાના. અને તેને પરિણામે તેની સ્વાભાવિક વૃદ્ધિ અટકી પડવાની. ઉપરાંત જે જે ધંધાઓને સંરક્ષણ મળે તે તે ધંધાના લોકોનું હિત તે સંરક્ષણને કાયમી બનાવવામા જ સમાયલું હોઇને, ખુલ્લા વ્યાપારનું તત્ત્વ પુનઃ અસ્તિત્વમાં આવી જ શકતું નથી.

**પાંચમું પ્રમાણઃ**—ઉદ્યોગની વિવિધતા. પ્રત્યેક દેશમાં ઉદ્યોગની વિવિધતા હોવી જોઇયે; અને તે દેશ બને તેટલો સ્વયંપૂર્ણ અને સ્વાવલંબી હોવો જોઇયે. આથી સંરક્ષણની સહાયથી દેશમાં પુષ્કળ ધંધાઓ નિર્માણ કરવા જોઇયે. જો ધંધાની વિવિધતા હોય તો દેશ દરેક બાબતમાં સુધરતો જાય છે અને તેની બુદ્ધિ એકદેશીય રહેવા નથી પામતી. દેશ જો હમેશાં ખેતી ઉપર જ આધાર રાખનારો બને તો તે પરાવલંબી બની જાય અને તેને લઇને તે દેશની બૌદ્ધિક, નૈતિક વગેરે સર્વાંગ સુધારણા ન થાય. પ્રસિદ્ધ જર્મન સંપત્તિશાસ્ત્રકાર લિસ્ટે છેલ્લાં બે પ્રમાણો પર ભાર મુકયો છે. તેનો મત એવો છે કે જે જે દેશોમાં ઉદ્યોગની વિવિધતા થઈ શકે તેમ હોય (અને સમશીતોષ્ણ કટિબંધના ઘણાખરા દેશોમાં તેમ કરવું શક્ય છે) તે તે દેશોએ તે કરવી જ જોઇયે. તેથી કરીને લોકોની જરૂરીયાતો વધે છે, તેમની અભિરુચિ વધે છે, સંપત્તિ વિષયક પુષ્કળ પ્રકારનું જ્ઞાન પણ તેમને મળે છે અને એ જ્ઞાનને યોગે સંપત્તિ મેળવવાની ઇચ્છા અને વાસના પણ વધે છે. આવી સ્થિતિ ઉદ્ભૂત થાય ત્યાં સુધી સંરક્ષણ પદ્ધતિનું અવલંબન કરવું જોઇયે. અર્થાત્, દેશમાંથી માલ નીકળવા લાગે અને દેશનાં કારખાનાં પ્રૌઢ

દશા પ્રાપ્ત કરે તે પછી જ ખુલ્લો વ્યાપાર સ્વીકારવો જોઇયે. કારણકે સંરક્ષણ પદ્ધતિ નિરંતર ચાલુ રહેવા પામે તો દેશનાં કારખાનાંઓની પ્રગતિ થાય નહિ, કારણકે સઘળી પ્રગતિ સ્પર્ધા અને જીવનકલહ હોય તો જ શકય છે.

અત્યાર સુધી આપણે ખુલ્લા વ્યાપાર અને સંરક્ષણ બન્ને પક્ષોનાં પ્રમાણો નિષ્પક્ષપાતપણે રજુ કર્યાં. બન્ને પક્ષનાં અમુક અમુક પ્રમાણો ભૂલાં છે એ તો હવે વાચકને સમજાયું જ હશે. પરંતુ ખુલ્લા વ્યાપારના સંબંધમાં શ્રમવિભાગનું પ્રમાણ સયુક્તિક છે. વળી હરિફાઇ એ સર્વ સુધારણાનું મૂળ છે એ વાત પણ નિઃશંક છે. આ દૃષ્ટિથી વ્યાપાર બની શકે તેટલો ખુલ્લો હોય તે ઇષ્ટ છે. તેમજ સંરક્ષણની બાબતમાં ચોથું અને પાંચમું એ બન્ને પ્રમાણમાં તથ્યાંશ ઘણો છે એમ પણ કબૂલ કરવું જ પડે છે. વળી ખુલ્લા વ્યાપારનું ધ્યેય વિશ્વબન્ધુત્વ છે, ખુલ્લો વ્યાપાર માત્ર એકેક દેશનો વિચાર ન કરતાં એકંદર જગતની સંપત્તિ કયા ઉપાયથી વધી શકે તે જોનારો છે. સંરક્ષણ તત્ત્વનું ધ્યેય રાષ્ટ્રીયત્વ છે. પોતાના દેશની સંપત્તિ કયા ઉપાયથી વધે એ તરફ તેનું વિશેષ લક્ષ હોય છે. જ્યાં સુધી આખું જગત એકછત્ર થયું ન હોય, અથવા તેમ થવાનો રંગ દેખાતો ન હોય અને જ્યાં સુધી રાષ્ટ્ર રાષ્ટ્રમાં વૈર, ઇર્ષ્યા, સ્પર્ધા વગેરે દૃશ્યમાન થતાં હોય ત્યાં સુધી દરેક દેશે પોતાના હિત પ્રતિ નજર રાખવી જરૂરની છે, અને તેથી પોતાના દેશની સાંપત્તિક આબાદી કરવા માટે સંરક્ષણ પદ્ધતિનું અવલંબન કરવાની જરૂર જણાય તો તેમ કરવાનો દરેક દેશને અધિકાર પણ છે. સારાંશ કે ખુલ્લા વ્યાપારનું તત્ત્વ સાચું કે સંરક્ષણનું તત્ત્વ સાચું, એ પ્રશ્નનો ઉત્તર તાત્વિક દૃષ્ટિથી આપી શકાતો નથી. આ પ્રશ્ન ગણિતશાસ્ત્રની પેઠે તાત્વિક અને સર્વત્ર લાગુ કરી શકાય તેવો નથી.

---

